# મધુરાણી.

પ્રયોજક:

સાકરલાલ મગનલાલ કાપડિયા.

૩૧, અનંતવાડી, મુંબઇ, નં. ૨.



આવૃતિ ૧ લી  સને ૧૯૨૨  પ્રત ૧૦૦૦

# પ્રસ્તાવના.

વિશ્વ વિખ્યાત કવિવર રવીન્દ્રનાથ ટાગોરને કોણ નથી ઓળખતું ? એશિયાના–ભારતના એ કવિ પયગમ્બરના દિવ્ય સંદેશ જડવાદી પશ્ચિમને પણ મંત્રમુગ્ધ બનાવી રહ્યા છે તો યુગયુગજૂના ભારતીઓના તત્વપ્રિય હૃદયને રવીબાબુની મધુરી બંસરીનું દિવ્ય સંગીત હલમલાવી નાખે તેમાં શી નવાઇ ?

'ગોરા' નું ભાષાંતર ગુજરાતી આલમને ચરણે ધરી આ લેખકે રવીન્દ્રબાબુના વિશ્વવ્યાપી પ્રેમ ધર્મની ગુજરાતને કંઇક ઝાંખી કરાવી હતી. આજે રવીબાબુનું આખું તત્વજ્ઞાન "મધુરાણી" દ્વારા ગુર્જર સાહિત્યને ચરણે ધરવાનો મને લ્હાવો મળે છે અને તે માટે હું રવીન્દ્રબાબુનો બહુજ આભારી છું. મૂલ બંગાલી "ઘરે બાહિરે" તથા તેના 'મોડર્ન રિવ્યુ' માં ક્રમશઃ પ્રકટ થયલા અંગ્રેજી ભાષાંતરને આધારે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

મધુરાણીમાં પ્રભુના ભવ્ય સંદેશ છે, કાવ્ય છે, મસ્તી છે, નિર્મલ દેશાભિમાન છે અને તેથી ય વિશેષ બીજું કંઇ કંઇ છે. શાંતિનિકેતનના દિવ્ય ગાયકની મધુર બંસરીનું સંગીત ગુજરાતીમાં ઝીલવું અશક્ય તો નથી પણ મુશ્કેલ તો છે. એ સંગીત કેટલે અંશે હું ઝીલી શક્યો છું તેનો નિર્ણય કરવાનું કામ ગુજરાતના નિષ્પક્ષપાત અવલોકનકારોનું છે.

પૂજ્ય ભાવે, આતુર હૃદયે રવીબાબુની દિવ્ય ભાવનાઓ ઝીલવાનો મેં શક્ય પ્રયાસ કર્યો છે. છતાં કંઇક તૂટી કે અરસિકતા જણાય તો તે મારો દોષ છે અને તે માટે હું કવિવર ટાગોરની ક્ષમા યાચું છું.

કોઇપણ વાંચનારને આ ભાષાંતર વિષે કાંઇ સૂચના કરવી યોગ્ય લાગે તો તે મારા પર લખી મોકલવાથી બીજી આવૃતિ પ્રસંગે તે પર યોગ્ય લક્ષ આપવામાં આવશે.

છાપની ભૂલો રહી છે પણ તે અક્ષમ્ય નથી.

૩૧, અનન્તવાડી,
મુંબઇ નં. ૨.
તા. ૨૦–૪–૨૨.

સાકરલાલ મગનલાલ કાપડિયા.

## અનુક્રમઃ

## આજ લેખકનાં બીજાં
## રસિક પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | અંધકાર પર પ્રકાશ | રૂ. ૨–૮ |
| ૨ | પેલે પાર ( નાટક ) | " ૧–૦ |
| ૩ | મધુર મિલન | ,, ૨–૦ |
| ૪ | સ્વરાજ્યને પંથે | ,, ૨–૮ |
| ૫–૬ | ગોર (ટાગોર) ૨ ભાગ | ,, ૭–૦ |
| ૭–૧૧ | સૌન્દર્ય વિજય (રેનોલ્ડસ) ૫ ભા. | ,, ૧૨–૦ |
| ૧૨–૧૩ | કમનસિબ લીલા ૨ ભાગ | ,, ૪–૦ |
| ૧૪ | કલંકિત કાઉન્ટેસ (ડિટેકટિવ) | ,, ૩–૦ |
| ૧૫ | આનંદ ઝરણાં | ,, ૨–૮ |
| ૧૬ | રસ મંદિર | ,, ૨–૮ |
| ૧૭ | બુલબુલ | ,, ૩–૮ |
| ૧૮ | પ્રેમ સમાધિ ( છપાય છે. ) | |
| ૧૯ | લોહીનો વેપાર ,, ,, | |
| ૨૦ | એકજ ભૂલ ,, ,, | |

લખોઃ

**સાકરલાલ મગનલાલ કાપડિયા.**

**૩૧, અનંતવાડી, મુંબઇ નં. ૨.**

# મધુરાણી.

## પ્રકરણ ૧ લું.

### વિમલાની આત્મકથા.

૧

વ્હાલી બા ! આજે આટલાં વર્ષે તારી સીંદુરભરી સેંથી, તારી વિશાલ લાલ પટાવાળી સાડી અને તારી ઉંડી શાંતિભરી આંખોનું મને પુનઃ સ્મરણ થાય છે. મારા જીવનના આરંભમાં, ઉષાની રમણીય સુરખી સમાં એ ચિન્હો જાણે મારા જીવનપ્રવાસમાં મારા દૈવી ભોમિયા હોયની એવું મને લાગે છે.

જ્યોતિર્મય આકાશ નીલરંગી છે; પણ મારી માતાનો વર્ણ શ્યામ હતો. છતાં તેના વદનપર પવિત્રતાની તે જ્યોતિ ઝગારા મારતી હતી કે જેની પાસે સારાય સંસારનું સૌન્દર્ય શિર ઝુકાવતું.

હું મારી માતાની આબાદ પ્રતિચ્છાયા છું એમ બધા કહે છે. બચપણમાં હું એ સાંભળી ગુસ્સે થતી. આયનામાં મારૂં વદન જોતાં મને આયનાપર ક્રોધ ઉપજતો. મારો વર્ણ પણ શ્યામ છે. મને શ્યામ બનાવવામાં બ્રહ્માએ અન્યાય કર્યો છે—મને સુન્દરતા અર્પવામાં બ્રહ્માની ભૂલ થઇ છે એવી મારી માન્યતા હતી. આ ભૂલના બદલામાં હું પ્રભુ પાસે એટલુંજ માગતી કે કવિના રમણીય કાવ્યમાં રમી રહેતી આદર્શ પત્ની થવાનું સદ્‌ભાગ્ય મને મળે.

મારા લગ્નની વાત ચર્ચાવા લાગી ત્યારે જોશી મહારાજે ભવિષ્ય ભાખ્યું હતું કે "મારા ગ્રહ બહુ સારા છે. હું આદર્શ પત્ની થઇશ." જે સ્ત્રીઓએ આ વાત સાંભળી તે બધી બોલવા લાગી: "બરાબર છે. એ એની મા જેવીજ છે."

હું એક રાજ્યકુટુંબમાં પરણી. પરીઓની વાતમાં આવતા યુવરાજનાં વર્ણનો મેં બાલપણામાં ખૂબ વાંચ્યાં હતાં, પણ મારા પતિનું વદન પરીઓની વાતમાં આવતા રાજકુમાર જેવું ન્હોતું. મારા વદન જેવું એમનું વદન પણ શ્યામ હતું. તેથી મારા સૌન્દર્ય વિષે મને જે લજ્જા થતી હતી તે જરા ઓછી થઇ; છતાં મારા દીલમાં બ્રહ્માની ભૂલ માટે જરા ડંખ તો રહીજ ગયો.

જ્યારે બાહ્ય સૌન્દર્ય વિકારહીન થઇ હૃદયમાં સ્થાન લે છે ત્યારે તે પોતાની જાતનેજ ભૂલી જાય છે. સૌન્દર્ય તેના આંતરસ્વરૂપમાં કેવી મધુર ભક્તિરૂપ છે તે હું મારા બાલપણના અનુભવથી જાણું છું. મારી માતા તેના સ્નેહાલ હાથે ચૂટેલાં ફૂલો એક રકાબીમાં સુંદર રીતે ગોઠવી મારા પિતાને ખાવા બેસાડતી અને પોતે હાથમાં પંખો લઇ માખી ઉરાડતી તેમની પાસે બેસતી ત્યારે તેના પ્રેમ આગળ સારાય સંસારનું સૌન્દર્ય તુચ્છ થઇ જતું. મારા બાલપણમાં પણ મને એ પ્રેમની દૈવી શક્તિનું કૈંક ભાન થયું હતું. કવિની કલ્પના, વકતાનો વિવાદ અને કલાકારની કલા તેની પાસે ઝાંખી પડી જતી. મધુર, અનંત સંગીત તેમાંથી ઝર્યા કરતું.

મને બરાબર યાદ છે. મારા લગ્ન પછી ઉષાના આગમન પ્રસંગે ચુપચુપ ઉઠીને હું મારા પતિની ચરણરજ માથે ચઢાવતી. પતિને જગાડયા વિના ચુપચુપ હું તેમ કરતી તે વખતે જાણે મારા કપાળ પરનો ચાંદલો શુક્રના તારા પેઠે ઝગારા મારતો હોયની એમ મને લાગતું!

એક દિવસ હું મારા પતિની ચરણરજ લેતી હતી ને તે જાગી ગયા.

"વિમલા! શું કરે છે!" તેમણે સ્મિત કરી પૂછ્યું.

તેમણે મને પકડી પાડી તેથી હું અત્યંત લજ્જિત થઇ. એ વાત હું કદિ પણ ભૂલી શકતી નથી. છૂપી રીતે તેમને વ્હાલી થવાનો પ્રયત્ન કરૂં છું એમ પણ કદાચ તેમને લાગ્યું હોય! પણ નહિ, નહિ; હું તેમની ચરણરજ લેતી તે મારા સ્ત્રીહૃદયમાં ઉછળતા પ્રેમનેજ લીધે! સ્ત્રીનું સ્નેહાળ હૃદય ભક્તિનીજ ઝંખના ર્ક્યા કરે છે; અને અનંત પ્રેમ એટલે ભક્તિ નહિ તો બીજું શું!

મારા સસરાનું કુલ મોગલ બાદશાહોના સમયથી કીર્તિવંત ગણાતું હતું. અમારા ઘરના કેટલાક રિવાજો મોગલો ને પઠાણોના તથા કેટલાક મનુ ને પરાશરના હતા; પણ મારા પતિ તો તદ્દન વીસમી સદીના હતા. અમારા ઘરમાંથી તેમણેજ પહેલ વહેલાં કૉલેજમાં પ્રવેશ કરી એમ. એ. ની પદવી લીધી હતી. તેમના મોટા ભાઇ શરાબની બૂરી લતથી યુવાન વયમાં ગુજરી ગયા હતા. તેમને કંઇ બાલક ન્હોતું. મારા પતિ શરાબને સ્પર્શતા પણ નહિ તેમ તેમને બીજું પણ કોઇ વ્યસન ન્હોતું. તેમના આ સદ્ગુણો

અમારા કુલના પુરૂષોમાં ન્હોતા. શ્રીમંતોમાં સદ્‌ગુણો ભૂષણરૂપ નહિ પણ દૂષણરૂપ મનાય છે તેથી મારા પતિના નિષ્કલંક ચારિત્ર્ય માટે તેમની હાંસી થતી. કંગાલો માટેજ પવિત્રતા સર્જાઇ છે, શ્રીમંતોએ તો અયશ આરામમાંજ જીવન ગાળવાનું છે એવી માન્યતા અમારામાં પ્રચલિત હતી. ચંદ્રમાંજ કલંક હોય છે–તારામાં નહિ એમ બધા છડેચોક બોલતા.

મારાં સાસુ સસરા ઘણાં વર્ષ પૂર્વે મરણ પામ્યાં હતાં; પણ મારાં વડાં સાસુ જીવતાં હતાં. ઘરનું તંત્ર તેમનાજ હાથમાં હતું. મારા પતિને તે આંખની કીકી સમા–હૃદયના હાર સમા ગણતાં. આમ હોવાથી મારા પતિએ જ્યારે જૂના રીતરિવાજોને તિલાંજલિ આપવા માંડી ત્યારે 'ડોસીમા' એ વિગ્રહ જગાવ્યો ન્હોતો. મને અંગ્રેજી ભણાવવા માટે એ મિસ ગીલ્બીને બોલાવી લાવ્યા ત્યારે તો તેમનાપર ઘરમાંથી ને બહારથી ગાળોનો વર્ષાદજ વરસ્યો હતો પણ મારા પતિ અડગ રહ્યા અને મિસ ગિલ્બી મારી શિક્ષિકા નીમાઈ.

તે વખતે તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી અને એમ. એ. નો અભ્યાસ કરતા હતા. કૉલેજમાં હાજરી આપવા માટે તેમને કલકત્તામાં રહેવું પડતું. દરરોજ તેઓ મારાપર ચાર પાંચ લીટીનો કાગળ લખતા. તેમના શબ્દો સાદા પણ હૃદયના ભાવથી ઉછાળા મારતા હતા. એ શબ્દોજ મને કેવા સ્નેહાળ લાગતા હતા! તેમના પત્રો સુખડની એક સુન્દર પેટીમાં હું રાખી મુકતી ને બગીચામાંથી ફૂલો ચૂંટી લાવીને રોજ તેની વ્હાલથી પૂજા કરતી.

તે સમયે પ્રભાતે ફીકા પડતા ચંદ્રની પેઠે પરીઓની વાતમાંનો રાજકુમાર મારા સ્મરણમાંથી ઉડી ગયો. મારો રાજકુમાર મને મળી ગયો હતો અને તેને મેં મારા હૃદય સિંહાસનપર પધરાવ્યો હતો. હું તેની રાણી હતી, તેને પડખે મારૂં આસન હતું પણ મારો સાચો આનંદ તો તેના ચરણની સેવામાં હતો.

ત્યાર પછી હું ભણી. અંગ્રેજી ભાષા તથા નવયુગથી પરિચિત થઇ તેથી આ શબ્દો હમણાં તો મને શુષ્ક ગદ્ય જેવા લાગે છે. સ્ત્રીનો પ્રેમ તેની સેવામાં–તેની ભક્તિમાંજ પ્રકાશે છે એ બીના તો હું નવી સંસ્કૃતિથી પરિચિત ન્હોતી ત્યારે પણ જાણતી હતી. સ્ત્રીનો પ્રેમ કંઇ કવિના સ્વર્ગીય તરંગ સમો નથી. એ પ્રેમ પોતેજ જીવંત કવિતા છે. એ પ્રેમ પોતેજ મધુર સંગીત છે.

પણુ મારા પતિ મને સેવા કરવા દેતાજ નહિ એ તેમની મહત્તા હતી. જેઓ પોતાની પત્ની પાસેથી પોતાના અધિકાર તરિકે સેવાની માગણી કરે છે તેઓ હીચકારા છે. એવી બલાત્કારપૂર્ણ ભક્તિ ઉભયને લાંછનરૂપ છે.

મારા પતિના મારાપરના પ્રેમની સીમાજ ન્હોતી. નિરંતર તે મને આનંદમાં રાખતા. તેમની દોલત-તેમનું હૃદય-તેમનો પ્રેમ-સર્વપર મારી માલીકી હતી. તે મારાપર જાણે પ્રેમનો વર્ષાદજ વરસાવતા ને મને મુઝવી નાખતા.

બધાય પ્રાચીન રિવાજોને તિલાંજલિ આપવાનું અશક્ય હોવાથી અમે દિવસે વધુ મળી શકતાં નહિ. પણુ તેમના આગમનનો વખત હું બરાબર જાણીને તેમના સત્કાર માટે ઉછળતે હૈડે તૈયાર રહેતી. મધુર સંગીતના રણકાર સમો તેમનાં પગલાંનો અવાજ મને લાગતો. એ સંગીત સૂણુવાને મારા કાન હમ્મેશાં આતુર રહેતા.

મારૂં કામ પુરૂં કરી પાછલા પહોરે સ્નાન કરી હું મારા બાલ શણુગારતી, નવો ચાંદલો કરતી અને સુંદર સાડી પહેરી દુનિયાના બધાય વિચારોને બાજુએ મૂકી દઇ આ સમય ફક્ત એકજ વ્યક્તિને સમર્પણુ કરતી. આ મંગલ ઘડી દરરોજ આવતી. તે ટૂંકી છતાંય અનંત હતી ને એ ઘડીનું સુખ વ્યક્ત છતાંય અવ્યક્ત હતું.

મારા પતિ કહેતા કે પતિ પત્ની પ્રેમના સામ્રાજ્યમાં સમાન છે; કેમકે ઉભય એકમેકના પ્રેમની સમાન અપેક્ષા રાખે છે. હું તેમની સાથે આ વિષે કદિ વાદમાં ઉતરતી નહિ પણુ મારૂં હૃદય મને કહેતું કે ભક્તિથી-સેવાથી સાચી સમાનતા જરાય ઓછી થતી નથી-ઉલટી તેની મહત્તા વધે છે. એમ થવાથી ઉચ્ચ સમાનતાનો આનંદ જળવાઇ રહે છે. ભક્તિ વિનાની-પ્રેમ વિનાની સમાનતામાં કંઇ રસ નથી.

મારા પ્રિયતમ! તેં કદિપણુ મારી પૂજાની અપેક્ષા રાખી નથી; પણુ જો તેં મારી સેવાની માગણી કરી હોત તો સારૂં થાત. તેં તારો પ્રેમ મને શણુગારીને, મને ભણાવીને અને મેં જે જે માગ્યું તે સર્વ આપીને વ્યક્ત કર્યો. તું જ્યારે મારી આંખોમાં આંખ મીલાવતો ત્યારે તારા અનંત પ્રેમનું મને ભાન થતું. મારા પરના પ્રેમને લીધે તું તારૂં દુઃખ દબાવી દેતો તે પણુ હું જાણી ગઇ હતી. મારા શરીરને તું નંદનવનના પુષ્પ સમું માનતો. તું મારા પ્રત્યેક કાર્યને ચાહતો. જાણે કોઇ દેવદુર્લભ વસ્તુ તને મળી હોયની તેમ તું મારૂં જતન કરતો!

તને મારી પાસે ખેંચી લાવવાની શક્તિ માટે તારો પ્રેમ જોઇ મને અભિમાન ઉપજતું; પણુ આવું અભિમાન સ્ત્રીહૃદયના

અબાધિત પ્રેમઝરણના વહનને રોકે છે! રાણીની ગાદીપર બેસી હું મારી મહત્તા વધારવાનો દાવો કરૂં તો તેથી એ 'દાવો' જ ભયંકર થઇ જાય છે. પછી હકની મારામારી શરૂ થાય છે ને હૃદયને કદિપણ સંતોષ થતો નથી. 'પતિપર મારી સત્તા છે' એવી ભાવનાથી કદિ કોઇ સ્ત્રીને સાચું સુખ મળ્યું છે? પોતાના અભિમાનને ભક્તિરૂપે ઢોળી દેવું તેમાંજ સ્ત્રીજીવનની મુક્તિ છે.

અમારા એ સુખી કાલમાં અમારી આસપાસ ઇર્ષ્યાની આગ નિરંતર સળગ્યા કરતી તે આજે પણ મને યાદ આવે છે, અને મારાપર ઇર્ષ્યા ઉપજે તે સ્વાભાવિક હતું કેમકે હું એ રાજકુટુંબમાં વગર હકકે, ફક્ત ગ્રહનાજ બલે ઘૂસી ન્હોતી ગઇ! ઇશ્વર પણ કંઇ કાચો નથી. નસિબદેવીની કૃપાથી મળેલું સુખ, તેનું ઋણ જરાએ જરા અદા ર્ક્યા વિના કાયમ રહેતું નથી. પ્રભુ તો આપી છૂટે-પણ તે લેવાની અને જાળવી રાખવાની યોગ્યતા તો આપણામાંજ હોવી જોઇએ. પણ અરેરે! ઇશ્વરે આપેલી અનેક અણમોલ બક્ષીશો કેટલાય નાલાયક માણસો જાળવી શકતા નથી.

મારાં સાસુ તથા વડાં સાસુ બન્ને તેમનાં રૂપ માટે પ્રખ્યાત હતાં. મારી વિધવા જેઠાણીનું સૌન્દર્ય પણ ગજબ નાક હતું. દુર્દૈવે તે વિધવા થઇ ત્યારે મારી વડી સાસુએ પોતાના બીજા દીકરા માટે બહુ રૂપાળી વહુ ન જોવાના કસમ લીધા હતા. ફક્ત મારા સુન્દર ગ્રહોનેજ પ્રતાપે હું આ રાજકુલમાં આવી. એ પદવી માટે એ શિવાય બીજી કશી યોગ્યતા મારામાં ન્હોતી.

અમારા વિલાસી ઘરમાં કોઇપણ સ્ત્રીને તેના પતિ તરફથી યોગ્ય માન મળતું નહિ, પણ તેઓ તેમના પતિના દુર્ગુણોથી ટેવાઇ ગઇ હતી. દારૂની કેફનાં ધીંગાણાં તથા વેશ્યાનાં નૃત્ય જોઇ જોઇને તેમની આંખો રડી રહી હતી, છતાં 'રાણી' પણાના અભિમાનમાં હમ્મેશાં તેઓ માથું ઉંચુ રાખીને ફરતી. મારા પતિ દારૂને અડકતા પણ નહિ. તે પોતાના પુરૂષત્વને સ્ત્રીઓના બજારમાં વેચવા જતા નહિ. મારામાં એવી તે કઇ મોહિની વિદ્યા હતી કે જેથી પુરૂષનું ઉદ્દામ અને ભટકતું મન શાંત થઇ જતું? મારા સદ્દભાગ્ય શિવાય મારી પાસે કંઇજ ન્હોતું. મારી જેઠાણી આ બાબતમાં અત્યંત હીનભાગી હતી. સંધ્યા પૂર્વેજ તેનો ઉત્સવ નષ્ટ થઇ ગયો હતો અને ભયાનક નિર્જન સ્થાનમાં રાત્રીના નીરવ એકાંતમાં તેનું યૌવન અને સૌન્દર્ય બળ્યા કરતાં. તેના દિવાન ખાનામાં સંગીત ન્હોતું, પ્રેમ ન્હોતો, તૃપ્તિ ન્હોતી; હૃદયના ખુણે ખુણામાં ભયંકર આગ સળગ્યા કરતી.

મારા પતિના આધુનિક યુગ પરના પક્ષપાત માટે તેમની ભાભી તેમને ધિક્કારતી. પ્રાચીન કાળથી યશસ્વી થયલી કુટુંબનૌકાનું સુકાન મારા પતિ મારા જેવી નાદાન પત્નીના હાથમાં સોંપી દે તે કેવી મૂર્ખાઇ? એમ તે બોલતી. ઘણીવાર મારે પણ તેના ધિક્કારના ભોગ થવું પડતું. 'ધણીનો પ્રેમ ચોરનારી ચોર!—સુંદર, નિર્લજ્જ વસ્ત્રોમાં છૂપાયલી કપટી—' એવા એવા બોલ ઘણીવાર મારે કાને પડતા. મારા પતિ મને નવી નવી ફેશનનાં વસ્ત્રો લાવી આપતા તે જોઇ તે બળી જતી. 'એના શરીરને કપડાંની દુકાન જેવું બનાવી દેતાં એને શરમ નથી આવતી?' એમ તે બોલતી.

મારા પતિ આ બધું જાણતા; પણ તેમના સૌજન્યની સીમાજ ન્હોતી. મારી જેઠાણીને ક્ષમા કરવાની તે મને વિનવણી કરતા. મેં એક દિવસ તેમને કહ્યું:

"સ્ત્રીઓનાં મન કેવાં ક્ષુદ્ર અને સાંકડાં હોય છે?—"

"ચીનીના પગ જેવાં—" તેમણે જવાબ આપ્યો "પણ એ ક્ષુદ્રતા અને વક્રતા સ્ત્રીઓમાં સામાજિક બંધનોના ભારથીજ નથી આવી? સ્ત્રીઓ જુગારી વિધાતાના પાસા જેવી છે. એમાં એ બિચારીઓનો વાંક શું?"

મારી જેઠાણી જે જે માગતી તે તેને મારા પતિ તરત આપતા. તેની માગણી યોગ્ય છે કે નહિ તેનો પણ તે વિચાર કરતા નહિ. પણ આટલું આટલું કરવા છતાં મારી જેઠાણી કૃતઘ્ન થતી ત્યારે મારૂં મન અત્યંત ક્ષુબ્ધ થઇ જતું. મારી જેઠાણીના પીઠ પાછળ નિંદા ન કરવાનું મેં મારા પતિને વચન આપ્યું હતું છતાં મારા અંતરમાં ક્રોધનો ભડકો તો રહેતોજ. મને લાગતું કે સૌજન્યની પણ સીમા હોય છે. એ સીમા ઓળંગવાથી પુરૂષોનાં મન નિર્બલ થાય છે. સાચું પૂછો તો કોઇ કોઇવાર મને એમ પણ લાગતું કે મારા પતિમાં જરા ઓછી સજ્જનતા હોત તો સારૂં થાત!

મારી જેઠાણી—મોટી રાણી હજુ યુવતી હતી. તે કદિપણ સાધુતાનો દંભ કરતી નહિ. ઉલટું તેની વાતચીત, હાસ્ય તથા ઠઠ્ઠા મશ્કરીમાં ઉદ્ધતાઇ વધુ જણાઇ આવતી. જુવાન, ઉધ્ધત દાસીઓ સાથે તે ગમે તેવી ઠઠ્ઠા મશ્કરી ઉડાવતી, પણ તે માટે તેને કોઇ કંઇ કહે તેમ ન્હોતું; કેમકે અમારા ઘરનો એ તો સામાન્ય ચાલ હતો. મારા સદ્દભાગ્યે મારા પતિ નિષ્કલંક હતા તે તેની આંખમાં ખુબ ખૂંચતું, પણ મારા પતિ તેના દોષ જોતા નહિ; ઉલટા તે તો તેના દુર્ભાગ્ય માટે તેની દયા ખાતા.

૨

મારા પતિ મને જનાનામાંથી બહાર કાઢવાને અત્યંત આતુર હતા. એક દિવસ મેં તેમને કહ્યું:

"બહારની દુનિયાનું મારે શું કામ છે ?"

"તને જરૂર નથી પણ દુનિયાને તો તારી જરૂર છે ને ?" તેમણે જવાબ આપ્યો.

"આટલા દહાડા દુનિયાને મારા વગર ચાલ્યું તો હવે પછી પણ ચાલશે, મારા વિના તે મરી નથી જવાની–"

"મરી જવાની હોય તો ભલેને મરી જાય! મને તેની પંચાત નથી, હું તો મારોજ વિચાર કરૂં છું."

"શું? તમને શું છે? કહોને?"

જવાબમાં મારા પતિ એક સ્મિત સહ મૌન રહ્યા.

હું તેમની આ મધુર ટેવ જાણતી હતી. મેં તરતજ કહ્યું:

"નહિ, નહિ; એમ ઉડાવો ના, બોલો તમે શું કહેતા હતા?"

"ફક્ત શબ્દોથી કોઇ વિષયનો અંત આવે ખરો?"

"તમે આમ મર્મમાં ન બોલો. સ્પષ્ટ કહી દોને! તમારા મનમાં જે હોય તે!"

"ઠીક ત્યારે–કહી દઉં. વિમલા! મારી ઇચ્છા એવી છે કે આપણે બાહ્ય જગતમાં એકમેકના વધુ ગાઢ સમાગમમાં આવીએ. હજુ આપણે પરસ્પરનું એ ઋણ ચૂકવવું બાકી છે."

"આપણા આ શાંત ભવનમાં આપણે જે પ્રેમનો અણમોલ લ્હાવો લઇએ છીએ તેમાં શું કાંઇ ઉણપ છે?"

"વિમલા! જો, વાત એમ છે કે ઘરમાં તું ફક્ત મારીજ પ્રતિચ્છાયા સમી જીવન ગાળે છે. વૃક્ષને વેલી વીંટાઇ રહે તેમ તું મને વળગી રહી છે પણ તારૂં વ્યક્તિત્વ તું પીછાનતી નથી, તેમ તારા જીવનમાં શાની ઉણપ છે તેનું પણ તને આ ઘરની ચાર દીવાલમાં ભરાઇ રહેવાથી ભાન થતું નથી."

"જુઓ! તમને મારા સમ છે ફરી આવું બોલ્યા તો! મારાથી એ ખમાતું નથી."

"હું ઇચ્છું છું કે તું જગતના વિશાલ ચોકમાં સ્વતંત્ર રીતે ફરે અને સારા સંસારના અનુભવ લે! આખો દહાડો ઘરમાં ભરાઇ રહેવું–ઘરના કામકાજમાં હમ્મેશાં ગૂંથાઇ રહેવું ને જૂના ચીલામાં ચાલ્યા કરવું–એવાં કામો માટેજ તું સરજાઇ નથી. જો આપણે વિશાલ જગતમાં એકમેકને મળીએ ને એકમેકનાં હૃદયો પીછાની શકીએ તોજ આપણો પ્રેમ સાચો ગણાય."

"અહિંયાં જો આપણા પ્રેમમાં કંઇ ઉણપ હોય તો મારે કાંઇ કહેવાનું નથી પણ મને તો એવું કંઇ લાગતું નથી."

"ભલે એવી ઉણપ ફક્ત મનેજ લાગતી હોય તો પણ તે નષ્ટ કરવાને તારે મને મદદ કરવી જોઇએને!"

આવી ચર્ચા વારંવાર થવા લાગી. એક દિવસ એમણે કહ્યું:

"મચ્છીનો શોખીન કંજુસ લાગણીહીન હોય છે, પોતાની જરૂર પ્રમાણે તે મચ્છીના કટકા કર્યો જાય છે પણ માછલીનો સાચો પ્રેમી તો તેને સરોવરમાં વિહાર કરતીજ જોવા ઇચ્છે! કિનારાપર આખો દિવસ ઉભવા છતાં પણ જો તેને માછલીનાં દર્શન ન થાય તોપણ તે સલામત છે એવી ખાત્રીથી તેને આશ્વાસન મળે છે. પ્રિય વસ્તુની પૂર્ણ પ્રાપ્તિ સર્વથા શ્રેષ્ઠ છે પણ જો તે અશકય હોય તો તેનાથી ઉતરતી મઝા તે સંપૂર્ણ ગુમાવી દેવામાં છે."

મારા પતિ આ વિષયપર જે બોલતા તે મને ગમતું નહિ, પણ એટલાજ માટે હું પરદામાંથી બહાર નીકળતી ન્હોતી એમ ન્હોતું. મારાં મોટાં સાસુ હજી જીવતાં હતાં. મારા પતિએ તેમની મરજી વિરૂદ્ધ થઇને અમારા ઘરને સો એ સો ટકા નહિ પણ ૧૨૦ ટકા વીસમી સદીથી ભરી મૂક્યું હતું, છતાં તેમની મોટી માએ તે ચુપચુપ સહી લીધું હતું. એવીજ રીતે જો રાજાના ઘરની વહુ જનાનામાંથી બહાર નીકળત તો તે પણ તે સહી લેત! તે માટે પણ તે તો તૈયાર હતાં, પણ તેમના હૃદયને વધુ જખમ કરવાનું મને યોગ્ય લાગ્યું નહિ. પરદાનશીન વહુઓ "પીંજરાની પંખિણી" કહેવાતી તે મેં નવલકથાઓમાં વાંચ્યું હતું. બીજી પક્ષિણીઓની કહાણી તો હું જાણતી નથી પણ મારા નાના પીંજરમાં મને એટલું બધું મળતું હતું કે તે બધું દુનિયામાં સમાય કે કેમ તે વિષે મને શંકા થતી. ખરેખર, તે વખતે તો મને એમ લાગ્યું હતું.

મારાં વડાં સાસુજીનો મારાપર અત્યંત પ્રેમ હતો. મારી જન્મકુંડળીમાંના શુભ ગ્રહોના સંયોગથી હું મારા પતિનો પ્રેમ આકર્ષવામાં વિજયી થઇ હતી એ વિચારમાં તેમના પ્રેમનું મૂલ હતું. પુરૂષોનો સ્વભાવજ તેમને અધઃપાત તરફ ઘસડી જાય છે. અમારા ઘરની કોઇ પણ રાણી ભલભલાને ચકરી ખવડાવે એવી સુંદર હોવા છતાં પોતાના પતિને નર્તકીના દાહક સૌન્દર્યની આગમાંથી બચાવી શકી ન્હોતી. મારા જેઠ વિલાસની ભયાનક ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ ગયા હતા અને મારી ખુબસુરત જેઠાણીનું સૌન્દર્ય તથા યૌવન ધૂળમાં

મળ્યાં હતાં. અમારા કુળના પુરૂષોના દીલમાં પરંપરાથી લાગતી વિલાસી આગ મેં મારા પતિના દીલમાંથી તો બુઝવી નાખી એમ મારાં વૃદ્ધ સાસુજી માનતાં હતાં. આવી માન્યતાને લીધે તે મને નિરંતર લાડમાં રાખતાં અને મને જરા કંઇ થતાં ઓછાં ઓછાં થઇ જતાં.

મારા પતિ મને શણુગારવાને યુરોપીઅન ફેશનનાં વિવિધ વસ્ત્રો લઇ આવતા તે મારાં વૃધ્ધ સાસુજીને ગમતુ નહિ પણ તે સામે તે વિરોધ બતાવતાં નહિ. ઉલટું તે બોલતાં :

"પુરૂષોમાં પૈસા ઉડાવવાનો કોઇને કોઇ જાતનો નાદ તો રહેવાનોજ. તેમના ઉડાઉપણાપર અંકૂશ મૂકવાનો પ્રયત્ન મિથ્યા છે. એ નાદથી ઘરનું સત્યાનાશ ન વળી જાય એટલી હદ રહે તો થયું ! મારો નિખિલ જો તેની વહુને શણુગારમાં તલ્લીન થઇ ગયો ન હોત તો કોને ખબર છે કે તે ક્યાં ક્યાં પૈસા ઉડાવત અને કેટલી વેશ્યાઓને શણુગારત !" જ્યારે જ્યારે મારે માટે નવાં વસ્ત્રો આવતાં ત્યારે તે પોતેજ મારા પતિને બોલાવી તે વસ્ત્રોની પ્રશંસા કરતાં.

ધીમે ધીમે વાત વધી. સાસુજીનો સ્વભાવ બદલાવા લાગ્યો. આધુનિક જગતનું વર્ચસ્વ તેમનાપર પણ જામ્યું. છેવટે એટલે સુધી વાત આવી કે દરરોજ સાંજે જો હું તેમને એકાદ અંગ્રેજી વાત ન સંભળાવું તો તેમને વખત ગાળવો ભારી થઇ પડતો.

મારાં સાસુજી સ્વર્ગવાસી થયા પછી મારા પતિએ કલકત્તામાં નિવાસ કરવાની ઇચ્છા પ્રગટ કરી, પણ મને તે રૂચ્યું નહિ. અમારા ઘરનું રક્ષણ મારી સાસુએ કેટલાંક સંકટો વેઠીને કર્યું હતું ! તે ઘરને હું છોડી જાઉં તો મારાપર તેમનો શાપ નહિ ઉતરે ? તેમની ખાલી પડેલી બેઠકપર નજર પડતાંજ મને એ વિચાર આવતો. તે સાધ્વી સ્ત્રી આઠ વર્ષની નાદાન વયે અમારા ઘરમાં આવી હતી અને એ ઘરમાં ૭૯ વર્ષની વયે સ્વર્ગવાસી થઇ હતી. દુર્ભાગ્યવશાત્ તેમને અનેક આસમાની સુલતાની જોવી પડી હતી, પણ દરેક આફતથી ક્રમશઃ જખમી થયલા તેમના જીગરમાંથી હમ્મેશાં અમૃતજ ઝર્યું હતું. તેમના અશ્રુથી પવિત્ર થયલું આ ઘર છોડી કલકત્તાના ગંદા વાતાવરણમાં જઇને હું શું કરૂં ?

મારા પતિની કલ્પના એવી હતી કે અમે કલકત્તા જઇએ તો મારી જેઠાણીને ઘરમાં રાજ કરવાનું મળે ને અમને મનમાનતી સ્વતંત્રતા મળી જાય. પણ તેમની એ કલ્પનામાંજ મારી મુખ્ય અડચણ હતી. મારી જેઠાણીએ મને કેટલોય ત્રાસ આપ્યો હતો—મારા પતિની ઉદારતા માટે તેમની નિંદા કરી હતી—અમારૂં સુખ જોઇ તે બળી જતી—આવી સ્ત્રીને જો અમે કલકત્તા જઇએ તો ફાવતું મળી જાય ! તે તો

અમારી વિદાયગીરીપર ઉત્સવ કરે! વળી કલકત્તાથી અમે પાછાં આવીએ તે વખતે મારા કેવા હાલ થાય? મને મારી સત્તા પાછી મળે ખરી?

"પણ તારે એ સત્તાને શું ઉકાળવી છે? જગતમાં શું તેથી કિંમતી વસ્તુઓ નથી?" મારા પતિ આમ બોલતા ત્યારે હું મનમાં વિચારતી: "પુરૂષો એમાં શું સમજે? તેમનો બધો વ્યવહાર બહાર! ઘર એટલે શું તેનું તેમને ભાનજ નથી હોતું. એ બાબતમાં તેમણે સ્ત્રીની સલાહ પ્રમાણેજ ચાલવું જોઇએ."

મને લાગ્યું કે પોતાના હક્ક સંભાળવાની પ્રત્યેક જણની મુખ્ય ફરજ છે. ઘર છોડી કલકત્તા જવું અને બધી સત્તા દુશ્મનના હાથમાં આપી જવી એના જેવો પરાજય બીજો કયો હોઇ શકે?

મારા પતિ કલકત્તા જવાને—ત્યાંના વિશાલ અને સ્વતંત્ર વાતાવરણમાં મને વિહાર કરતી જોવાને ઘણા આતુર હતા પણ તેમણે પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને મારાપર કોઇ જાતની સત્તા વાપરી નહિ. ઘણા પુરૂષો પોતાની ઇચ્છાનુસાર સ્ત્રીઓના જીવનપ્રવાહને વાળવાના શોખીન હોય છે. મારા પતિ તેવા ન્હોતા. પોતે સત્તાશીલ હોવા છતાં તે કદિ સત્તાનો ઉપયોગ કરતા નહિ અને તેમાંજ તેમની મહત્તા હતી.

## ૩

દિવસ અને રાત્રી વચ્ચેનું અંતર જો માણસ ધીમે ધીમે પૂરવા જાય તો યુગના યુગ વહી જાય પણ સૂર્યનો ઉદય થતાંજ અંધકાર ચીરાઇ જાય છે—ફક્ત એકજ પલમાં એ અંતર કપાઇ જાય છે.

એક દિન બંગાલમાં સ્વદેશીનો નવો યુગ સ્થપાયો. એ કેમ બન્યું તેનું અમને ભાન નથી. એ નવચેતન ભૂત અને વર્તમાનની સાંકળથી જોડાયલું ન્હોતું. નદીની પ્રચંડ રેલ ખડકોને ભેદતી આગળ વધે છે. સ્વદેશીની રેલે પણ અમારા ભય અને શાણપણને ભેદી નાખ્યાં. અમને વિચાર કરવાનો—શું બન્યું છે, શું બનશે તે જોવાનો—વખતજ મળ્યો નહિ.

મારી દૃષ્ટિ, મારૂં મન, મારી આશા અને મારી વાસના—સર્વમાં આ નૂતન આવેશની રક્તિમા આવી. હું મારા ઘરની ચાર દિવાલોમાંજ વસતી હતી—તેજ મારૂં જગત્ હતું—છતાં હું દૂર નજર ફેંકી શકતી. ક્ષિતિજ પરથી આવતા અવાજનો પૂર્ણ અર્થ તો હું ન સમજી પણ એ અવાજ મારા હૃદયમાં સોંસરો પેસી ગયો.

મારા પતિ કૉલેજમાં ભણતા ત્યારથીજ તે અમારી પ્રજાને સ્વદેશી વસ્તુઓ મેળવી આપવાનો પ્રયત્ન કરતા હતા. આપણા દેશમાં ખજુરીનાં અસંખ્ય વૃક્ષો છે. તેના રસને ઉકાળીને ખાંડ તથા ગોળ બનાવવાનું યંત્ર તે શોધવા મથતા હતા. તેમને વિજય પણ મળ્યો હતો પણ પ્રારંભનો પ્રયાસ હોવાથી આવક કરતાં ખર્ચ વધુ થઇ ગયો હતો. થોડા સમય પછી તેમને એમ લાગ્યું કે આપણી પોતાની બેંક વિના આપણા ઉદ્યોગો સજીવન થવાના નથી. એ સમયે એ મને અર્થશાસ્ત્ર શીખવતા હતા. એથી કંઇ વધુ હાનિ ન થાત પણ તેમણે પોતાના દેશબંધુઓપર પણ એ સિધ્ધાંતો ઠસાવવાનું માથે લીધું. તેમને બેંકની આવશ્યકતા સમજાવીને તેમણે પોતે એક બેંક શરૂ પણ કરી દીધી. તેના મોટા વ્યાજથી ગામડીઆઓ લલચાયા–મોટી મોટી રકમો બેંકમાં જમા થઇ ને અંતે બેંક રામશરણ થઇ ગઇ.

અમારી જાગીરના જુના વહીવટદારો ભયભીત થયા. અમારા દુશ્મનોની છાવણીમાં ઉત્સવ થયો. આખા કુટુંબમાં ફક્ત એકજ વ્યક્તિ–મારી વડી સાસુ શાંત રહ્યાં. તેમણે મને કહ્યું:

"તું એને કેમ હેરાન કરે છે ? જાગીરની પાયમાલી જોઇ તું દુઃખી થાય છે ? દીકરી ! કેટલીયવાર આપણી મીલકત મેં કોર્ટના રીસીવરના હાથમાં જોઇ છે ! પુરૂષો કંઇ સ્ત્રી જેવા છે બેટા ? પુરૂષો જન્મે ત્યારથીજ ઉડાઉ હોય છે ને તેઓ નાશ કેમ કરવો તેટલુંજ જાણે છે. વિમલા ! ભલે એ પૈસા બગાડે–એ પોતે બગડતો નથી એટલો પ્રભુનો પાડ માન !–"

મારા પતિ દાન કરવે પણ બહાદર હતા. તેમની ઉદારતા પણ જેવી તેવી ન્હોતી. એકાદ નવી શાળ અથવા ભાત સાફ કરવાનો સંચો શોધવા માગતા શોધકને તે પોતાની તિજોરીના તળીયાની પરવા રાખ્યા વિના મદદ કર્યા કરતા. મને તેથી લાગતું નહિ પણ સંદીપ બાબુ સ્વદેશીની પ્રવૃત્તિ માટે જ્યારે તેમને ચુસવા લાગ્યા! ત્યારે મને બહુ લાગી આવ્યું. આજે નવું પત્ર કાઢવું છે, કાલે સ્વદેશીની લડત માટે મુસાફરીએ ઉપડવું છે, પરમદિને ડૉકટરની સલાહથી હવાફેર કરવા જવું છે–એમ કહી બાબુ પૈસા માગતા ને મારા પતિ ચુપચુપ કાઢી આપતા. આ ઉપરાંત સંદીપ બાબુના ગુજરાનનો ખર્ચ અમારે ત્યાંથીજ અપાતો તે તો જુદો ! આવી પરિસ્થિતિ હતી; છતાં મોટી વિચિત્રતા તો એ હતી કે મારા પતિના સિદ્ધાંતો સંદીપ બાબુથી વિરૂદ્ધ હતા.

સ્વદેશીનાં મેઘગર્જન મારે કાને અથડાતાંજ મારૂં લોહી ઉકળી આવ્યું. મેં મારા પતિને કહ્યું:

"મારે મારાં બધાં પરદેશી કપડાં બાળી નાંખવાં જોઇએ."

"બાળી શા માટે નાંખવાં? તારી મરજી ન હોય ત્યાંસુધી તે ન પહેરતી—"

"મરજી ન હોય ત્યાંસુધી નહિ પહેરૂં! હવે આ જીંદગીમાં તો કદિ મરજી થવાની નથી—"

"ભલે તેમ. આખી જીંદગીસુધી ન પહેરતી. પણ તેથી તેની હોળી કરવાની શી જરૂર?"

"તમે મારા નિશ્ચયની આડે આવવા માગો છો?"

"હું એમ કહેવા માગું છું કે કંઇ કામ કરી બતાવવાને બદલે આ વિઘાતક આવેશમાંજ તારે શકિતનો શા માટે હોમ કરવો જોઇએ?"

"એ આવેશ આપણને નવી સર્જનશકિત આપશે."

"એનો અર્થ એ કે ઘરને આગ લગાડયા વિના આપણે તેમાં અજવાળું કરી શકીએ તેમ નથી."

થોડીવાર પછી એક બીજી આપત્તિ ઉભી થઇ. મિસ ગિલ્બી અમારા ઘરમાં આવી ત્યારે બધાં ખૂબ બબડયાં હતાં પણ થોડા સમયમાં તેઓ ટેવાઇ ગયાં ને ચૂપ થઇ ગયાં; પણ હવે તો મિસ ગિલ્બી ધિકકારનુંજ પાત્ર થઇ પડી. તે પરદેશી છે કે દેશી એ વિચારજ મને પહેલાં કદિ આવ્યો ન્હોતો. સ્વદેશીની ચળવળે પહેલ વહેલાં મને મિસ ગિલ્બીની પરદેશી ચામડીનું ભાન કરાવ્યું. મેં મારા પતિને કહ્યું:

"મિસ ગિલ્બીને રજા આપી દો."

તે ચૂપ રહ્યા. મેં મારો ધિકકાર ગમે તેવા શબ્દોમાં ખાલી કર્યો. મારા પતિનું હૃદય જખમાયું.

એકાંતમાં જઇ હું ડૂસકે ડૂસકે રોઇ. મારો આવેશ જરા ઓછો થયો. ચરવા ગયલી બુદ્ધિ પાછી આવી. અમે રાત્રે શયનગૃહમાં મળ્યાં ત્યારે મને મારા પતિએ કહ્યું:

"મિસ ગિલ્બી અંગ્રેજ સ્ત્રી છે તેટલાજ માટે હું તેને ધિકકારી શકતો નથી. આટલા ગાઢ સંબંધ પછી પણ તું એ રંગભેદ ભૂલી શકતી નથી? તને લાગતું નથી કે તે તને ચાહે છે? તેના ચાહની પણ તને કાંઇ કદર નથી?"

હું શરમાઇ—મને મારી જાતપર ગુસ્સો ઉપજ્યો.

"ભલે રહેવા દો ત્યારે."

આ વાત આટલેથી પતી ને મિસ ગિલ્બી રહી.

પણ એક દિવસ મને ખબર મળી કે તે દેવળમાં જતી હતી ત્યારે એક જુવાને રસ્તામાં તેનું અપમાન કર્યું. એ જુવાનને અમે આશ્રય આપતા હતા. મારા પતિએ તે બિચારાને ઘરમાંથી કાઢી મૂકયો. ઘરમાંનાં બધાં માણસો મારા પતિને નિર્દય માનવા લાગ્યાં. હું પણ તેમની સામેજ થઇ. આ વખતે મિસ ગિલ્બી પોતાની મરજીથીજ ચાલી ગઇ. મને છેલ્લી સલામ કરતાં તેની આંખો ભીની થઇ ગઇ પણ મારૂં હૃદય પીગળ્યું નહિ. જે યુવાન સ્વદેશી માટે ખાવા પીવાનું ભૂલી જતો તેને એક સ્ત્રીનું અપમાન કરવાના વાંક માટે કાઢી મૂકવો તે મને અક્ષમ્ય ગુન્હો જણાયો!

મારા પતિ મિસ ગિલ્બીને પોતાની ગાડીમાં બેસાડી સ્ટેશન સુધી મૂકવા ગયા. મને લાગ્યું કે તેઓ મર્યાદાની બહાર જાય છે. તેમના એ વર્તનની લોકોમાં ચર્ચા થવા લાગી–નિંદાખોરોએ ગમે તેવી વાતો જોડી કાઢી–અંતે વર્તમાનપત્રોએ તેમને ઝાડવા માંડયા–ત્યારે મને લાગ્યું કે તેમને યોગ્ય સજા થાય છે!

મારા પતિનાં ઘણાં કામો એવાં હતાં કે મને ચિંતા થતી પણ મને નીચું જોવાનો કદિપણ પ્રસંગ આવ્યો ન્હોતો. પણ હાય! હવે તો મારે લજવાવાની ઘડી આવી. બાપડા નરેંદ્રે મિસ ગિલ્બીનાં શું નાક કાન કાપી લીધાં હતાં—તે હું જાણતી ન્હોતી–મેં જાણવાની દરકાર પણ કરી ન્હોતી—ને આવા આવેશમય દીલે હું યોગ્ય ન્યાય પણ કેમ છણી શકું? એ શું ન્યાય છણવા બેસવાનો વખત હતો? નરેંદ્રે ગમે તે કર્યું હોય—તેના એ આવેશને શાંત કરવા હું કદિપણ તૈયાર થાઉં એમ ન્હોતું. મારા પતિ આટલી સહજ અને સાદી વાત પણ સમજી શકતા નથી તે તેમની નિર્બલ મનોવૃત્તિને આભારી છે એમ મને રહી રહીને લાગવા માંડયું.

વળી મારા પતિ સ્વદેશીના હિમાયતી ન્હોતા એમ પણ ન્હોતું. તે લડતની વિરૂદ્ધ પણ ન્હોતા. તેમની ખામી એ હતી કે "વંદે માતરમ્" ના દિવાના આવેશને તેઓ અંતઃકરણથી વધાવી લેતા ન્હોતા.

તે કહેતાઃ

"હું મારા દેશની સેવા કરવાને રાજી છું, પણ મારી ભકિતનો અભિષેક તો મારે સત્યપરજ કરવો જોઇએ. દેશ કરતાં સત્ય અત્યંત ભવ્ય છે. સ્વદેશને ઇશ્વરસ્વરૂપ માની લઇ તેની પૂજા કરવામાં તેના પતનનો ભય રહેલો છે."

# પ્રકરણ ૨ જું.

## વિમલાની આત્મકથા.

### ૪

એ અરસામાંજ સંદીપબાબુ પોતાના અનુયાયીઓ સાથે અમારા ગામમાં સ્વદેશીની ગર્જના કરવા આવી પહોંચ્યા. દેવળના વિશાલ ચોગાનમાં એક સભામંડપ બાંધવામાં આવ્યો. તેમાં સભા ભરાઇ. સ્ત્રીઓ માટે પરદાની વ્યવસ્થા કરવામાં આવી હતી. હું પણ સભામાં ગઇ. બંદેમાતરમના વિજયધ્વનિથી મારાં રોમેરોમ ખડાં થવા લાગ્યાં. સુકાયલી નદિમાં આષાઢ માસની પ્રથમ હેલી વરસતાંજ લાલ લાલ જલ ઉભરાઇ જાય છે તેમ રકતવસ્ત્રપરિધાન સંન્યાસી યુવાનોનું ટોળું સભામાં આવી પહોંચ્યું. તેમના પગ ઉઘાડા હતા. શરીરપર કડક વૈરાગનાં ચિન્હો હતાં. બહિષ્કારની ભાવનાથી તેમનાં દીલ સળગી રહ્યાં હતાં. સભા ચીકાર ભરાઇ હતી. એક તસુભાર પણ જગ્યા રહી ન્હોતી. એ ગીરદીમાંથી સંદીપ બાબુને એક ખુરશીપર બેસાડી દશબાર સ્વયંસેવકો ઉપાડી લાવ્યા.

બંદેમાતરમ્! બંદેમાતરમ્! બંદેમાતરમ્! ચોતરફ આ વિજયનાદ ઘૂમી રહ્યો. જાણે આકાશ એ નાદથી ફાટી જઇ હજારો ટૂકડા થઈ જશે!

મેં અગાઉ સંદીપ બાબુની છબી જોઇ હતી. તેના ચેહેરાપર મને કંઇક એવું જણાયું હતું કે જેથી હું પ્રસન્ન થઇ ન્હોતી. સંદીપ બાબુ બેડોળ તો હતાજ નહિ. તેમનું વદન સુન્દર હતું, છતાં કોણ જાણે કેમ, મને એમ લાગ્યું કે તેને ઘડતી વખતે બ્રહ્માને હાથે ભૂલથી કોઇ હીન પદાર્થ જોઇએ તે કરતાં વધુ પડી ગયો હશે! તેમનાં નેત્રોની તેજસ્વિતા મને કૃત્રિમ જણાઇ. તેથીજ મારા પતિ તે જે માગે તે આપી દેતા તે જોઇ હું નારાજ થતી. પૈસા જાય તેનું મને ઝાઝું દુઃખ ન્હોતું પણ તે મારા પતિની મિત્રતાનો દુરૂપયોગ કરતા હતા. તેનું વર્તન નિસ્પૃહી સાધુ જેવું નહિ પણ સાધુ સ્વાંગધારી નટ સમું હતું. ભૌતિક સુખ માટે તે મરી પડતા... પણ જવા દો! આજે મારા મનમાં આવા વિચાર કેમ આવે છે?

સંદીપ બાબુનું ભાષણ શરૂ થયું. તેના શબ્દે શબ્દે સભાજન ડોલવા લાગ્યા. દરેકના હૃદયમાં ભારી પરિવર્તન થતું-ભારી ગડમથલ થતી મને જણાઇ. સંદીપ બાબુ પોતે પણ બદલાઇ ગયા હોયની એમ મને લાગ્યું. સૂર્ય અસ્તાચલ તરફ ગયો હતો. સંધ્યાના રકતવર્ણું કિરણો જ્યારે સંદીપ બાબુના વદનપર પડયાં ત્યારે મને

લાગ્યું કે આ મૃત્યુભૂમિના ભાનભૂલ્યા મનુષ્યોને સત્પથે દોરવાને સંદીપ બાબુના દેહમાં કોઇ દેવદૂતજ અવતર્યો છે !

તેનું આખુંય ભાષણ મેઘની પ્રચંડ ગર્જના સમું હતું. તેના પ્રત્યેક શબ્દમાંથી આવેશની ધારા વહી જતી. તેની શ્રધ્ધા–તેના સિધ્ધાંતોપરની તેની અચલ માન્યતા–ની સીમાજ ન્હોતી. અજાણતાં–એક ક્ષણની બેભાનીમાં–હું પોતે પણ જાણુતી નથી કે મેં એમ કેમ કર્યું હશે–છતાં મારે કબૂલ કરવું જોઇએ કે હું મુગ્ધ થઇ ગઇ. મેં મારા વદનપરનો ઘુંઘટ દૂર કરી તેના વદનપર દૃષ્ટિ સ્થિર કરી. સભાજનમાંથી કોઇની નજર મારાપર પડી નહિ. પણ એકવાર તેણે અશુભ મંગલ નક્ષત્ર સમી પોતાની નજર મારા તરફ ફેરવી. પલક માત્રમાં–વીજળીના ચમકારાની પેઠે તેણે મને જોઇ લીધી.

હું મારૂં ભાનજ ભૂલી ગઇ હતી. હવે હું રાજકુળની રાણી રહી ન્હોતી પણ અખિલ બંગાલના સુંદરીસંઘની પ્રતિનિધિ બની હતી.

અને તે ? તે તો બંગાલનો પ્રધાન નાયક હતો. આકાશ ઉપરથી તેનાપર તેજની ધારા રેડતું હતું. સ્ત્રીઓએ પણ તેને આશિષ દઇ ઉત્સાહિત કરવો જોઇએ એમ મને લાગ્યું.

મારાપર તેની નજર પડયા પછી તેનો આવેશ ભયંકર થઇ પડયો. શબ્દે શબ્દે હવે અગ્નિ ઝરવા લાગ્યો. એ અગ્નિને ઓલવવાને શાંતિદાયી મેઘરાજા ત્યાં આવી શકયા નહિ. વીજળીના ચમકારા ને ગર્જનાનું સામ્રાજ્ય વ્યાપ્યું. હું સમજી કે મારાં નયનોના તેજે તેની ભાષાને જ્વલંત બનાવી. અને તેમ થાય તેમાં કાંઇ નવાઇ છે ? સ્ત્રીઓ ગૃહમંદિરની દેવીઓજ માત્ર નથી પણ આત્મદીપક સળગાવનારા અગ્નિની જ્વાલા પણ છે તેની કોણ ના પાડી શકશે !

હું ઘેર ગઇ ત્યારે મારૂં હૃદય નૂતન અભિમાન અને નવીન આનંદથી ઉભરાઇ ગયું હતું. મારા અંતરના ઉછાળાએ મારા હૃદયને એક સ્થાનેથી ઉંચકી બીજે સ્થાને લઇ જઇ પછાડયું હતું ! પ્રાચીન સ્પાર્ટન કુમારિકાની પેઠે મારા વીર યોદ્ધાને મારા સુંદર–લાંબા કેશ ધનુષ્યની દોરી માટે કાપી આપવાની મને ઇચ્છા થઇ. મારી આંતરિક ભાવનાને જો મારા શરીર પરના અલંકારો સાથે જરા પણ સંબંધ હોત તો મારો ચંદનહાર, મારી બંગડી અને બીજા બધાય અલંકારો પોતાનાં બંધનો તોડી સ્વર્ગમાંથી થતી પુષ્પવૃષ્ટિ સમ સભામંડલપર જઇ પડયાં હોત ! આ નૂતન આનંદ સ્વદેશ માટે કંઇ સ્વાર્થત્યાગ કર્યા શિવાય મને પચવાનો નથી એમ મને લાગ્યું.

મારા પતિ થોડા વખત પછી મારી પાસે આવ્યા ત્યારે પણ મારા કાનમાં સ્વદેશી અને વંદેમાતરમની રણભેરી વાગી રહી હતી. એ વિજયી રણગીતના આલ્હાદક સુરમાં કોઇ જાતની બેસુરી વાણીથી તેઓ ભંગ ન પાડે—આજે સંધ્યા સમયે સંદીપ બાબુએ સૂણાવેલા નવયુગના મંત્રોને તે સત્યથી વિરૂદ્ધ છે એમ કહી મારા સંગીતને ભેદી ન નાખે—તો સારૂં એવા વિચાર મને આવ્યા. વળી નવચેતનની લાહ્ય મારા દીલમાં એટલા જોસથી સળગતી હતી કે જો તે કંઇ વિરૂદ્ધ બોલશે તો મારાથી કંઇ કડુ શબ્દ બોલાઇ જશે ને તેથી તેમનું અપમાન થશે—એ ખ્યાલથી મને કંપ પણ થયો. પણ તે તો એક શબ્દ પણ બોલ્યા નહિ. મને તેમનું એ મૌન પણ ન રૂચ્યું.

તેમણે મને કહેવું જોઇતું'તું: 'સંદીપે આજે મારી આંખ ઉઘાડી નાંખી. આજસુધી હું કેવા અંધારામાં ગોથાં ખાતો હતો તેનું આજે મને ભાન થયું.' મને લાગ્યું કે તેમના મૌનમાં ધિક્કાર હતો. ઉત્સાહભર્યો એકપણ બોલ ન બોલવાનો જાણે તેમણે નિશ્ચયજ કર્યો હતો!

અંતે હું થાકી. મેં પૂછ્યું:

"સંદીપબાબુ આપણે ત્યાં કેટલાક દહાડા રહેવાના છે?"

"કાલે સ્હવારેજ તે રંગપુર જવાના છે." તેમણે જવાબ આપ્યો.

"કાલેજ?"

"હા. રંગપુરમાં તેમનું ભાષણ આવતી કાલે નક્કી થઇ ગયું છે."

થોડીકવાર મૌન રહી હું બોલી:

"એક બે દિવસ તેઓ રોકાઇ ન શકે?"

"રોકાય એમ મને તો લાગતું નથી...પણ તારે કામ શું છે?"

"હું તેમને મારે હાથે જમાડવા માગું છું."

મારા પતિ ચકિત થયા. તેમના ખાસ મિત્રો જમવા આવતા ત્યારે તેમણે રસોડામાં હાજર રહેવાની મને અનેકવાર વિનંતિ કરી હતી, પણ આજસુધી કદિપણ હું તેમ કરવા તૈયાર થઇ ન્હોતી. તેમણે મારા તરફ ચુપચુપ ચકિત નયને જોયું. એ દૃષ્ટિનો અર્થ હું બરાબર સમજી શકી નહિ.

હું શરમાઇ. લજ્જાથી નીચું જોઇ હું બોલી ઉઠી:

"નહિ, નહિ. એમ કરવાની જરૂર નથી."

"શા માટે નહિ?" તેમણે કહ્યું: "હું પોતેજ તેમને પૂછી જોઇશ ને જો બની શકશે તો તે કાલે રોકાઇ જશે."

સંદીપબાબુને નિમંત્રણ થયું ને રંગપુરની સભા ઉંધી ગઇ!

હું સાચેસાચી વાત ખુલ્લા દીલે કહી દઉં છું. તે દિવસે વિધાતાએ મને અસામાન્ય સૌન્દર્યની બક્ષીસ ન દીધી તે માટે મેં તેને ખૂબ દોષ દીધો. બીજાનું મન હરી લેવાને મારે સૌન્દર્ય ન્હોતું જોઇતું; પણ સૌન્દર્ય એક જાતની ભવ્ય શક્તિ છે તેથી હું તેની વાંછના કરતી હતી. આ નૂતન યુગમાં દેશના પુરૂષોને તેમની દેવીઓ સુન્દરીઓ છે એવું ભાન થવું જોઇએ. પણ અફસોસ! બાહ્ય સૌન્દર્ય વિના પુરૂષો પોતાની દેવીઓને પીછાની શકતા નથી. સંદીપ બાબુ માતૃભૂમિની શક્તિ મારામાં મૂર્તિમંત થયલી જોઇ શકશે કે હું એક સામાન્ય સ્ત્રી છું–તેના મિત્રના ઘરની સ્વામિની છું–એમજ માની લેશે? એવા વિચાર મારા મનમાં આવવા લાગ્યા.

પ્રાતઃકાલે મેં મારા કેશમાં સુગંધી તેલ નાખ્યું ને સુંદર રીતે મારા વાળ ઓળી ઢીલો અંબોડો બાંધી તેપર એક રેશમની દોરી બાંધી લીધી. ભોજન બાર વાગે તૈયાર કરવાનું હતું. મેં સોનેરી કોરની એક શ્વેત સાડી પહેરી. સુંદર મલમલના મારા પોલકાપર પણ જરીની ભાત હતી.

મને લાગ્યું કે મેં આજે બહુ સાદાં વસ્ત્ર સજ્યાં છે! ખાસ ઠઠેરો જરા પણ કર્યો નથી, પણ જ્યારે મારી જેઠાણીએ મને જોઇ ત્યારે તે તો મારી સામે અચેત જેવી ઉભી રહી–મારા પગથી માથા સુધી નજર કરી તેણે એક અર્થપૂર્ણ સ્મિત ફરકાવ્યું.

"કેમ! હસવું કેમ આવ્યું?" મેં પૂછ્યું.

"મને તમારો ઠઠેરો જોઇ કૌતુક થાય છે."

"એમાં કૌતુક જેવું શું છે?"

"કંઇ નહિ રે! હું તો એમ કહેતી'તી કે તમે જો પેલું અંગ્રેજી ફાશીનનું પોલકું પહેર્યું હોત કની તો વળી કંઇ ઔર મઝા આવત!" તેના વદનપર ને આંખોમાંજ નહિ પણ તેના આખા શરીરપર જાણે મશ્કરીયુક્ત હાસ્ય પ્રસરી ગયું હોયની એમ તે ચાલી ગઇ ત્યારે મને લાગ્યું.

મને બહુજ ગુસ્સો ચઢયો. બધાં કપડાં કાઢી નાખી રોજનો પોષાક પહેરવાનું મારા મનમાં આવ્યું; પણ કોણ જાણે કેમ હું તેમ કરી શકી નહિ. મેં મારા મનમાં વિચાર કર્યો કે, 'સુન્દરીઓ સમાજની શોભા છે. તેથી જો સંદીપ બાબુ સમક્ષ હું સામાન્ય પોષાકમાં જઇશ તો મારા પતિને તે ગમશે નહિ.'

એ બન્ને જણ જમવા બેસે પછી ત્યાં જવાનો મેં વિચાર રાખ્યો હતો. પ્રથમ પરિચયે જે ક્ષોભ થાય છે તે પીરસવાની ધમાલમાં દબાઇ જશે અથવા કોઇની નજરે નહિ પડે એવી મારી

ધારણા હતી, પણ કર્મસંયોગે વખતસર રસોઇ થઇ નહિ. સંદીપ બાબુ આવી પહોંચ્યા ને તેમની સાથે મારો પરિચય કરાવવાને મારા પતિએ મને બોલાવી.

સંદીપ બાબુને નજર સામે જોતાંજ મને અતોનાત શરમ ઉપજી. જેમ તેમ સ્વસ્થતા જાળવી મેં કહ્યું:

"રસોઇ હજુ તૈયાર નથી થઇ તેથી મને બહુજ દીલગીરી થાય છે."

સંદીપ બાબુ જરા પણ સંકોચ વિના છેક મારી નજીક બેસીને બોલ્યા:

"ભોજન તો મને દરરોજ અવનવી જાતનાં મળે છે, પણ અન્નપૂર્ણા હમ્મેશાં પરદાની પાછળ રહે છે. આજે જ્યારે દેવી અન્નપૂર્ણા પોતે બહાર આવી છે ત્યારે રસોઇ જરા મોડી થાય તો તેની કંઇ પંચાત નથી."

જાહેર સભામાં જેવા દૃઢાગ્રહથી તે બોલતા તેવાજ ભાવથી આ સમયે પણ બોલ્યા. સંકોચ કોને કહેવો તે તે જાણતાજ ન્હોતા. કોઇને પૂછયા વિના પોતાનું ઐચ્છિક સ્થાન લઇ લેવાને તે ટેવાઇ ગયલા જણાયા. બીજા સાથે સ્નેહ બાંધવાનો પોતાનો હક્ક તે એવા દાવાથી, એવી નિર્ભયતાથી તથા એવી નિઃસંકોચ ભાવનાથી રજુ કરતા કે સામી વ્યક્તિ ચું કે ચાં કરી શકેજ નહિ.

સંદીપ બાબુ મને એકાદ શરમાળ, ગામઠી, બ્હીકણ બૈરી જેવી તો ગણી નહિ કાઢે! એવી મને બ્હીક લાગ્યા કરતી હતી. પણ તે મોહિત થાય અથવા ચકિત બને એવી વાચાળતા પણ મારામાં ન્હોતી. આવી સ્થિતિમાં હું તેમની સામે શા માટે આવવા પ્રેરાઇ તે માટે મને અજાયબી લાગી.

રસોઇ તૈયાર થતાંજ હું ત્યાંથી પલાયન થવા જતી હતી એવામાં સંદીપ બાબુએ ધીટતાથી મને અટકાવી કહ્યું:

"તમે મને મહા લોભી માનશો પણ મારા મનમાં જે હોય તે મારે સ્પષ્ટ કહી દેવું જોઇએ. હું આજનો દિવસ રોકાયો છું તે ભોજનને ખાતર નહિ–પણ 'તમારા નિમંત્રણ' ને માટે! હવે જો તમે આમ છટકી જવા ચાહશો તો તેથી તમારા મહેમાનને તમે ન્યાય આપો છો એમ ગણાશે નહિ." આ શબ્દો જો તે બેદરકાર અને ચિંતાહીન સ્વરે ન બોલ્યા હોત તો મને તેમનાપર ક્રોધ ઉપજ્યો હોત! તેના શબ્દોમાંજ કોઇ નૂતન ચમત્કારિક ભાવ હતો. પણ હશે. તે મારા પતિના ગાઢ મિત્ર હતા એટલે હું તો તેમની બહેનજ ગણાઉં!

સંદીપ બાબુ સાથે વધુ છૂટ લેવી કે ન લેવી તે વિષે મારૂં મન ખળભળી રહ્યું હતું ત્યારે મારા પતિ મારી સહાયે આવ્યા. તે બોલ્યા:

"તું જમીને પાછી આવે તો શું વાંધો ?"

"પણ અમે તમને જવા દઇએ તે પહેલાં તમારે પાછાં આવવાનું વચન આપવું જોઇએ." સંદીપબાબુએ કહ્યું.

"હું આવીશ" લજ્જાયુક્ત સ્મિત સહ હું બોલી.

"હું તમારાપર વિશ્વાસ કેમ નથી મૂકતો તે સાંભળી લો. નિખિલને પરણ્યાને આજે નવ વર્ષ થયાં. એ નવ વર્ષમાં તમે મારાથી દૂરને દૂરજ રહ્યાં છો. હવે બીજાં નવ વર્ષ એમ દૂર ભાગ્યા કરશો તો મારો ને તમારો કદિપણ મેળાપ થશે નહિ."

"કેમ ભલા ? ત્યાર પછી આપણે શા માટે ન મળીએ ?" મેં ધીમા અવાજે કહ્યું.

"મારી જન્મપત્રિકા કહે છે કે હું યુવાન વયમાં મરી જવાનો છું. મારા પૂર્વજોમાંથી કોઇપણ ૩૦ વર્ષ પૂરાં કરી ગયા નથી. અને મને હમણાં ૨૭ મું વર્ષ ચાલે છે."

આ તીર આબાદ વાગશે એવી તેની ખાત્રી હતી. મારો સ્વર ધીમોજ હતો પણ આ વખતે તેમાં સહેજ ચિંતાનું મિશ્રણ થયું. મેં કહ્યું :

"આખા દેશના આશિષ તમારા અશુભ ગૃહોની ખરાબ અસર નાબુદ કરશે."

"જો એમજ હોય તો દેશના આશિષ તેની દેવીના વદનમાંથી ખરવા જોઇએ. તેથીજ તમને પાછાં બોલાવવાને હું ઉત્કંઠિત થઇ ગયો છું. તમે પાછાં આવી મને આશિષ આપો તો મારા અશુભ ગ્રહોની અમંગલ અસર આજથીજ ઓછી થવા માંડે—"

પોતાનો મત બીજાના મનપર ઠસાવવાની સંદીપ બાબુની રીતજ નીરાળી હતી. જે શબ્દો મેં કોઇપણ પુરૂષને મ્હોડે સાંભળ્યા ન હોત. તે તેના મ્હોમાંથી નીકળતાં હું કંઇ બોલી શકી નહિ. તે સામી વ્યક્તિને બોલવાની-વિરૂદ્ધ થવાની સંધિજ આપતા નહિ.

"જાઓ ત્યારે ! તમે પાછાં આવો તેના જામીન તરિકે હું તમારા પતિને અહિં બેસાડી રાખું છું" તેમણે હસીને છેવટનું વાક્ય પૂરૂં કર્યું.

હું ચાલી જતી હતી તેવામાં તેમણે બૂમ પાડી :

"જરા એક કામ કરશો ?"

હું ચમકીને પાછી ફરી.

"ગભરાઓ ના. મને પાણી જોઇએ છે. બીજું કંઇ નહિ. તમે જોયું હશે કે જમતી વખતે મેં બીલકૂલ પાણી પીધું ન્હોતું. જમ્યા પછી થોડીવારે હું પાણી પીઉં છું."

આ સાંભળી મેં તેનું કારણ પૂછ્યું. જવાબમાં તેણે તેને ચયલા બદહજમીના રોગ સામે સાત મહિના સુધી ચલાવેલા વિગ્રહની વાત કરી. ઘણી ઘણી દવા કરી. વૈદ્ય, હકીમ ને ડાકટરો અજમાવ્યા પણ કંઇ વળ્યું નહિ. અંતે કુદરતી પદ્ધતિથીજ તેણે એ રોગને મારી હઠાવવાની તૈયારી કરી ને તેનું પરિણામ આશ્ચર્યજનક આવ્યું.

"તમને ખબર છે–" તેણે હસતાં હસતાં કહ્યું: 'મને રોગ પણ એવા એવા થાય છે કે જે "સ્વદેશી" ના ગોળીબાર શિવાય બીજી કોઇપણ દવાને નમતું ન આપે–"

આ પલે મારા સ્વામી મૌન તોડી બોલ્યાઃ

"ખરતા તારા પ્રત્યે દુનિયાને જેટલો મોહ હોય છે તેનાથીય તમને વિદેશી દવાઓપર વિશેષ મોહ છે. તમારા દિવાનખાનામાં ત્રણ ત્રણ અભરાઇઓમાં વિલાયતી દવાઓ ભરી રાખી છે..."

સંદીપ બાબુ તરતજ બોલ્યા:

"પણ એ શું છે તે તમે જાણો છો ? એ તો પોલિસ છે પોલિસ ! પોલિસની પેઠે તે વગર તેડે આવે છે, આપણી પાસે દંડ લે છે તથા આપણને હેરાન પણ કરે છે. આપણને તે જોઇતી નથી તોપણ આધુનિક યુગની સત્તા આપણાપર તે બલજબરીથી લાદે છે."

મારા પતિને અતિશયોક્તિ ગમતી નહિ. તેમને સંદીપ બાબુની વાત ગમી નહિ તે હું સમજી શકી. પણ એમ તો બધાંય અલંકારો અતિશયોક્તિ સમા જ છે ! તે ઇશ્વરકૃત નથી પણ મનુષ્યકૃત છે. મને યાદ છે કે એક વખત અસત્યનો બચાવ કરતાં મેં મારા પતિને કહ્યું હતું કે, "ફક્ત વૃક્ષો, જાનવરો અને પક્ષીઓજ નિર્મલ સત્ય કહી શકે કેમ કે તે બિચારાંઓમાં શોધકશક્તિ નથી. આ બાબતમાં મનુષ્યો, પશુ તથા પ્રાણીજગત્ કરતાં ઉચ્ચ સ્થાને છે અને મનુષ્યોમાં પુરૂષ કરતાં સ્ત્રીની સર્જનશક્તિ વધારે હોય છે. સ્ત્રી ગમે તેટલા અલંકારો પહેરે તો તે અયોગ્ય નથી તેવીજ રીતે અસત્ય પણ ગમે તેટલું બોલાય તેમાં કંઇ ખોટું નથી."

હું જનાનામાં જતી હતી તેવામાં રસ્તામાં મારી જેઠાણીને અમારી વાત સાંભળતી દિવાનખાનામાં ડોકિયું કરતી ઉભેલી મેં જોઇ.

"તમે અહિંયાં ?" મેં અજાયબ થઇ પૂછ્યું.

"હા. તમારો નાટક જોઉં છું." કહી તે ચાલી ગઇ.

૫

હું જમી આવી ત્યારે સંદીપ બાબુએ સહેજ શોક દર્શાવી પ્રેમાલ સ્વરે કહ્યુંઃ

"જમ્યા વિનાજ પાછાં ફર્યાં છો–નહિ ?"

હું અત્યંત લજ્જિત થઇ. ખરેખર, હું ખાધું–ન ખાધું કરીને બહુ જલદી પાછી ફરી હતી. હું જેટલી વારમાં પાછી ફરી તે પરથી તે સ્પષ્ટ જણાઇ જાય તેમ હતું. પણ મારા આગમન માટે કોઇ પલ વિપલ ગણતું બેઠું હશે એવો મને ખ્યાલ સુદ્ધાં ન્હોતો.

મારા દીલનો ક્ષોભ સંદીપ બાબુ સમજી ગયા તે જોતાં મારી લજ્જાનો પારજ રહ્યો નહિ. તેમણે કહ્યુંઃ

"જંગલની હરિણી પેઠે તમે અહિંથી નાસી જવાને ઉત્સુક હતાં તે છતાં તમે તમારા વચન પ્રમાણે પાછાં પધાર્યાં છો તેથી મને પરમાનંદ થાય છે."

મને યોગ્ય જવાબ મળ્યો નહિ તેથી શરમ અને સંકોચથી હું એક ખૂણાપર બેસી ગઇ. બંગાલી રમણીઓની શક્તિના મૂર્તિમંત સાક્ષાત્કાર તરિકે સંદીપ બાબુ સમક્ષ રજુ થવાની મારી આકાંક્ષા આ સમયે કોણુ જાણે કયાંની કયાં ઉડી ગઇ!

મારા પતિ સાથે આ સમયે સંદીપ બાબુએ જાણી જોઇને વાદવિવાદ શરૂ કર્યો. મારા પતિ વાદવિવાદમાં ઉસ્તાદ હતા. ચર્ચા કરતી વખતે તેમની બુદ્ધિ એક પછી એક ઉત્તમ દલીલોનાં બાણુ ફેંકતી તે સંદીપ બાબુ જાણુતા હતા. તે દિવસ પછી મને માલૂમ પડયું કે હું હાજર હોઉં ત્યારે વાદવિવાદ કરીને પોતાનું પાણી બતાવવાની સંધિ સંદીપ બાબુ કદિપણુ ગુમાવતા નહિ.

'વંદે માતરમ' ના યુદ્ધ વિષે મારા પતિના વિચારો તે જાણુતા હતા. તેથી તેમણે મારા પતિને ખીજવવાના ઇરાદાથીજ ચર્ચાની શરૂઆત કરીઃ

"ત્યારે નિખિલ! દેશભક્તિ પ્રજ્વલિત કરવામાં કલ્પનાના તરંગને સ્થાન છે તે તમને માન્ય નથી?"

"તેને સ્થાન છે સંદીપ! પરંતુ કલ્પનાના બલથી આખું તંત્ર ચલાવવામાં આવે તે મને માન્ય નથી. હું મારો દેશ જેવો હોય તેવોજ જોવા માગું છું. અને તેથી દેશાભિમાનને નામે ચિત્તાકર્ષક શબ્દોનો આડંબર બતાવતાં મને લજ્જા તથા ભય ઉપજે છે."

"તમે જેને 'ચિત્તાકર્ષક શબ્દોનો આડંબર' કહો છો તેને હું સત્ય કહું છું. હું અંતઃકરણપુર્વક માનું છું કે મારો દેશ તેજ મારો

પ્રભુ છે. હું માનવજાતિને પૂજું છું. પ્રભુ મનુષ્યમાં અને તેના દેશમાં વ્યક્ત થાય છે."

"જો એ તમારી સાચી માન્યતા હોય તો તમારા દીલમાં મનુષ્ય મનુષ્ય વચ્ચે અને તેથી દેશપરદેશ વચ્ચે કોઇ જાતનો ભિન્નભાવ ન હોવો જોઇએ."

"સાચી વાત; પણ મારી શકિત મર્યાદિત છે તેથી મારા દેશની પૂજાથી મારી માનવજાતિની પૂજાનો આરંભ થાય છે."

"તમારી એવી પૂજા સામે મને વાંધો નથી, પણ બીજા દેશોમાં પણ આપણા દેશની પેઠે પ્રભુ વ્યકત સ્વરૂપે વિરાજે છે. એ દેશોને ધિક્કારીને તમે પ્રભુને કેવી રીતે રીઝવી શકો ?"

"દ્વેષ પણ ભકિતનોજ એક પ્રકાર છે. પશુપતાકા અસ્ત્ર અર્જુને મહાદેવ સાથે દ્વેષ કરીને મેળવ્યું હતું. ઇશ્વર સાથે યુદ્ધ કરવાને આપણે જ્યારે તત્પર થઇશું ત્યારે પ્રભુનો આપણા પક્ષમાં આવેજ છૂટકો રહ્યો."

"જો એમ હોય તો જેઓ દેશસેવા કરે છે તથા જેઓ દેશનું અકલ્યાણ કરે છે તે બધાય પ્રભુના સમાન ભકતો છે, તો પછી તમે દેશાભિમાન પ્રકટાવવાને શા માટે આભઅવનિ એક કરો છો ?"

"કારણ કે સ્વદેશની વાતજ અનોખી છે. તેને માટે ખાસ ભકિતની પરમ આવશ્યકતા છે."

"તમારી એજ દલીલને જરા આગળ વધારી તમે એમ પણ કહી શકો કે પ્રભુ આપણામાં વ્યકત છે માટે બીજા બધા પહેલાં આપણી જાતનીજ પૂજા થવી જોઇએ; કેમ કે આપણને તેવી પૂજાનો દાવો કરવાની સ્વાભાવિક પ્રેરણા થાયજ."

"આમ જુઓ નિખિલ! આ બધું તમારૂં શુષ્ક તત્વજ્ઞાન છે. લાગણી જેવી કાંઇ વસ્તુ છે તે તમે સમજી શકો છો ખરા ?

"સંદીપ! હું સત્યજ કહું છું–" મારા પતિએ જવાબ આપ્યો: "જ્યારે જ્યારે અન્યાયને કર્તવ્ય તરીકે અને અસત્યને નૈતિક આદર્શ તરિકે ઠસાવવાનો તમે પ્રયત્ન કરો છો ત્યારે મારી લાગણીઓપર પ્રચંડ પ્રહાર થાય છે. હું લૂંટ કરવા નથી માગતો તેનું કારણ એ નથી કે મારામાં તાત્વિક શકિત છે; પણ મારા સ્વાત્માભિમાન તથા આદર્શો પરના પ્રેમને લીધેજ હું લૂંટારો થવા નથી ચાહતો."

મારા અંતરમાં તુમુલ યુદ્ધ થતું હતું. હું વધુવાર મૌન રહી શકી નહિ. મેં કહ્યું: "ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, રશિયા આદિ દેશનો ઇતિહાસ સ્વદેશ માટે લૂંટ કરવાનુંજ શીખવે છે."

"તેમને તેમનાં લૂંટારાનાં કર્મોનાં ઋણ અદા કરવાં પડશે. હમણા પણ તેઓ એ કરજ ચૂકવી રહ્યા છે. હજુ તેમનો ઇતિહાસ પૂરો ચર્યો નથી."

"ગમે તેમ હો–" સંદીપ બાબુએ કહ્યું: "પણ આપણે તેમનું અનુકરણ શા માટે ન કરવું? આપણા દેશની તિજોરીઓ ભરવા માટે પ્રથમ આપણે સુવર્ણની લૂંટ કરી લઇએ અને પછી એ દેશોની પેઠે જો ઋણ અદા કરવુંજ પડે તો તે અદા કરવાને સદીઓ પડેલી છે. પણ નિખિલ! હું તમને પૂછું છું કે આ ઋણ અદા થતું તમે ઇતિહાસમાં ક્યાં ભાળ્યું?"

"જ્યારે રોમ પોતાના કર્મોનો જવાબ આપતું હતું ત્યારે તે કોઇએ જાણ્યું ન્હોતું. તે વખતે તો તે ભૌતિક ઉન્નતિના શિખર પરજ છે એમ બધાને જણાતું હતું. આવા લૂંટારાઓના વૈભવવિલાસ પલકમાં ફના થઇ જઇ તેમનાં પાપોના જવાબ આપવાનો વખત ક્યારે આવશે તે કોઇ બાહ્ય દૃષ્ટિએ જોઇ શકતું નથી. પણ અસત્ય, લુચ્ચાઇ, દોંગાઇ, વિશ્વાસઘાત, ખોટી આબરૂ માટે ન્યાય અને સત્યનો ત્યાગ વિગેરે કલંકોથી ડઘાયલાં તેમનાં અંતરો તેમને નિરંતર કોતરી ખાય છે તે તમો જોઇ શકતા નથી?"

આ પ્રસંગ પૂર્વે મારા પતિ અને તેના મિત્રોના વાદવિવાદ વખતે હાજર રહેવાનો પ્રસંગ મને કદિ મળ્યો ન્હોતો. જ્યારે તે મારી સાથે ચર્ચા કરતા ત્યારે હું ઘરના ખૂણામાં પડી રહું છું તે માટેની તેમની દિલગીરી હું સમજી શકતી. મારાપરના પ્રેમને લીધે તેમને મારા એકાંતવાસથી શોક થતો. પણ આજે પહેલીજવાર તેમની અસામાન્ય તર્કશક્તિનું મને ભાન થયું.

છતાં મારા હૃદયને મારા પતિના વિચારો રૂચ્યા નહિ. હું કંઇ જવાબ શોધવા મથી રહી હતી પણ મને કંઇ સૂઝ્યું નહિ. ચર્ચા વખતે જ્યારે 'સત્ય' ને દલીલ તરિકે આગળ ધરવામાં આવે છે ત્યારે મનુષ્ય એટલી બધી ઉંચી ટોચે જઇ શકે એમ માની શકાતું નથી.

અચાનક સંદીપ બાબુએ મારા તરફ નજર ફેરવી કહ્યું:

"તમારો શો અભિપ્રાય છે?"

"હું ઝીણવટમાં ઉતરીને ચર્ચા કરવા માગતી નથી." મેં કહ્યું: "મને જે લાગે છે તે સ્પષ્ટ કહી નાખું છું. હું માટીનું પૂતળું છું. મનુષ્ય છું. મારામાં લોભ છે, લાલચ છે, તૃષ્ણા છે, આકાંક્ષા છે. મારો દેશ સમૃદ્ધ થાય તે જોવાને હું આતુર છું. મારા દેશને માટે જે જે વસ્તુની જરૂર હોય તે ચોરવી પડે તો હું ચોરી લઉં–બીજા પાસેથી ઝૂંટવી લેવાની ફરજ પડે તો તેમ પણ કરૂં. મારામાં રાગ છે. મારા દેશને માટે હું જરૂર ગુસ્સે થઇશ અને જરૂર પડે તેના અપમાનનો બદલો લેવા માટે બીજા સાથે યુદ્ધ પણ જગાડીશ–હિંસા પ્રતિહિંસાની પરવા પણ નહિ કરૂં.

હું નિર્વાણ પામી નથી. મારી વાસનાઓ મરી ગઇ નથી. હું સ્વદેશપર અંધભક્તિ રાખીશ. મારા દેશને પ્રભુસ્વરૂપ માની તેને માતા, દેવી, દુર્ગા ગણીને પૂજીશ અને તેને બલિદાન આપવા માટે હું પૃથ્વીને રક્તભીની કરીશ. હું મનુષ્ય છું-મનુષ્યથી પર દેવી નથી—"

"શાબાશ! શાબાશ!-" એકદમ તાળી બજાવી સંદીપ બાબુ બોલી ઉઠયા. બીજી પલેજ તેમણે પોતાની ભૂલ સુધારી કહ્યું: "વંદે માતરમ્!"

મારા પતિના વદનપર દુઃખની છાયા વ્યક્ત થઇ. તેમણે મને નમ્ર સ્વરે કહ્યું: "હું પણ દેવ નથી-મનુષ્યજ છું. તેથી મારામાં રહેલી લોભી વાસનાઓને મારા દેશની મૂર્તિનું સ્વરૂપ આપવાને હું કદિ પણ તૈયાર થઇશ નહિ."

સંદીપ બાબુએ કહ્યું:

"જુઓ નિખિલ! સત્ય સ્ત્રીઓના હૃદયમાં કેટલી ત્વરાથી ઉતરી જાય છે અને તેમના જીવન સાથે એકતાર થઇ જાય છે તે જુઓ! એ સત્ય ગમે તેવું રંગહીન, રૂચિહીન, જીવહીન હોય છતાં કશાથી ન ડરતાં સ્ત્રી વિનાશને નિમંત્રી શકે છે. તેથીજ તેનાં પાપો ભયંકર હોવા છતાં અતિ સુંદર લાગે છે. પુરૂષનાં પાપ બેડોળ લાગે છે કેમકે તે તર્ક, દલીલ, વિચાર, વિગેરેની સરાણપર અમુક બાબતને ઘસ્યા પછીજ મેદાને પડે છે! હું સાચુંજ કહું છું નિખિલ! આપણા દેશનો ઉદ્ધાર સુન્દરીઓજ કરશે! આ કાલ રમ્ય આદર્શોમાં રમ્યા કરવાનો નથી. આપણે દૃઢ મને આંધળીઆં કરી પાશવવૃત્તિ સ્વીકારવી જોઇએ. આપણે પાપ કરવાં જોઇએ. આપણાં પાપમાં સુંદર રંગ પૂરવા માટે આપણે આપણી સ્ત્રીઓને રક્તચંદન આપી આપણી સાથે રાખવી જોઇએ: કવિ પણ કહે છે:

* 'Come, Sin, O beautiful Sin,
Let thy stinging red kisses pour down fiery red wine into our blood.
Sound the trumpet of imperious evil
And cross our forehead with the wreath of exulting lawlessness,
O Deity of Desecration,
Smear our breasts with the blackest mud of disrepute, unashamed.

* આવ, સુંદર પાપ! આવ.

તારા રક્ત ચુંબનોથી અમારા લોહીમાં પ્રખર અગ્નિ પ્રકટાવ. દુષ્ટ અહંકારના ડંકા બજાવ ને અમને આનંદદાયક અરાજકતાની પૂલમાળા પહેરાવ.

ઓ પ્રલયકાલની દેવિ!

અમારાં હૃદયોને જરાય શરમ વિના કાળામાં કાળી અપકીર્તિથી કલંકિત કર.

એક પલના આવેશમાં સંદીપ બાબુએ સર્વ દેશોમાં સર્વ ધર્મોએ માનેલા સિદ્ધાંતોને કચરી નાખ્યા. તેમના એ પ્રચંડ આવેશમાં વિનાશક અહંભાવ અને અપમાનની ભયંકર ધગશ હતી. હું તે જોઇ કમ્પી.

પગ પછાડી પુનઃ તે બોલવા લાગ્યા:

"જે અગ્નિ ઘરની ખાખ કરી નાખી વિશાલ જગતને અજવાળે છે તે ધગશ તમારા આત્મામાં છે તે હું જોઇ શકું છું. પ્રલયના છેક ઉંડા તળિયામાં જવાની અતૂટ હિમ્મત અમને આપો અને સર્વ વિનાશક તત્વોપર તમારી કૃપા વર્ષાવો."

આ છેલ્લી વિનંતિ સંદીપ બાબુએ કોને કરી તે સ્પષ્ટ સમજાયું નહિ. જેને તે વંદેમાતરમને નામે પૂજે છે તેને અથવા દેશના સુંદરી સંઘને અથવા સુંદરીસંઘના પ્રતિનિધિરૂપે ત્યાં હાજર રહેલી સ્ત્રીને—મને પણ એ અરજ કરવામાં આવી હોય! તે આવેશમાં ને આવેશમાં બોલ્યા ગયા હોત પણ મારા પતિ અચાનક ઉભા થયા અને સંદીપના ખભાપર ધીમેથી હાથ મૂકી બોલ્યા:

"સંદીપ! ચંદ્રનાથ બાબુ પધાર્યા છે."

હું તરત ઉભી થઇ. પાછી ફરી જોઉં છું તો દ્વાર આગળ એક વૃદ્ધ ગંભીર, શાંત અને પ્રતાપી વદને ઉભેલા જણાયા. તેમના વદન પર આથમતા સૂર્યની રાતી છટા સમો પ્રકાશ હતો.

મારા પતિએ મને કાનમાં કહ્યું:

"આ મારા ગુરૂજી! તેમને પ્રણામ કર!"

મેં વૃદ્ધને પ્રણામ કર્યા ને તેમની ચરણ રજ મસ્તકે ચઢાવી. તેમણે મને આશિર્વાદ આપ્યો:

"પ્રભુ તમારૂં નિરંતર રક્ષણ કરો."

ખરેખર, તે સમયે મને આવા આશિર્વાદની અત્યંત જરૂર હતી!

## નિખિલની આત્મકથા.

### ૧

એકવાર હું શ્રદ્ધાપૂર્વક માનતો હતો કે પ્રભુ મને જે સ્થિતિમાં મૂકશે તેનો હું આનંદસહ સ્વીકાર કરીશ. મારી હજુ કસોટી થઇ નથી. મને લાગે છે કે એ વખત હવે આવ્યો છે.

અનેક અમંગલ તર્કો કરીને હું મારા મનનું માપ કાઢવા મથતો. ગરિબી, કેદ, અપમાન, મૃત્યુ—અરે! વિમલાના મૃત્યુની શુદ્ધાં હું કલ્પના કરતો અને એ બધાંય દુઃખો હું દઢતાથી સહી લઇશ એમ માનતો તેમાં જરા પણ અત્યુકિત ન્હોતી. ફક્ત એકજ

કલ્પના મને ન્હોતી આવી. આજે તેનો વિચાર કરૂં છું અને તે હું સહી શકીશ કે કેમ તે કહી શકતો નથી. મારૂં નિત્યક્રમ કરતી વખતે નિરંતર મારા હૃદયમાં કોઇક જાતનો ભાલો ભોંકાયા કરે છે. નિદ્રામાં પણ તે મને વીંધી નાખે છે. પ્રાતઃકાલમાં ઉઠતાંવાર આકાશની રમણીયતા મારી નજરે નથી પડતી. શું થયું ? એ શું હશે ?

મારૂં મન હમણાં હમણાં એવું અસ્થિર થઇ ગયું છે કે મને જરાજરામાં લાગી આવે છે. મારા ભુત જીવનના સુખનો મિથ્યાભાસ પણ મારા હૃદયને કોતરી ખાય છે. લજ્જા અને શોક હવે મારા નિકટનાં સ્નેહીઓ થતાં જાય છે. હું તેમને છૂપાવી શકતો નથી જો કે એ લાગણીઓ તો છૂપાવા ચાહે છે. જે વસ્તુ હું નથી માગતો—જે દૃશ્ય હું નથી જોવા ચાહતો તે હવે મારે જોવાંજ પડશે.

તે ઘડી આવી પહોંચી છે કે જ્યારે મારા જીવનની બધીય ઉણપો જગતને જણાઇ જશે. જે હૃદયમાં હર્ષની છોળો ઉછાળા મારતી જણાતી હતી તે અનાયક દુઃખના વાદળાંથી ઘેરાઇ ગયું છે. નવ વર્ષ સુધી યુવાનીની ઉન્મત્તતામાં ગોથાં ખાવા માટે મારે મારા જીવનના અંત સુધી સત્યને જવાબ આપવો પડશે.

ખોટા અભિમાનમાં તણાવાની શી જરૂર છે ? મારામાં કંઇક અભાવ છે—ઉણપ છે—તેનો એકરાર કરવામાં શું મઝા નથી ? ભયથીજ પ્રેમ ઉત્પન્ન થાય છે એ સૂત્ર કદાચ સ્ત્રીઓ માટે સાચું પણ હોય. પુરૂષોની મૂર્ખતાભરી સત્તાને પણ સ્ત્રીઓ ચાહતી હોય એ બનવા જોગ છે. પણ શું પુરૂષત્વ બતાવવા માટેજ શકિતનો ઉપયોગ કરવાનો છે ? શક્તિમાને પોતાની શકિતથી નિર્બલને કચરી નાખતાં જરાએ ડરવું ન જોઇએ ?

પણ આ બધી દલીલોની શી જરૂર છે ? દલીલોના દરિયા ડહોળવાથી યોગ્યતા મેળવાતી નથી, અને હું નાલાયક તો છુંજ.

પણ તેથી શું ? ખરો પ્રેમ તો નાલાયકપર પ્રેમનો વર્ષાદ વરસાવવામાંજ છે. યોગ્યતાવાળાને તો પ્રભુ આ પૃથ્વીપર અનેક રીતે નવાજે છે. તેથીજ પ્રભુએ નાલાયકો માટે પ્રેમનો અમૃતથાળ ભરી રાખ્યો છે.

આજસુધી મારી વિમલાની દુનિયા અમારા ઘરનાં—ઘરના કામકાજમાં અને મારામાંજ સમાયલી હતી. મારાપર તે પ્રેમ વર્ષાવતી તે તેના અંતરના ઉંડાણમાંથી ઝરતો હતો કે મ્યુનીસીપાલીટીના પાણીના નળની પેઠે તે મારાપર નિયમિત થોડો થોડો પ્રેમ રેડયા કરતી હતી ? એવો સવાલ હવે હું મારા મનને પૂછું છું.

વિમલાની સાચી શક્તિનો પૂર્ણ વિકાસ થાય-તેના જીવન-પુષ્પની પૂર્ણ સુગંધ ચારે કોર પ્રસરી રહે-તે માટે મારૂં દીલ વલખાં મારતું હતું; પણ મારી ગણત્રીમાં મારી ભૂલ થઇ. એક વ્યક્તિને તેના સત્ય સ્વરૂપમાં નીહાળવા માટે તેના પરના બધાય દાવાઓ તજી દેવા જોઇએ એ વાત મારા લક્ષમાં આવી નહિ.

મને એ વિચાર કેમ નહિ આવ્યો ભલા ? પુરૂષ પોતાની સ્ત્રીના શરીરનો માલીક છે એવા અભિમાનને લીધે તો હું ભૂલ્યો નહિ હોઉં ? નહિ, પ્રેમપરના પૂર્ણ વિશ્વાસને લીધે હું ભૂલ્યો હતો. હું એવી મિથ્યા ભ્રમણામાં ગોથાં ખાતો હતો કે સત્યને તેની ભયંકર નગ્નાવસ્થામાં જોવાની મારામાં શક્તિ છે. આવી શક્તિ મારામાં છે કે નહિ તે હું નથી જાણતો, છતાં હું પ્રભુની કસોટીમાં પાર ઉતરીશ તે વિષે મને કંઇ શંકા નથી.

વિમલા મને એક બાબતમાં ઓળખી શકી ન્હોતી. સત્તાના નિદર્શનને હું નિર્બલતા માનતો તે તે બરાબર સમજી શકતી નથી. નિર્બલોજ ન્યાયી થઇ શકતા નથી. તેઓ ન્યાયની જવાબદારીથી ધ્રૂજે છે તેથી અન્યાયને ટૂંકે રસ્તે જલદી જલદી લાડવો ખાવા દોડે છે. વિમલામાં શાંતિ પ્રત્યે સહિષ્ણુતા બતાવવાનો ગુણ ન્હોતો. તે તો પુરૂષમાં ક્રોધ, અન્યાય અને જૂલમજ જોવા ચાહતી. તે ભીતિપ્રદ પ્રેમની ભૂખી હતી.

વિશાલ વિશ્વમાં સ્વતંત્ર થવાથી જૂલમ પ્રત્યેનો તેનો પ્રેમ ઓછો થશે એવી મને આશા હતી પણ હવે મારી ખાત્રી થઇ છે કે એ ભાવ તેના સ્વભાવમાં વણાઇ ગયો હતો. તેનો પ્રેમ જૂલમ તરફ-ભયંકરતા તરફ ઢળતો હતો. ડગલે ને પગલે ધાક ધમકી હોય તોજ તે પ્રેમાલ જીવન જીવી શકે; પણ આવેશથી, ધાકધમકીથી કે જૂલમથી કદિ પણ મારૂં કર્ત્તવ્ય ન બજાવવાનો મેં નિશ્ચય કર્યો હતો. મારા આ નિશ્ચયમાં વિમલાને નિર્બલતા જણાતી તેથીજ તે મારા તરફ માનની નજરે જોતાં મુઝાતી. વળી હું વંદેમાતરમ્ પોકારતો દિવાના પેઠે રસ્તે રસ્તે ઘૂમતો ફરતો નથી તેથી તો તે મારાપર ઘણીજ ગુસ્સે થઇ છે.

મારા દેશબંધુઓમાં પણ હું અપ્રિય થઇ પડયો હતો કેમકે તેમની પ્રવૃત્તિમાં હું સંમત ન્હોતો. તેઓ એમ માનતા કે હું માનચાંદનો ભૂખ્યો છું અથવા પોલિસથી ડરૂં છું. ખરી વાત એ હતી કે પોલિસ મારી શાંતિને કપટભરી શાંતિ માની નિરંતર મારી પાછળ જાસુસો ભમતા રાખતી અને આમ બન્ને બાજુથી હું વગોવાતો.

હવે હું મારૂં દીલ ખોલું. મારો દેશ જેવા હોય તેવા પણ તે મારો છે. હું તેની ખરી હાલત જાણવા મથું છું અને તેના કલ્યાણ માટે મારી શકિત પ્રમાણે પ્રયાસ કર્યો જાઉં છું. પણ કેટલાક આવેશવાદીઓ સ્વદેશને માટે બૂમો પાડવાના રસિયા છે. 'મારો દેશ–તેના દુશ્મનો–વંદેમાતરમ્–દુશ્મનોનો નાશ કરો–સ્વતંત્રતા જીતી લો–પરતંત્રતા પાપ છે' એવા એવા બરાડા પાડી તેઓ પોતાના આવેશને ટકાવી રાખે છે. તેઓ મનુષ્યોને તેઓ મનુષ્યો છે તેટલાજ માટે ચાહી શકતા નથી. આવા માણસો સ્વદેશ કરતાં આવેશનેજ વધારે ચાહે છે. તેઓ આવેશના ગુલામ છે.

દિવાના આવેશને સત્યથીય ઉચ્ચ સ્થાનપર સ્થાપી દેવો તે પરંપરાગત ગુલામીની નિશાની છે. મન નિરંકુશ થતાંજ આપણે અંધારી ગર્ત્તામાં ગબડી પડીએ છીએ. કોઇ જાતનો દિવાનો અંધ આવેશ, સત્તાનો કોરડો અથવા પંડિતોના મંત્રોજ આપણાં જડ શરીરને હલાવી શકે તેમ છે; પણ જ્યાંસુધી આપણે સત્યથી વેગળા રહીએ તથા કોઇ જાતના આકર્ષક આવેશથીજ કોઇ ચળવળમાં ઝંપલાવ્યા જઇએ ત્યાં સૂધી આપણી સ્વરાજ માટેની યોગ્યતામાં ઉણપજ રહેવાની. આપણી ગમે તેવી હાલત હોય તોપણ આપણને ભયભીત કરવાને કાં તો કોઇ કાલ્પનિક ભૂત જોઇશે અથવા તો કોઇ સાચો હકીમ જોઇશે.

તે દિને સંદીપે મારામાં કલ્પનાશકિતનો અભાવ માની કહ્યું કે હું મારા દેશની પ્રત્યક્ષ મૂર્તિ જોઇ શકતો નથી ત્યારે વિમલા તેના મતમાં ભળી ગઇ હતી. મેં મારો બચાવ કર્યો ન્હોતો કેમકે વાદવિવાદમાં જીતવાથી સુખ મળતું નથી. વિમલાનો મતભેદ બુદ્ધિની અસમાનતાને આભારી ન્હોતો પણ બીજાના આવેશથી દોરાઇ જવાની નિર્બલતાને આભારી હતો.

તેમની માન્યતા પ્રમાણે મારામાં તર્કશકિતનો અભાવ છે એટલે મારા ફાનસમાં તેલ હોય તો બત્તી નથી. કરમની કઠણાઇ એ છે કે એજ આરોપ હું તેમનાપર મૂકું છું. હું તેમને કહું છું:

"તમે ચકમકના પત્થર જેવા છો. ચકમકને અગ્નિ પ્રજ્વલિત કરવા માટે એક બીજા સાથે જોસથી અફળાવું પડે છે તેમ તમે પણ તમારા આવેશને બરાડા પાડીને પ્રકટાવો છો. પરિણામે ચકમકની છૂટી છવાઇ ચીણગારીઓ ઉડે છે–તેથી તમારૂં અભિમાન વધે છે પણ તમે નરી આંખે સ્પષ્ટ વસ્તુ દેખી શકતા નથી."

કેટલાક દિવસથી મને લાગે છે કે સંદીપબાબુમાં એક જાતની હલકી સ્વાર્થપરાયણતા ભરેલી છે. પોતાની ઐહિક વાસનાઓને

લીધે તે ધર્મસંબંધી ભ્રમાત્મક મંતવ્યો ગોતી કાઢે છે તથા દેશભક્તિમાં એક જાતના જૂલમાટને સ્થાન આપવા મથે છે. તેની બુદ્ધિ તીક્ષ્ણ છે પણ તેનો સ્વભાવ અશિષ્ટ છે; તેથી તે પોતાની સ્વાર્થી લાલસાઓને મોટાં મોટાં ગૌરવશીલ નામો દઇ મલકાય છે. ભૂખ્યા પેટને ભોજનની જેટલી જરૂર છે તેટલીજ જરૂર તેના મનને આશ્વાસન આપવા માટે દ્વેષની છે. તે દ્વેષપરજ જીવે છે. પૈસા પાછળ તે દિવાનો છે. તેની લોભી વૃત્તિપર વિમલાએ અગાઉ અનેકવાર મને ચેતાવ્યો હતો. હું તે જાણુતો હતો પણ પૈસા માટે સંદીપ સાથે તકરાર કરવાનું મને યોગ્ય લાગ્યું ન્હોતું. તે મારી ઉદારતાનો લાભ લેતો હતો એવો વિચાર કરતાં પણ મને શરમ ઉપજતી, પણ આજે સ્થિતિ નીરાળીજ છે. સંદીપની દેશપ્રીતિ કંઇજ નહિ પણ તેની લોભી વાસનાનુંજ એક સ્વરૂપ છે એ વાત આજે વિમલાને સમજાવવી કઠીન છે. સંદીપને તે વીર માની તેની પૂજા કરે છે. એ વીરપૂજાને લીધે, રખેને ઇર્ષ્યાને લીધે મારાથી કંઇ કડવું બોલાઇ જાય એવા ભયથી હું વિમલા સમક્ષ તેની વાત કરતાં પણ ખંચકાઉં છું. મારા દીલની વ્યથાને લીધે પણ કદાચ સંદીપનું ચિત્ર મને બેડોળ દેખાતું હોય ! ગમે તેમ હોય પણ મનમાં મુઝાઇ રહેવા કરતાં એક મગની બે ફાડ કરવામાંજ મને સાર જણાય છે !

૨

મારા ગુરૂને હું ત્રીસ વર્ષથી ઓળખું છું. નિંદા, આફત, મૃત્યુ–કશાયની તેમને બ્હીક નથી. અમારા કુળના પરંપરાગત સંસ્કારમાં હું જન્મેલો હોવાથી તેના દુર્ગુણોથી હું બચી શકત નહિ પણ મારા ગુરૂ મારા ભોમિયા થયા. તેમની શાંતિ, સત્યનિષ્ઠા અને આધ્યાત્મિક વૃત્તિને લીધેજ હું સન્માર્ગે ચઢી શક્યો.

તેજ દિને મારા ગુરૂએ મને કહ્યુંઃ

" સંદીપને અહિં વધુવાર રાખવાની કંઇ જરૂર છે ? "

તેમની તેજસ્વી આંખો કોઇપણું જાતની અપવિત્રતા તરતજ ઓળખી જતી. જરા જરાવારમાં તે શંકિત થાય તેવા ન્હોતા. પણ તે દિને તેમને માથાપર કાળી વાદળી ફરતી જણાયલીજ હોવી જોઇએ. તેમનો મારાપર કેટલો બધો નિઃસ્વાર્થ પ્રેમ છે તે હું સારી પેઠે જાણતો હતો. મેં તેમની સૂચના માથે ચઢાવવાનો નિશ્ચય કર્યો.

ચ્હા પીવાના વખતે મેં સંદીપને કહ્યુંઃ

"હમણાંજ મને રંગપુરથી કાગળ મળ્યો છે તેમાં તેઓ હું સ્વાર્થને લીધે તમને રોકી રાખું છું એવો આરોપ મૂકે છે. તમે રંગપુર ક્યારે જવા માગો છો ?"

વિમલા કીટલીમાંથી ચ્હા રેડતી હતી. તેનો ચ્હેરો આ વાત સાંભળતાંજ ઉતરી ગયો. તેણે સંદીપ તરફ અર્થપૂર્ણ નજર ફેંકી.

"અહિંથી ત્યાં ને ત્યાંથી અહિં રખડવામાં એક જાતનો શક્તિનો ખોટો વ્યય થાય છે એમ મને હવે લાગવા માંડયું છે. મને લાગે છે કે જો હું એક કેન્દ્રસ્થાનેથી કામ કર્યો જાઉં તો વધુ અસરકારક કામ થઇ શકે...તમને કેમ લાગે છે ?" છેલ્લું વાકય તે વિમલા તરફ જોઇ બોલ્યો.

જરા વાર અચકાને વિમલા બોલી:

"એકજ સ્થલે રહીને કામ કરો અથવા મુસાફરી કરતાં કામ કરો એ બન્ને રસ્તા સારા છે. તમને જે વધુ અનુકૂલ પડે તેમ કરો..."

"ત્યારે હવે હું મારી ઇચ્છા શી છે તે કહી દઉં. મને અત્યારસુધી કોઇ એવું કલ્યાણકર સ્થાન ન્હોતું મળ્યું કે જ્યાંથી મારામાં અવનવી પ્રેરણાઓ સ્ફૂરે. તેથીજ લોકોમાં ઉત્સાહ રેડતો હું આમ તેમ રખડયા કરતો અને તેમના ઉત્સાહમાંથી બનતી પ્રેરણા મેળવતો. પણ આજે તમે મને મારા દેશનો સંદેશ સુણાવ્યો છે. તમારા જેવો પ્રજ્વલિત આવેશ મેં હજુ સુધી કોઇપણ પુરૂષમાં જોયો નથી. નહિ–શરમાઓ ના. વિનય, નમ્રતા, લજ્જા અને સંકોચ–એ બધી નિર્બલતાની નિશાની છે. તમે એ સઘળાથી બહુ–બહુ દૂર છો. તમે અમારા મધપૂડાનાં મધુરાણી છો અને અમે તમારા મજુરો છીએ. તમેજ અમારા કેન્દ્રસ્થાને વિરાજો અને અમારામાં નિરંતર નવી નવી પ્રેરણાઓ પ્રકટાવી અમારી શકિત વધાર્યાં જાઓ—"

લજ્જાયુકત અભિમાનથી વિમલાના વદનપર રકિતમા છવાઇ ગઇ. ચ્હા રેડતાં રડતાં તે કમ્પી.

બીજે દિવસે મારા ગુરૂએ આવીને મને કહ્યું: "તમે બેઉ જણ દાર્જીલીંગ હવા ફેર કરવા જાઓ તો કેમ ? તારી તબીયત કંઇ સારી જણાતી નથી. રાતે ઉંઘ આવે છે કે નહિ ?"

સાંજે હિમાલયની રમ્ય ટેકરીઓનું અદ્દભૂત સૌન્દર્ય નિહાળવામાં વિમલા મારી સાથી થશે કે કેમ તે મેં તેને પુછી જોયું. હિમાલયનાં દર્શન કરવા તે અત્યંત આતુર હતી તે હું જાણતો હતો...પણ તેણે ના પાડી...મને લાગે છે કે દેશસેવા હૈયે ચઢી આવી હશે !

મારે અધીરા થવું ન જોઇએ. સાંકડી દુનિયામાંથી વિશાલ જગતમાં જવાનો માર્ગ અતિ વિકટ હોય છે. જ્યારે વિમલાને એ વિશાલ સ્વાતંત્ર્યનો અનુભવ થશે ત્યારે મારૂં સ્થાન ક્યાં છે તે હું જાણી શકીશ. જગતની વ્યવસ્થામાં હું અંતરાયરૂપ છે એવું મને જણાશે તો નસિબ સાથે લડવાને બદલે હુંજ રજા લઇ લઇશ...સત્તા વાપરૂં?... શા માટે? શું સત્ય આગળ સત્તા ટકી શકે?

## સંદીપની આત્મકથા.

### ૧

નામદ કહે છે કે 'મારે ફાળે જે આવ્યું તે મારૂં છે.' નમાલો માણસ તેને સંમતિ આપે છે પણ દુનિયાનો અનુભવ તો એમ શીખવે છે કે 'જે હું લૂટીને લઉં તેજ ખરેખર મારૂં છે.' આ દેશમાં હું જન્મ્યો તેટલાથીજ એ દેશ મારો થતો નથી. જે દિવસે શક્તિના બળથી હું તેને જીતી લઇશ તે દિને તે મારો થશે.

દરેક માણસને જે જોઇએ તે મેળવવાનો સ્વાભાવિક હક્ક છે અને તેથી લોભ સ્વાભાવિક છે. લુંટાઇ જવું ને બાવા બનવું એમ કુદરત કહેતી નથી. મારૂં મન જે ઇચ્છે તે મારી આસપાસ હોવુંજ જોઇએ. આ દુનિયામાં આપણા બાહ્ય તથા આંતર જીવનનું ખરૂં ભાન તે આજ છે. વાસનાહીન, મરેલી વૃત્તિના ગરિબ નમાલાઓ માટે નૈતિક આદર્શો અનામત રાખી મૂકો. તેઓ જીવનના લ્હાવા ભોગવી શકતા નથી, ભોગવવાને લાયક પણ નથી. સ્વચ્છંદપણે જે વાસનાના દરવાજા ખુલ્લા મૂકી દઇ દીલપસંદ અયશઆરામમાં મહાલે છે, જરા પણ અચકયા વિના પોતાની તૃષ્ણા ગમે તે રીતે તૃપ્ત કરે છે તેનેજ પ્રભુ જગતના સિંહાસનપર બેસાડે છે. કુદરત તેના પરથી પોતાનો સઘળો ખજાનો ઓવારી નાખે છે! પોતાને જે જોઇએ તે લેવા માટે તે નદીના પ્રચંડ વેગમાં ભૂસકો મારે છે–દિવાલો કૂદી જાય છે–ઉઘાડા દ્વારને લાત મારતો આગળ ધસે છે! આવી રીતે જે મળે તેમાં મઝા છે. આવાં સાહસો ખેડીને જે મેળવવામાં આવે તે ભોગવવામાં અદ્દભૂત મસ્તી છે.

કુદરત કોઇને નમતી નથી. ફક્ત લૂટારાનેજ નમે છે. કારણ કે તે એવા બલાત્કારમાં–એવા રાક્ષસી હરણમાં આનંદ માને છે. તેથીજ તે સળેકડા જેવા નિર્બલ તપસ્વીને વરમાલા આરોપતી નથી.

લગ્નનાં વાજાં વાગી રહ્યાં છે. લગ્નનું મંગલ મુહૂર્ત મારે ગૂમાવવું નજ જોઇએ. મારૂં હૃદય આતુરતાથી થડકી રહ્યું છે. વરરાજા કોણ? હુંજ. હાથમાં મશાલ લઇ જે વેળાસર આવે તેનેજ વરરાજાનું સ્થાન મળે છે. અને કુદરતના લગ્નમંડપમાં તો વરરાજા અણધાર્યો અને વણનોતર્યોજ આવી ચઢે છે.

શરમાઉં? શાને માટે? નહિ. શરમ કઇ જાતની ચીડીયા છે તે હું જાણતોજ નથી. મને જે જોઇએ તે હું માગું છું અને ઘણીવાર માગ્યા વિનાજ લઇ લઉં છું. જેનામાં લેવાની તાકાત નથી તેઓ શરમની છાયા નીચે પોતાની નામર્દાઇ ઢાંકે છે. જે દુનિયામાં આપણે જન્મ્યા છીએ તે સ્થૂલ વિલાસી જગત્ છે. જે આ દુનિયાના બઝારમાં આવે અને ફક્ત ખાલી આદર્શો અને પોકળ શબ્દો લઇને ભૂખે પેટે પાછો જાય તે આ જગત્માં આવ્યોજ કેમ હશે તે માટે મને અજાયબી થાય છે. દુનિયા ભોગવવા માટે છે—વાસનાને મારી નાખવા માટે નથી. કોઇ ધાર્મિક દુનિયાના આદર્શવાદીઓની બંસરી બજાવવાને તો અહિંયાં નીતિનાં પૂતળાંઓ આવતાં નહિ હોય? તેઓ સ્વર્ગના નંદન વનની વાતો કરે છે, રમ્ય કલ્પનાના તરંગ દોડાવે છે પણ તેમના સત્ય જીવનમાં કોઇ જાતનાં માધુર્ય કે સૌન્દર્ય જણાતાં નથી. એવા અર્થહીન ભાવનાવાદમાં મને શ્રદ્ધા નથી. મારો કિમતી કાલ હું એવા મિથ્યા તરંગવાદમાં ગાળવા ચાહતો નથી. એવા ભાવનાવાદીઓની ભાવનાથી કંઇ જીવનને પોષણ મળતું નથી.

હું જે જે વાંછના કરૂં છું તે દઢ મને—સર્વોત્કૃષ્ટ રીતે કરૂં છું. જે જે વાંછું છું તે ભોગવવા ચાહું છું. એ વાંછનાનો હું પૂર્ણ લ્હાવો લેવા માગું છું. રગે રગે એ વાંછનાની સુગંધ પ્રચારવા માગું છું. અરે! વાંછનામાંજ આખા જીવનને રગદોળી નાખવા માગું છું. અપવાસ કરી કરીને મોતને બીછાને પડેલા નમાલા નીતિવાદીઓના લવારાનો અવાજ મારા કાનને કદિપણ ભેદી શકવાનો નથી.

હું કંઇપણ છૂપાવીશ નહિ કેમકે છૂપાવવું તે નામર્દાઇ છે. પણ જ્યારે છૂપાવવાની જરૂર હોય ત્યારે જો હું મારો ભાવ છૂપાવી ન શકું તો તે પણ નિર્બલતા છે. તમારા લોભને લીધે તમે તમારા રક્ષણાર્થે કોટ ચણો છો—મારા લોભને લીધે હું તે તોડું છું. તમે શક્તિનો ઉપયોગ કરો છો—હું યુક્તિથી કામ લઉં છું. જીવનનાં આ સાચાં સત્યો છે. એનાપરજ જગત્નાં ભવ્ય સામ્રાજ્યો અને સલ્તનતો ટકે છે ને એનેજ આધારે પ્રચંડ સાહસો મનુષ્યો માથે ઉઠાવે છે.

જે અવતારો પોતાના સ્વર્ગમાંથી કોઇ ન સમજાય એવી વાતો લઇ જગત્‌માં ઉતરી આવે છે તેમનો ઉપદેશ સત્ય નથી હોતો. તેથી તેમને ગમે તેટલા વધાવી લેવામાં આવે તોપણુ તેમના કથનોને નિર્બલોના મનમાંજ સ્થાન મળે છે. જગતૂના સત્તાધીશો–શકિતશાલીઓ તેમને ધિક્કારે છે. જેમનામાં એ જોવાની શકિત હતી તેઓ વિજયડંકા વગાડી ગયા છે. જે બાપડા પોતાના સ્વભાવ અનુસાર એક બાજુ અને આ અવતારોદ્વારા બીજી બાજુએ ધસડાઇ જાય છે તેમનો એક પગ સ્થૂલ નૌકામાં અને બીજો સૂક્ષ્મ નૌકામાં રહે છે એટલે તેઓ એક જગ્યાએ સ્થિર રહી શકતા નથી તેમ આગળ પણુ ધપી શકતા નથી.

કેટલાક માણુસો મોતની છાયા સાથેજ જન્મે છે. જીંદગીની ઉપર ભમતા આ મૃત્યુમાં કદાચ સંધ્યાના સૂર્ય સમી સુંદરતા પણુ હોય ! નિખિલ જે જાતની જીંદગી જીવે છે તેને જો જીવન કહી શકાય તો તે ઉપર કહ્યું તેવું જીવન છે. વર્ષો પહેલાં મને એ વિષે તેની સાથે પ્રચંડ વિવાદ થયો હતો.

“ એ વાત ખરી છે–” તેણે કહ્યું હતુંઃ “ કે શકિત વિના કંઇ મેળવી શકાતું નથી, પણુ એ શકિત કઇ ? અને જે મેળવવાનું છે તે શું ? મારી માન્યતા પ્રમાણે ત્યાગ એજ ખરી શકિત છે. ”

“ ત્યારે તમે દિવાળીઆની હાલતપર મોહી પડયા લાગો છો !–” મેં કહ્યું.

“ હા. જેમ મરઘીનાં બચ્ચાં ઇંડાનો ત્યાગ કરવામાં આનંદ માને છે તેમ ! ઈંડુ પણુ સત્ય છે, છતાં નિર્મલ હવા અને પ્રકાશ આગળ તે તુચ્છ છે. કદાચ તમારી નજરે આ અદલાબદલી અર્થ વગરની લાગશે ! ”

એકવાર નિખિલ રૂપકપર ઉતરી પડયો, પછી તે શબ્દો સાથે રમી રહ્યો છે–સત્ય સાથે નહિ–એ બીનાનું તેને ભાન કરાવવાની આશા રાખવી નકામી છે. ભલે, તે તેના રૂપકોથી આનંદ પામ્યા કરે ! આપણે તો આ દુનિયાના માટીના પૂતળા છીએ–માંસભક્ષક છીએ. આપણુને દાંત છે–નખ છે. આપણે શિકારીની પેઠે પૂંઠ પકડીએ, ચીરી નાખીએ, કાપી નાખીએ ને ખાઇ પણુ જઇએ. સવારે ખાધેલું ઘાસ પાછું વાગોળનારા ઢોર જેવા આપણે નથી. ગમે તેમ થાય તોપણુ તમારા રૂપકવાદીઓને અમારા નિર્વાહના માર્ગની આડે આવતા અમે જોઇ શકવાના નથી. એવે વખતે તો અમે ચોર–લૂંટારાજ થઇએ કેમકે અમારે જીવવું છે.

લોકો કહેશે કે હું એક નવીનજ સિદ્ધાંત પ્રસ્થાપિત કરૂં છું, પણ એમ લાગવાનું કારણ એટલુંજ છે કે આ સિદ્ધાંત પ્રમાણે તેઓ પોતે વર્તી રહ્યા છે પણ તે વ્યકત કરી શકતા નથી. તેઓ કહે છે કંઇ ને કરે છે કંઇ. તેથીજ મારી પેઠે તેઓ પણ સમજી શકતા નથી કે જગતમાં વસ્તુતઃ ચાલતો આજ નૈતિક સિદ્ધાંત છે. વાસ્તવિક રીતે હું જાણું છું કે મારા વિચાર ખાલી સિદ્ધાંત સમા નથી કેમકે તે વ્યવહારની કસોટીમાંથી પાર પડયા છે. સ્ત્રી વ્યવહારૂ જગતની પૂતળીઓ છે. તેમને મારા માર્ગથી હું જીતી શકયો છું. સુંદરીઓ વ્યવહારનિપુણ હોય છે. પુરૂષોની પેઠે તે આદર્શોના હવાઇ વિમાનોમાં ઉડયા કરતી નથી.

સ્ત્રીઓને મારા દેખાવમાં—વર્તનમાં—ભાષામાં—હાલચાલમાં—અદ્ભુત આવેશ જણાય છે. એ આવેશ શુષ્ક નિર્વાણનો નથી—શંકા કુશંકાથી ધ્રુજતો નથી પણ રગે રગે ઉછળતો આવેશ છે. ગર્જના કરતો નિર્ભયપણે આગળ ધપતો તે પોકારે છે "લાવો—લાવો—લાવો—" સુન્દરીઓના હૃદયના ઉંડાણમાં એ આવેશથી એવું ભાન થાય છે કે આ વિજયી આવેશ જગતના જીવનનું ઉછળતું લોહી છે. તે પોતાના સિવાય કોઇ કાયદાની પરવા કરતો નથી ને તેથી અજેય છે. આ કારણને લીધેજ મારા આવેશના પૂરમાં તેઓ જીવન અથવા મૃત્યુને કિનારે જાય છે તેની ગણત્રી કર્યા વિના તણાઇ આવે છે. સ્ત્રીઓને જીતનારી આ સત્તા બહાદૂર મર્દોની સત્તા છે. તેજ બાહ્ય જગતપર જીત મેળવે છે.

જેઓ આ દુનિયાની નહિ પણ બીજી દુનિયાના ખ્યાલમાં મસ્ત રહે છે તેઓ પોતાની વાસનાઓને પૃથ્વીપરથી હાંકી કાઢી આકાશમાં મોકલી દે છે! તેમના એ ઝરણનો ખળખળ વહેતો પ્રવાહ કયાંસુધી વહ્યા જાય છે તથા કેટલો વખત અખંડિત રહે છે તે જોવાનું છે; પણ આટલું તો ચોકસજ છે કે સ્ત્રીઓ આવા કમલભક્ષી આદર્શવાદીઓ માટે નથી સરજાઇ!

"લગ્ન!—" જ્યારે મારા મતને અનુકૂળ હતું ત્યારે મેં વારંવાર કહી નાખ્યું છે કે પ્રભુએ સ્ત્રી પુરૂષનાં ખાસ યુગ્મો બનાવ્યાં છે અને આ જોડલાંઓ કોઇપણ કાયદાસર યુગલો કરતાં વધુ ઉચ્ચ અને પવિત્ર છે. એનું કારણ એ છે કે જો કે માણસ કુદરતને અનુસરવા ચાહે છે તોપણ કોઇ જાતના શબ્દોથી તે પોતાનો બચાવ નહિ કરે ત્યાંસુધી તેને તેમાં હર્ષ જણાતો નથી અને તેથીજ દુનિયા જૂઠાણાંથી આટલી બધી ઉભરાઇ જાય છે.

લગ્ન ? લગ્ન ફકત એકજ વ્યક્તિ સાથે શા માટે કરવાં જોઇએ ? હજારો સાથે પણ સ્નેહસંબંધ જોડી શકાય. એકને માટે મારી અસંખ્ય પ્રણયિનીઓ પ્રત્યે બેદરકાર થવું એવા કુદરતના નિયમ સાથે હું કદિપણ સંમત થયો નથી. અત્યારસૂધીમાં મેં અનેક પ્રણયિનીઓ ગોતી કાઢી છે પણ તેથી નવીનો રસ્તો બંધ થતો નથી. એ નવી પ્રણયિનીને મારી આંખોએ તો ઓળખી લીધી છે. તે પણ પોતાના પ્રિયતમને પીછાની ગઇ છે.

અને હવે ?

હવે જો હું ન ઉઠું તો હું હીચકારોજ ગણાઉં.

# પ્રકરણ ૩ જું.

## વિમલાની આત્મકથા.

૬

મને આશ્ચર્ય થાય છે કે મારી લજ્જા–મારો સ્ત્રીસુલભ સંકોચ ક્યાં–કેમ ઉડી ગયાં હશે? ખરૂં પૂછો તો મને મારે વિષે વિચાર કરવાની નવરાશજ ન્હોતી. મારાં દિવસ ને રાત એક જાતનાં વાદળાં સાથે ઘસડાઇ જતાં હતાં. થોભવાની–વિચાર કરવાની–શરમાવાની પલક પણ પાસે ન્હોતી. વાયુના એ વમળમાં હું તણાઇ જતી હતી.

એક દિવસ મારી જેઠાણીએ મારા પતિને કહ્યું: "દિયરજી! આજસુધી આપણા ઘરમાં સ્ત્રીઓના આંખો હમ્મેશાં અશ્રુભીની રહી છે. હવે પુરૂષોની વારી આવે છે." તરતજ તે મારા તરફ ફરીને બોલી:

"કેમ છોટાં રાણીસાહેબ! ખરી વાતને? જો જો હં! એ લોકો છટકી ન જાય. યુદ્ધ માટે બરાબર કમ્મર કસીને તૈયાર થઇ રહો."

આટલું કહી તેણે મારા પગથી માથા સુધી, એક તિક્ષ્ણ નજર ફેંકી, મારૂં નિરીક્ષણ કરી લીધું. મારી સ્નાનસામગ્રી, મારાં વસ્ત્રો, મારૂં વર્તન અને મારૂં ભાષણ એ સર્વમાં કંઇને કંઇ નવીન છટા હતી તે તેની નજર બહાર રહી નહિ. વસ્ત્રો અને અલંકારોથી મારી દેહને દીપાવવા માટે મેં અથાગ પ્રયત્ન કર્યો હતો. મને એ વાતનું સ્મરણ થતાં આજે શરમ ઉપજે છે; પણ તે વખતે હું લજ્જિત થઇ ન્હોતી. કોઇક છૂપી શકિતનો મારામાં સંચાર થતો હતો. એ શું હતું તે હું પોતે પણ સમજી શકી ન્હોતી. હું બહુજ ઠઠેરો કરતી હતી એ વાત સાચી છે, પણ તેમાં મારો કોઇ વિશિષ્ટ હેતુ ન્હોતો. ચાવી આપેલી પૂતળીની પેઠે હું એ સર્વ કર્યા કરતી. કઇ વાતથી સંદીપ બાબુને આનંદ થાય છે તે હું જાણતી હતી, પણ તે જાણવા માટે કોઇ આંતર પ્રેરણાની જરૂર ન્હોતી. સંદીપ બાબુ એ વિષે સઘળા સમક્ષ છડેચોક ચર્ચા કરતા. એમાં છૂપાવવા જેવું કંઇ ન્હોતું.

એક દિવસ તેણે મારા પતિને કહ્યું:

"તમને ખબર છે, નિખિલ! જ્યારે મેં આપણી મધુરાણીને પહેલ વહેલાં જોઇ ત્યારે તે પોતાની સોનેરી ભાતની સાડીમાં સજ્જ થઇ ત્યાં ગંભીર વદને બેઠી હતી. જમાનાઓથી જાણે તે અંધકારમાંજ રખડી હોય અને કોઇ ગુમ વસ્તુની શોધ કરતી હોયની તેમ ભૂલા પડેલા તારાની પેઠે તેનાં ગંભીર નેત્રો આકાશ તરફ નજર ફેંકી રહ્યાં હતાં. પણ મેં જ્યારે એને જોઇ ત્યારે મારા

શરીરને કમ્પ થયો. મને એમ લાગ્યું કે એની સાડીની સુવર્ણની કોર તે એના અંતરનો અગ્નિ છે અને તેજ તેના આખાય શરીરને વીંટી રહ્યો છે. અમને એ અગ્નિની–એ આત્માના અગ્નિની જરૂર છે. આમ જુઓ મધુરાણી ! તમારે ફરીથી એ પોષાકમાં સજ્જ થવાની તસ્દી લેવી પડશે. "

આજસુધી કોઇ ગામડાને કાંઠે આવેલી નાની સરિતા સમી હું હતી. મારી ભાષા અને ડોલન તે સમયે નિરાળાંજ હતાં. પણ સમુદ્રની ભરતી આવતાંજ મારી છાતી ઉછળવા મંડી. મારા કિનારાએ મર્યાદા મૂકી દીધી ને સમુદ્રના પ્રચંડ મોજાંના નાદ મારા દિવાના પ્રવાહમાં પ્રતિધ્વનિત થવા લાગ્યા. મારા રકતના આવેગનો અર્થ હું સમજી શકી નહિ. અગાઉની વિમલા કોણ જાણે કયાં અદૃશ્ય થઇ ગઇ ! કીર્તિની આકાંક્ષાની આ ધસમસતી રેલ કયાંથી આવી પહોંચી ? પૂજામંદિરના દીપક પેઠે મારા મંદિરમાં સંદીપની ભૂખી આંખો ચમકી રહી હતી. તેની દૃષ્ટિના એક એક ચમકારાથી તે એમજ વ્યકત કરતા કે મારી શક્તિ–મારી સુન્દરતા અપુર્વ છે. મારી પ્રશંસાના સ્પષ્ટ અને અસ્પષ્ટ ધ્વનિ આગળ દુનિયાનો સારોય ઘોંઘાટ દબાઇ ગયો. મને આશ્ચર્ય ઉપજ્યું કે બ્રહ્માએ મને નવેસરથી તો ઘડી નથી ? આટલો વખત મારા પ્રત્યે બેદરકારી બતાવીને હવે મને બદલો વાળી આપવા તે તૈયાર થયો છે કે શું ? પહેલાંની સાદી ભોળી વિમલા આજે અચાનક સૌન્દર્યસંપન્ન થઇ ગઇ ! પ્રથમ મને લાગતું કે હું કંઇ કામની નથીઃ પણ આજે ? આજે તો આખા બંગાલની ભવ્યતા મારામાં ભરી હતી.

સંદીપ બાબુ કાંઇ સામાન્ય પુરૂષ નહોતા. દેશના લાખો મનુષ્યોનાં હૃદયો તેના દીલ સાથે વણાઇ ગયલાં હતાં. તેણે મને મધુરાણીનું સુંદર ઉપનામ આપ્યું એટલે બધાય "વંદેમાતરમ્" ના યોદ્ધાઓ મારી પ્રશંસાનાં ગાન ગાવા લાગ્યા. પ્રશંસાના એ મધુર સંગીત આગળ મારી જેઠાણીની મશ્કરીનો દંશ ઉડી ગયો. જગત્ સાથેના મારા સંબંધમાં પણ ભારી પરિવર્ત્તન થઇ ગયું. સંદીપ બાબુએ દેશને મારી કેટલી બધી જરૂર છે તે સ્પષ્ટ રીતે પૂરવાર કરી આપ્યું. મને તે માની લેતાં તે વખતે જરા પણ મુશ્કેલી નડી નહિ કેમકે મારામાં અજેય શક્તિ છે એમ મને લાગ્યું હતું. મારામાં દૈવી બલનો સંચાર થયો હતો. અગાઉ જીવનમાં કદિ ન અનુભવેલી લાગણી હું અનુભવતી હતી. તદન નૂતન પ્રેરણાના પ્રવાહમાં હું તણાતી હતી. એ પ્રવાહ કેવો છે, કયાં લઇ જશે,

તે પૂછવાની મને ફુરસદજ ન્હોતી. મને લાગ્યું કે એ શક્તિ મારી છે, પણ તે સાથે એમ પણ જણાયું કે તે શક્તિ મારા કરતાં વધુ પ્રબલ છે. આખા બંગાલને એ શક્તિ લપેટી બેઠી હતી.

લડત વિષે દરેક નજીવી બાબતમાં પણ સંદીપ બાબુ મારી સલાહ લેતા. પ્રથમ તો મને જરા સંકોચ થયો–હું શરમાઇ–પણ એ શરમ અલ્પ સમયમાં દૂર થઇ ગઇ. મારી દરેક સૂચનાથી સંદીપ બાબુ સાનંદાશ્ચર્ય પામવા લાગ્યા. તે હર્ષઘેલા થઇ બોલતાઃ

" પુરૂષો ફક્ત વિચાર કરી જાણે છે. તમે સ્ત્રીઓ વિચાર કર્યા વિના બધું સમજી જવાની અજબ શક્તિ ધરાવો છો. સ્ત્રીઓને ઘડતી વખતે બ્રહ્મા પૂર આનંદમાં હોવા જોઇએ પણ પુરૂષોના ઘાટ ઘડતાં બિચારાને હથોડાનો ઉપયોગ કરવો પડયો હશે. "

દેશના ચારે ખુણામાંથી અસંખ્ય કાગળો સંદીપ બાબુપર આવતા. તે બધાય તે મને બતાવતા અને મારી સલાહ માગતા. કોઇ કોઇવાર તે મારા મતથી જૂદા પડતા પણ એવી વખતે હું તેમની સાથે દલીલ કરવા બેસતી નહિ. એક બે દિવસ પછી તે પોતેજ જાણે કોઇ નૂતન ઉષાનો પ્રકાશ પડયો હોયની તેમ મને બોલાવી કહેતાઃ " નહિ. એ મારીજ ભૂલ હતી. તમારી સલાહજ સાચી હતી. " જ્યારે તે મારી સલાહની વિરૂદ્ધ વર્તે છે ત્યારે તે ખતાજ ખાય છે એમ તેમણે વારંવાર મારી સમક્ષ કબુલી દીધું હતું. આમ થવાથી ધીમે ધીમે હું એવા નિર્ણયપર આવી કે દેશમાં જે કાંઇ થઇ રહ્યું છે તેની પાછળ સંદીપ બાબુ છે અને સંદીપ બાબુની પાછળ એક સ્ત્રીની સામાન્ય બુદ્ધિ છે. આ મહદ્ પદવીના ગૌરવથી મારૂં અંતર ઉભરાઇ જવા લાગ્યું.

દેશસેવા સંબંધી અમારી મંત્રણામાં મારા પતિને સ્થાન ન્હોતુ. સંદીપ બાબુ તેમને નાના ભાઇ ગણી ચાહતા પણ આ ગંભીર વિષયમાં તેમની સલાહ લેવાની જરૂર જોતા નહિ. મારા પતિ વિષે વાત કરતાં તે હસિત વદને પ્રેમાલ સ્વરે તેમની બાલક સમી નિર્દોષતાના વખાણ કરતા. સંદીપ બાબુ મજાકમાં કહેતા કે 'એ તો અડીયલ છે. નિર્દોષતામાં બચ્ચા જેવો–પણ બહુજ હઠાગ્રેહી ! એની હઠને લીધે હસવું ય આવે છે ને એ વ્હાલો પણ લાગે છે.' સંદીપ બાબુ મારા પતિપર દેશસેવાનો બોજો બલજબરીથી લાદતા ન્હોતા તેનું કારણ તેનો તેમનાપરનો પ્રેમજ–એમ તે બતાવતા.

જીવનમાં કોઇ કોઇવાર એવાં પરિવર્ત્તનો થાય છે કે જેની ખબરજ પડતી નથી. બેભાનીમાંજ જાણે કોઇ નવાજ પ્રદેશમાં જઇ પડીએ છીએ અને જ્યારે જાગીએ છીએ ત્યારે કયાં આવ્યા

છીએ તે સમજાતું ય નથી. જ્યારે મારા જીવનના પરિવર્તનની શરૂઆત થઇ ત્યારે મારા દીલને એવી કેફ ચઢી હતી કે શું થતું હતું તેની મને જરા પણ ખબર પડી નહિ. બનવાજોગ છે કે સ્ત્રીઓનો સ્વભાવજ એવો હોય! આવેશમાં તે જગતનું ભાન ભૂલી જાય છે. નદીનાં જલ કિનારાથી મર્યાદિત હોય છે ત્યાં સુધી ભૂમિને પોષણ આપે છે, પણ રેલનાં પાણી ચઢી આવતાં પાકનો ય નાશ કરી નાખે છે. સ્ત્રીઓ પણ તેની સ્વાભાવિક મર્યાદા ઉલ્લંઘી ગયા પછી વિધ્વંસક બની જાય છે.

## સંદીપની આત્મકથા.

૨

ક્યાંક પણ થોડાક ઘોટાળો થઇ ગયો છે. ગઇ કાલેજ મને તેની સહેજ ઝાંખી થઇ.

મારા આગમન પછી નિખિલનું બેઠકખાનું વિશ્રાંતિસ્થાન સમું થઇ પડયું હતું. બહારના દિવાનખાનામાંથી હું તેમાં જઇ શકતો અને વિમલા તેમાં શયનગૃહમાંથી પ્રવેશી શકતી. અમે જો મંદ ગતિએ આગળ વધ્યાં હોત અને અમને મળેલી સંધિનો સંભાળથી લાભ લઇ લીધો હોત તો નિંદાખોર લોકોને અમારા તરફ આંગળી ચીંધવાનો વખત આવત નહિ; પણ અમે એવા પ્રબલ આવેશમાં આગળને આગળ ધપ્યાં ગયાં કે આજુબાજુ શું થાય છે ને શું નહિ તેનું અમને ભાનજ રહ્યું નહિ.

મધુરાણી નિખિલના દિવાનખાનામાં આવતી તેની મને મારા ઓરડામાં તુરત ખબર પડી જતી. બંગડીનો અથવા બીજો કોઇપણ જાતનો અવાજ મને ખબર કરવા એકદમ દોડી આવતો. તે આવતી ત્યારે અંદર દાખલ થઇને બારણું જરા વધુ જોસથી બંધ કરતી. પુસ્તકના કબાટનાં બારણાં ખુલવાનો તથા ચોપડીઓ એક પછી એક લઇ પાછી મૂકી દેવાનો અવાજ પણ મને સહાયભૂત થતો. જ્યારે હું ઓરડામાં દાખલ થતો ત્યારે મધુરાણી હમ્મેશાં પુસ્તકોની અભરાઇઓ પરથી કોઇ પુસ્તક ગોતતી ઉભી રહેલી જણાતી. તેના એ વિકટ કામમાં હું મદદ કરવાનું મ્હેતો તો તે ચમકી ઉઠતી—એક બે વાર ના પાડતી અને પછી અમે સાહજીક રીતેજ બીજી વાતોપર ઉતરી પડતાં.

ગયા ગુરૂવારે મધુરાણીની બંગડીનો રણકાર સાંભળી હું મારા ઓરડામાંથી બહાર નીકળ્યો. રસ્તામાં એક ચોકીદાર ઉભો હતો. તેના તરફ નજર કર્યા વિનાજ હું આગળ વધ્યો પણ બારણા પાસે જતાંજ તે દ્વારની આડો ઉભો રહી બોલ્યોઃ

"આ રસ્તે નહિ સાહેબ!"

"આ રસ્તે નહિ! કેમ?"

"રાણીમાતા અહિં છે."

"ઓહ! બહુ સારૂ. જા, તારી રાણીમાતાને કહે કે સંદીપ બાબુ મળવા માગે છે."

"એ નહિ બની શકે સાહેબ! એ કામ આજ્ઞાથી વિરૂદ્ધ છે."

મને બહુ ગુસ્સો ચઢયો: "હું તને હુકમ કરૂં છું. જા, મેં કહ્યું તેમ કર." મેં ઉંચે સ્વરે કહ્યું.

મારૂં વર્તન જોઇ દરવાન જરા ખમચાયો. એટલામાં હું દ્વાર પાસે પહોંચી ગયો. હું તે ઉઘાડવાની અણીપર હતો એટલામાં તેણે આવીને મારો હાથ પકડી કહ્યું:

"નહિ. ના જાવ, સાહેબ!"

શું? એક સાધારણ નોકર મારૂં કાંડું પકડે? મેં મારો હાથ ઝૂંટવી લીધો અને નોકરને એક તમાચો ચ્હોડી કાઢયો. એજ પલે મધુરાણી ઉંબરપર આવી ઉભી.

તેનું ક્રોધપૂર્ણ વદન હું કદિપણ ભૂલી શકીશ નહિ. મધુરાણી સુન્દર છે, એ મારી નવીજ શોધ હતી. લોકો તેનામાં કશું સૌન્દર્ય જોઇ શકતા નહિ. મધુરાણીની ઉંચી પાતળી શરીરાકૃતિ આ ગામડિયા રોંચાઓને ગમતી નહિ પણ હું તો તેના એ પાતળા-સુંદર બદનનેજ ચાહતો હતો. તેને જોતાં જાણે તે વિશ્વકર્ત્તાના અંતરમાંથી ઉછળતો, જીવનનો ઉંચે ને ઉંચો જતો પ્રવાહ હોયની એમ મને લાગતું. તેનું વદન શ્યામ છે પણ તેના વદનની એ શ્યામતામાં ભભક છે–તલવારના પાના સમો તેમાં તેજસ્વી પ્રકાશ છે.

"નાનકુ!–" ઉંબરપર આવતાંજ તેણે હુકમ કર્યો: "ચાલ્યો જા."

"એનાપર ગુસ્સે ન થાઓ." મેં કહ્યું: "જો એને એવોજ હુકમ મળ્યો હોય તો મારે ચાલી જવું જોઇએ."

ધ્રુજતા સ્વરે મધુરાણીએ જવાબ વાળ્યો:

"તમારે જવાની જરૂર નથી. અંદર આવો."

એ વિનંતિ ન્હોતી–આજ્ઞાજ હતી. હું તેની પાછળ દિવાનખાનામાં ગયો અને એક ખુરશીપર બેસી, ટેબલપરથી પંખો લઇ હવા ખાવા લાગ્યો. મધુરાણીએ એક કાગળપર કંઇક લખ્યું. નોકરને બોલાવી તે બોલી:

"આ મહારાજાને આપી આવ."

"માફ કરો, રાણી! હું મારા મનપર કાબુ રાખી શક્યો નહિ ને તમારા નોકરને ગુસ્સાના આવેશમાં નાહક તમાચો માર્યો." મેં કહ્યું.

" તમે કંઇ ખોટું કર્યું નથી. " મધુરાણી બોલી.

" પણ એમાં એ બિચારાનો વાંક ન્હોતો. એ તો ચીઠ્ઠીનો ચાકર ! "

આ સમયે નિખિલ અંદર આવ્યો અને તે જેવો આવ્યો કે તરતજ ખુરશીપરથી ઉઠી હું બારી પાસે જઇ ઉભો રહ્યો.

" ચોકીદાર નાનકુએ સંદીપ બાબુનું આજે અપમાન કર્યું–" મધુરાણીએ નિખિલને કહ્યું.

નિખિલ આ સાંભળી એટલો બધો ચકિત થયો કે હું તેન તરફ આભો બની જોઇ રહ્યો.

" સંદીપ બાબુ અહિં આવતા હતા ત્યારે એ બદમાશે ધૃષ્ટતાથી તેમનો માર્ગ રોકયો..." મધુરાણીએ પુનઃ કહ્યું.

" તેણે કહ્યું કે તેને એવી આજ્ઞા થઇ હતી. "

" કોણે આજ્ઞા કરી ? " નિખિલે પૂછ્યું.

" તે હું શું જાણું ? " મધુરાણી અધીર સ્વરે બોલી. તેન આંખો માનભંગની ભાવનાથી જળી રહી હતી.

નિખિલે નોકરને બોલાવી તપાસ કરી.

" એમાં મારો વાંક ન્હોતો. " નાનકુ દિલગીર થઇ બોલ્યો " મને આજ્ઞા થઇ હતી. "

" કોની ? "

" મોટાં રાણીમાતાની. "

અમે થોડીવાર મૌન થઇ ગયાં. નાનકુ ગયા પછી મધુરાણી બોલી

" એને રજા આપો. "

નિખિલ મૌન રહ્યો. મારી ખાત્રી હતી કે તેનું ન્યાયી હૃદય નોકરને રજા આપી શકશે નહિ. તેના દુઃખનો પાર ન્હોતો. તે ધર્મસંકટમાં ફસાયો હતો. મધુરાણી એમ માની જાય એવી સ્ત્રી ન્હોતી. નોકરને સજા કરાવવા માટે તે તેની જેઠાણીને પણ ઉતાર કરી નાખવા તૈયાર હતી. નિખિલ મૌન રહેતાંજ તેન આંખમાંથી અગ્નિ ખર્યો. તેના પતિના ગરિબડા સ્વભાવપર પોતાને જ્વલંત ગુસ્સો કેમ રેડી દેવો તે તે સમજી શકી નહિ. નિખિલ થોડીજ વારમાં એક બોલ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલી ગયો

બીજે દિવસે નાનકુ નજરે પડયો નહિ. તપાસ કરતાં જણાયુ કે તેને જાગીરના કોઇ બીજા ભાગમાં મોકલવામાં આવ્યો છે. તેન બદલી થવાથી તેના પગારમાં કંઇ ઘટાડો થયો ન્હોતો.

પણ પરદા પાછળ–જનાનામાં અગ્નિ ધીખી રહ્યો હતો. ખરેખર, નિખિલ બહુ વિચિત્ર પૂતળું છે!

આનું ચમત્કારિક પરિણામ એ આવ્યું કે મધુરાણી હવે મને કંઇપણ બ્હાનાં વિના દિવાનખાનામાં વારંવાર બોલાવવા લાગી. હવે અમે આકસ્મિક સંજોગેજ મળી ગયાં છીએ એવાં બ્હાનાં બતાવવાની જરૂર રહી નહિ. અમે અદૃશ્ય ઇશારા પરથી સ્પષ્ટ ચાળા સુધી આવી પહોંચ્યાં. જે ગર્ભમાં હતું તે સ્ફૂટ થયું. એક રાજકુટુંબની યુવાન વહુ જનાનામાં એવું એકાંત જીવન ગાળે છે કે પરપુરૂષનાં તેને ભાગ્યેજ દર્શન થાય પણ સત્યના વિજયી આવેગે એક પછી એક જગતના રિવાજના પરદા તોડવા માંડયા અને અંતે નિઃસર્ગ દેવી પોતાના સત્ય સ્વરૂપમાં વ્યક્ત થઇ ગઇ.

સત્ય? એ સત્ય નહિ તો બીજું શું? પુરૂષ અને સ્ત્રીનું પરસ્પર આકર્ષણ સ્વાભાવિકજ છે. સ્થૂલ જગતના પ્રત્યેક અણુપરમાણુમાં એવું આકર્ષણ છે, છતાં મનુષ્યો તેને મોહક શબ્દોના પરદા પાછળ છૂપાવી રાખે છે, કુલના રિવાજ અને ધર્મની આજ્ઞાને નામે તેનો બચાવ કરે છે. કોઇના લાડકા જમાઇરાજને માટે ઘડાઆળનો છેડો બનાવવાને સૂર્યમાલા ગાળી નાખવા જેવી આ મૂર્ખાઇ નહિ તો બીજું શું?

આમ હોવા છતાં જ્યારે નગ્ન સત્યનાં પડઘમ બજે છે ત્યારે કેટલા જણ દાંત કચકચાવે છે–કેટલા જણની છાતી ધમણની માફક ઉછળી રહે છે! ગમે તેમ થાય પણ એ શક્તિ દુર્જય છે. વંટોળીઆ સાથે લડવામાં સાર નથી. તે જવાબ નહિ આપે–જમીનપરજ સૂવાડી દેશે.

સત્ય પોતાની સુન્દર દેહ ક્રમશઃ ખુલ્લી કરતું જાય છે અને તેના દર્શનનો હું લ્હાવો લઉં છું. આ ધ્રુજતાં પગલાં, શરમાતું વદન, વદનપરથી પલે પલે બદલાતા ભાવ મને પ્રિય છે; અને જે બીજાનેજ નહિ પણ મધુરાણીને પણ છેતરે છે એવી છેતરામણમાં શું ઓછી મીઠાશ છે? જ્યારે સત્ય અને અસત્યનું મિલન થાય છે ત્યારે વંચના મુખ્ય ભાગ ભજવે છે; કેમકે તેના શત્રુઓ સત્યને લજાવવાને તેને 'બેશરમ' કહી બોલાવે છે. એટલે કાં તો તેને પોતાની જાતને છૂપાવવી પડે છે અથવા તો કોઇ નવોજ સ્વાંગ ધારણ કરવો પડે છે. આસપાસના સંજોગો એવા છે કે જેથી ખુલ્લા દીલે સ્પષ્ટ રીતે કોઇ એમ કહેવાની હિમ્મત નથી કરતું કે "હા. હું સત્ય છું તેથી બેશરમ છું: હું દેહ છું—વાસના છું–વિલાસ છું. મને તૃપ્તિની આશા છે, વિલાસની વાંછના છે."

હવે બધું સ્પષ્ટ થઇ ગયું છે. જનાનાનો પરદો આમ તેમ હાલતાં તેમાંથી હું મહાન્ પરિવર્તનની તૈયારીઓ જોઇ રહ્યો છું.

તેના સુંદર લાંબા કાળા વાળમાંથી ડોકીયાં કરતી રેશમના લાલ રીબન તેના ધડકતા હૃદયની અતૃપ્ત આશાના પ્રતિબિમ્બ સમી મને લાગે છે. પરદા પાછળ કાળાં વાદળાં ઘેરાવા લાગ્યાં છે.

અને વાંચનાર ! મધુરાણી ગુપ્ત અને તીવ્ર અભિલાષાઓની તૃપ્તિ માટે તરફડી રહી હતી એની કોનાથી ના પાડી શકાશે ? તેનું એક એક ડગલું મારા અંતરમાં આવેશની છોળ ઉછાળતું હતું. તેની સાડીનો લેશ માત્ર અવાજ મને આનંદઘેલો બનાવતો હતો. કદાચ એ ભાગ્યશાળી વસ્ત્રોમાં આવી અસર કરવાની શક્તિ હશે એ બીના તે પહેરનારી પણ જાણતી ન હોય !

મધુરાણી આ ભાવને ઓળખતી ન્હોતી કેમકે તે સત્યથી શરમાતી હતી. એ સત્યને પુરૂષો સેતાનના ખરાબ નામે ઓળખાવે છે. તેથી તે સર્પના રૂપમાં સ્વર્ગના બગીચામાં ઘુસી જઇ તેના પ્રિયજનના કાનમાં કંઇ ગુપ્ત મંત્રો રેડી આવે છે. આ મંત્રો સાંભળનારની સઘળી શાંતિ હવામાં ઉડી જાય છે અને પછી મોત આવે છે !

હું પૂરેપૂરો જડવાદી છું. શૂન્યવાદરૂપી તુરંગમાંથી અનાવૃત વસ્તુસત્ય—અનાવૃત જડતાને બહાર પ્રકાશમાં લાવતાં મને અત્યાનંદ થાય છે. જેની હું વાંછના કરૂં તે મારી નિકટમાં—તેના જડ સ્વરૂપમાંજ હોવી જોઇએ. તેને નિકટ લાવવાને માર્ગમાંની આડખીલીઓનો સદંતર નાશ કરવો પડે તો બહેતર ! એવો નાશ કરવો તે જડ-સામ્રાજ્યના આનંદનો એક જાતનો ઉપભોગજ છે. તેમાંય લ્હાવો છે, મસ્તી છે, મઝા છે, સત્ય છે. તે પછી સુખ મળે કે દુઃખ, જીવન ટકે કે મૃત્યુ આવે તેની મને પરવા નથી.

મારી મધુરાણી બિચારી સ્વપ્નસૃષ્ટિમાં વિચરતી હતી. તે કયે માર્ગે પ્રયાણ કરી રહી છે તે તે જાણતી ન્હોતી. તેને કવખતે જગાડવામાં સલામતી નથી. હું પણ તેના જેટલોજ અક્કલ છું એવો ઢોંગ કરવામાંજ સાર છે.

તે દિવસે તે ભોજન વેળાએ મારા તરફ ચમત્કારિક નજરે જોઇ રહી હતી પણ આવા દૃષ્ટિપાતના અર્થની તે બાપડીને ખબર ન્હોતી. મારી આંખો તેની આંખો સાથે મળતાંજ શરમથી લાલ લાલ થઇ તેણે વદન ફેરવી દીધું. મેં હસતાં હસતાં કહ્યું:

"હું સર્વ છૂપાવી શકું છું પણ મારી મહત્વાકાંક્ષા છૂપાવી શકતો નથી. હું પોતેજ બેશરમ થાઉં છું ત્યારે તમારે શરમાવાની શી જરૂર છે ?"

તેના ગાલપરની શરમની રતાશ વધી ગઇ. તે તૂટયા સ્વરે બોલીઃ

"નહિ, નહિ. હું તો–"

"હું જાણું છું–" હું વચ્ચે બોલી પડયો:

"હું જાણું છું કે મહત્વાકાંક્ષી પુરૂષો તરફ સ્ત્રીઓની થોડી ઘણી મહેરબાની હોય છે કેમકે અમારી એ મહત્વાકાંક્ષાને લીધેજ તમે અમારાપર સત્તા ભોગવી શકો છો. સ્ત્રીઓના આજસુધીના મારાપરના અનુગ્રહથી તો હું આટલો બધો નિર્લજ્જ બની ગયો છું. આ સર્વ વસ્તુઓ એક પછી એક ટૂકડે ટૂકડા થઇ ફના થઇ જાય તે તમે જોતાં રહો તેમાં મને કંઇ હરકત નથી. હું તે બધાનો લ્હાવો લેવા માગું છું."

એક દિવસ હું એક અંગ્રેજી પુસ્તક વાંચતો હતો. તેમાં સ્ત્રી અને પુરૂષના પરસ્પર આકર્ષણ સંબંધી તદ્દન સ્પષ્ટ ભાષામાં વાસ્તવિક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. મેં તે જાણી જોઇને દિવાનખાનામાં રહેવા દીધું હતું. બીજે દિને હું ત્યાં ગયો ત્યારે મધુરાણી તે વાંચતી બેઠી હતી. મારાં પગલાંનો અવાજ સાંભળતાંજ તેણે ઉતાવળાં ઉતાવળાં તે પુસ્તક ટેબલપર મૂકી દીધું અને તે પર મીસીસ હીમેન્સનાં કાવ્યોનું પુસ્તક ઢાંકી દીધું.

"સ્ત્રીઓ કાવ્યો વાંચતી હોય અને પુરૂષની નજર પડે તો તરતજ કેમ શરમાઇ જાય છે તે હું સમજી શકતો નથી." મેં કહ્યું: "પુરૂષો–વકીલો, ડાકટરો, સાયન્ટીસ્ટો કવિતા વાંચતાં શરમાય તે બનવાજોગ છે. જો અમારે કાવ્યો વાંચવાં હોય તો એકાંતમાં રાત્રીના સમયમાંજ વાંચવાં જોઇએ, પણ તમે સ્ત્રીઓ તો કાવ્યોની પ્રતિમૂર્તિ છો! બ્રહ્મા પોતેજ વીણાધારિણી સરસ્વતીનો પિતા છે; તે કવિ છે અને જયદેવ તેનેજ ચરણે બેસીને કવિતા બનાવતાં શીખ્યો હશે!–"

મધુરાણી કંઇ બોલી નહિ. ફક્ત શરમાઇ. તેને જરા માઠું લાગ્યું હોય એમ પણ મને લાગ્યું. દિવાનખાનામાંથી ચાલી જવાના રંગપર વાત આવી. તેથી મેં કહ્યું:

"નહિ, નહિ. તમે તમારે વાંચ્યા કરો. મારી એક ચોપડી અહિં રહી ગઇ છે તે લઇને હું ચાલ્યો જાઉં છું." એમ કહી મેં પેલી અંગ્રેજી ચોપડી લઇ લીધી: "સારૂં થયું કે તમે આનાં પાનાં ઉઘાડયાં નહિ; નહિ તો તમે મને સજા કરવા તૈયાર થયાં હોત!"

"શા માટે?"

"કેમ કે એમાં કવિતા નથી." મેં જવાબ આપ્યો: "એમાં તો બધી વાત અક્ષમ્ય ધૃષ્ટતાથી, સ્પષ્ટ રીતે, જરાપણ લજ્જા વિના લખવામાં આવી છે. નિખિલ આ પુસ્તક વાંચે તો કેવું સારૂં!"

મધુરાણીના કપાળપર કરચલી વળી.

"તમે શામાટે એમ ઇચ્છો છો ?"

"તે મારા જેવોજ પુરૂષ છે. મારે ને તેને એકજ વાતમાં લડાઇ થાય છે. તે જગતના ગૂઢ સ્વરૂપમાં આનંદ માને છે, હું વ્યક્ત સ્વરૂપમાં મઝા જોઉં છું. સ્વદેશીવ્રતને પણ તે રાગપદબદ્ધ કાવ્ય જેવુંજ સુરળિત જોવા ચાહે છે તે તમે નથી જાણતાં? અમે ગદ્યવાદીઓ પદબદ્ધ કાવ્યોનો નાશ કરવા માગીએ છીએ."

"તમારા આ પુસ્તકને 'સ્વદેશી' સાથે શું સ્નાનસૂતક છે ?"

"તમે જો એ વાંચી જુઓ તો એ સંબંધ જાણી શકો. 'સ્વદેશી' મારે પણ નિખિલ પ્રાચીન આર્ય તત્વજ્ઞાન પ્રમાણેજ ચાલવા માગે છે. તેથી તે ડગલે ડગલે માનવસ્વભાવ સાથે અથડી પડે છે ને પછી તેની નિંદા કરે છે. સાંપ્રદાયિક રીત રિવાજો અથવા તત્વજ્ઞાનના સિધ્ધાંતો કરતાં પણ મનુષ્યસ્વભાવ વહેલો જન્મેલો છે એ વાત તેના મગજમાં કદિપણ ઉતરવાની નથી."

મધુરાણી થોડીવાર ચૂપ રહી. પછી ગંભીર સ્વરે બોલીઃ

"પ્રયત્ન કરીને સામાન્ય મનુષ્યત્વ કરતાં ઉંચે જવાની ઇચ્છા પણ માનવસ્વભાવનો અંશ નથી ?"

હું મનમાં હસ્યો. મારા મનમાંજ હું ગણગણ્યોઃ

"આ તારા શબ્દો નથી. એ તું નિખિલ પાસેથી શીખી છે. તું તો નિરોગી, સાદી, ભોળી માનવમૂર્તિ છે. તારામાં આશાપૂર્ણ, ઉત્સાહપૂર્ણ, વિલાસપૂર્ણ જીવનનો અપ્રતિહત સંચાર થયો છે. તારા જીવનના અણુ અણુમાં જડતાનો અગ્નિ સળગી ચૂક્યો છે એ વાત શું મારાથીજ અજાણી રહેશે? નીતિનાં ઢાંકણો તારા હૃદયના અગ્નિને ક્યાં સુધી શાંત રાખી શકશે ?"

હું સ્પષ્ટ સ્વરે બોલ્યોઃ

"આજકાલ નિર્બલોની બહુમતિ છે. તેઓ આ જમાનાનાં જૂનાં નિરૂપયોગી મંતવ્યોથી મનુષ્યોના કાનમાં ઝેર રેડી રહ્યા છે. સૃષ્ટાએ તેમને શક્તિ આપી નથી એટલે તેઓ બીજાને પણ નામર્દ બનાવવા મથે છે."

મધુરાણીએ જવાબ આપ્યોઃ

"અમે તો અબલા-નિર્બલ ! એટલે અમારે એ નિર્બલોના સંઘમાંજ ભળવું રહ્યું."

"સ્ત્રીઓ નિર્બલ !-" હું હસીને બોલ્યોઃ "પુરૂષો તમને નાજુક, કોમલ, ચારૂ એવાં એવાં વિશેષણો લગાડી તમારી સ્વતંત્ર-શક્તિને મારી નાખે છે. તેઓ તમે નિર્બલ છો એવી ભ્રમણામાં

તમને ભમાવે છે પણ વાસ્તવિક રીતે તો તમે–સ્ત્રીઓ બળવાન છો. પુરૂષો બહારથી સ્વતંત્ર અને શૂરવીર હોવાનો દમ્ભ કરે છે પણ જેઓ તેમનાં અંતરને પીછાને છે તેઓ તેમની ગુલામી વૃત્તિ સારી પેઠે જાણે છે. તેઓએ પોતાનીજ જાતને ગુલામ બનાવનારાં ધર્મશાસ્ત્રો રચ્યાં છે; તેમના આદર્શવાદથી તેઓએજ તેમનાં મન અને શરીરને સ્ત્રીઓની સોનેરી જંજીરથી જકડી લીધાં છે. જો પુરૂષોમાં પોતાનીજ જાળમાં ફસી પડવાની નિર્બલતા ન હોત તો તેમની સ્વચ્છંદતા નાના પ્રકારના અત્યાચારોથી જગત્ ભરી નાખત! પણ તમે સ્ત્રીઓ તો સત્યની સાચી ભોકતા છો–સત્ય વસ્તુને તમારો આત્મા અને શરીર વાંછે છે. તમે સત્યની જન્મદાત્રી છો. ધાત્રી છો, પોષક છો."

મધુરાણીનું વાંચન વિશાલ હતું. તે એમ મારી દલીલોને નમી જાય એમ ન્હોતું. તે બોલી:

"જો એમજ હોત તો સ્ત્રીઓ પુરૂષને આકર્ષક જણાઇ ન હોત."

"સ્ત્રીઓને એ વાતની ખબર છે. તેઓ જાણે છે કે પુરૂષો માયા–ભ્રમણાને ચાહે છે તેથી પુરૂષોનાં મોટાં મોટાં સત્રો ઉછીનાં લઇ તે તેમને માયામાં સત્ય દેખાડે છે. સ્ત્રીઓ જાણે છે કે પુરૂષ નીશાબાજની પેઠે ભોજન કરતાં નીશાને વધુ ચાહે છે તેથી સ્ત્રીઓ પોતેજ મધુર કેફ જેવી બની રહે છે. ખરી વાત એ છે કે જો પુરૂષોને ભમાવવાના ન હોય તો સ્ત્રીઓને આટઆટલા સ્વાંગ ધારણ કરવા ન પડે." મેં કહ્યું.

"તો પછી તમે એ મધુર કેફનો–એ આહ્‌લાદક માયાનો નાશ શા માટે કરવા માગો છો?" મધુરાણી બોલી.

"સ્વતંત્રતા માટે. હું દેશને સ્વતંત્ર જોવા માગું છું. મનુષ્ય માત્રના પરસ્પર સંબંધો વચ્ચેથી ખોટાં બંધનો તૂટી જાય તે હું જોવા માગું છું."

## ૩

નિદ્રામાં–બેભાનીમાં ચાલનારને એકદમ જગાડવામાં સલામતી નથી તે હું જાણું છું, છતાં મારો સ્વભાવ એટલો અધીર અને તીવ્ર છે કે મને મંદતા ગમતીજ નથી. મેં અયોગ્ય ધૃષ્ટતા બતાવી હતી. હું જોઇએ તે કરતાં વધુ બેશરમ થયો હતો. એવા વિચારોનો પ્રથમ હલ્લો અસહ્ય થઇ પડે છે; પણ સ્ત્રીઓ સામે તો ધૃષ્ટતાજ વિજયી થાય છે

અમારૂં નાવ સુંદર રીતે આગળ જતું હતું એવામાં નિખિલનો વૃદ્ધ ગુરૂ ચંદ્રનાથ બાબુ અંદર આવ્યો. જો આવા પંતુજીઓ ન હોય તો કંઇ દુનિયાનું સત્યાનાશ વળી જવાનું નથી. આવા પંતુજીઓએજ જગતને વિકૃત અને અસુખી બનાવી મેલ્યું છે. નિખિલ જેવા માણસો જગતને નિરંતર શાળા જેવુંજ રાખવા માગે છે. તેની શાળાનો પંતુજી આ વખતે અમારા સુખી સ્વપ્નમાં ભંગાણ પડાવવા અમારી સામે કોણ જાણે કયાંથી ફૂટી નીકળ્યો !

મનુષ્યના હૃદયના કોઇને કોઇ ખૂણામાં કોણ જાણે કેમ, ચેલા થવાની વૃત્તિ રહેલીજ હોય છે. હું–હું પણ એક પલ ચમકયો ! મધુ-રાણીનું તો પૂછવુંજ શું ? તેણે તો ગંભીરતાથી પરીક્ષકના સવાલનો જવાબ આપવાને ઉત્સુક થઇ રહેલી ચપલ છોકરી પેઠે પોતાની જગ્યા લઇ લીધી. તરતજ તેને ખબર પડી ગઇ કે તેની પરીક્ષાનો સમય નજીક આવી પહોંચ્યો છે.

કેટલાક લોકો બીજાની વિચારમાલા બીજી દિશાએ વાળવાનો નિશ્ચય કરી હમ્મેશાં આડખીલી જેવા, કોઇના માર્ગમાં નડવાનેજ દુનિ-યામાં જન્મે છે ! ચંદ્રનાથ બાબુ આવો માણસ હતો.

અંદર આવ્યા પછી આમ તેમ નજર ફેંકી પાછા ચાલી જવા માટે કંઇ બહાનું શોધતો તે બોલ્યો:

“ માફ કરશો. મારી ભૂલ થઇ—”

તે હજુ વાકય પૂરૂં કરે તે પહેલાં મધુરાણી તેની પાસે ગઇ અને તેને પૂજ્યભાવથી વંદન કરી બોલી:

“ કૃપા કરી બેસો.” આ શબ્દો બોલતી વખતે ડૂબી જતો માણસ જીવ બચાવવા માટે બીજા માણસને વળગવાને ફાંફાં મારે એવી તેની હાલત થઇ. કેવી બ્હીકણ ?

પણ કદાચ મારીજ ભૂલ હોય. તેના એ વર્તનમાં સ્ત્રીચરિત્ર તો ન હોય ! કદાચ તેણે મારી નજરે તેનું મૂલ્ય વધુ અંકાવવાની ઇચ્છા પણ રાખી હોય ! કદાચ તે એમ પણ કહેવા માગતી હોય કે: ‘ તમે મને તદન જીતી ગયા છો એમ બેમ ન ધારતા. ચંદ્રનાથ બાબુ પ્રત્યે તમારા કરતાંય હું વધુ માનની નજરે જોઉં છું.’

ભલે, ભલે મધુરાણી ! એ પંતુજીને આપવું હોય તેટલું માન આપી લે. પંતુજીઓજ એવા માન માટે મરી પડે છે. મને એવા ખાલી અભિનંદનોની જરાય જરૂર નથી.

ચંદ્રનાથ બાબુ ‘ સ્વદેશી ’ ની વાત કરવા લાગ્યા. તેને બડબડ-વા દેવાનો મેં વિચાર કર્યો. બુઢ્ઢા માણસનો લવારો ગુપચુપ સાંભળી લેવામાંજ મઝા છે. તેથી તે એમ માની લે છે કે આખી દુનિયા તેના

ક્યાસર ચાલે છે, પણ એવા મૂર્ખાઓ ભૂલી જાય છે કે વ્યવહારૂ જગત તેમની લવરીથી ઘણે-ઘણે દૂર છે.

હું ઘણીવાર મૌન બેસી રહ્યો પણ અંતે મારી ધીરજ ખૂટી. મારામાં ધીરજ જેવું કંઇ છેજ નહિ. ચંદ્રનાથ બાબુએ કહ્યું કે 'બી વાવ્યા વિનાજ જો આપણે ફલની આશા રાખીએ તો-' ત્યારે હું એકદમ બોલી ઉઠયો:

"ફલ કોણ માગે છે? અમે તો ગીતાના ગાનારના મતને અનુસરીએ છીએ. ગીતા કહે છે કે આપણને કર્મ સાથેજ સંબંધ છે-ફલ સાથે નહિ."

"ત્યારે તમને શું જોઇએ છે?" ચંદ્રનાથ બાબુ બોલ્યા.

"કાંટા!" મેં મોટે અવાજે કહ્યું. "કાંટા રોપતાં જરાય મહેનત પડતી નથી."

"કાંટા બીજાનેજ ત્રાસ આપે છે એમ નથી. તે આપણા પોતાના પગમાં પણ ભોંકાય છે." તેણે જવાબ આપ્યો.

"જુઓ મહેતાજી સાહેબ! તમારૂં એ વાકય નિશાળીઆઓને ગોખાવવા માટે ઘણું સારૂં છે, પણ ખરી વાત તો એ છે કે અમારા જીગરમાં આજે આગ લાગી રહી છે. આજે અમે બીજાઓના પગનાં તળીઆં ભેદી નાખવા માટે કાંટાજ રોપવા માગીએ છીએ. જ્યારે એ કાંટા અમને વાગશે ત્યારે પસ્તાવાનો પૂરતો વખત મળી રહેશે; પણ તેથી ભયભીત થવાની શી જરૂર છે? જ્યારે મોત આવશે ત્યારે આપણે આપોઆપ ઠંડા થઇ જઇશું, પણ જ્યાંસુધી અમારામાં ગરમી છે ત્યાંસુધી અમને ઉકળવા દો-ઉછળવા દો-"

ચંદ્રનાથ બાબુ હસીને બોલ્યા:

"તમારે ઉકળવું હોય તેટલા ઉકળો. તેમાં અમને વાંધો નથી, પણ તેથી તમે કોઇ મહદ્ કાર્ય કરો છો અગવા વીરત્વ બતાવો છો એમ માની ન લેતા. જગત્માં જે જે પ્રજાઓ પ્રગતિવંત થઇ છે તે કર્ત્તવ્યપાલનથી થઇ છે-ફક્ત આવેશના અગ્નિ ધખાવીને નથી થઇ. લાંબા વખતથી કર્ત્તવ્યમૂઢ બની જઇ મંદ અને આળસુ બની ગયલા લોકો જ્યારે પોતાની ગુલામી દશા જોઇ એકદમ જાગ્રત થાય છે ત્યારે તેઓ ટૂંકામાં ટૂંકે રસ્તે મુક્તિ શોધવાની ધૂનમાં પડે છે."

આ દલીલના ચૂરેચૂરા કરી નાખનારો જવાબ શોધવાને હું મારૂં મગજ કસી રહ્યો હતો એવામાં નિખિલ આવી પહોંચ્યો. ચંદ્રનાથ બાબુ મધુરાણી તરફ જોઇ બોલ્યા:

"હવે હું જઇશ બહેન! મારે કામ છે."

તે ગયો કે તરત મેં મારા હાથમાંનું પુસ્તક નિખિલને બતાવ્યું:

"હું મધુરાણી સાથે આ પુસ્તક વિષે વાત કરતો હતો."

સેંકડે નવ્વાણું માણસો જુઠાણાથી ફસી જાય છે પણ તત્વજ્ઞાનનાં પૂતળાંઓને તો સત્યથીજ ભમાવવાનું સહેલું થઇ પડે છે. તેથી નિખિલ સાથે બાજી ખેલતી વખતે મારાં પાનાં ટેબલપર ખુલ્લાં મુકી દેવામાંજ અરધો વિજય છે.

નિખિલે પુસ્તકનું નામ વાંચ્યું પણ કંઇ બોલ્યો નહિ.

"આ લેખકો, ઉપમાઓ અને આદર્શોથી ઢંકાયલા જગતને ખરા સ્વરૂપમાં વ્યક્ત કરવાનો અથાગ શ્રમ ખેડી રહ્યા છે તેથી હું ઇચ્છું છું કે તમે એ વાંચી જુઓ."

"મેં એ વાંચ્યું છે."

"એમ! તમારો શો મત છે?"

"વિચારક માટે એ ઘણું સારૂં છે પણ જેઓ વિચાર કરતાંજ થરથરે છે તેઓને માટે ઝેર સમું છે."

"તમે કહેવા શું માગો છો?"

"જેઓ 'સમાન મુડીવાદ'નો સિધ્ધાંત પ્રચારવા માગે છે તેઓ લૂટારા ન હોવા જોઇએ; કેમકે જો તેઓ લૂંટારા હશે તો તેઓ જુઠાણાંનોજ પ્રચાર કરશે. જ્યારે આવેશનું પુર આવ્યું હોય ત્યારે આવાં પુસ્તકોનું રહસ્ય સમજાતું નથી."

"આવેશ તો અંધારામાં આપણને માર્ગ બતાવનારો દીવો છે. આંખો ફોડી નાંખીને આપણે સારૂં જોઇ શકીએ એમ માનવું અને આવેશ અસત્ય છે એમ કહેવું એ બન્ને મુર્ખાઇ છે."

નિખિલ ઉશ્કેરાઇ જઇ બોલ્યો:

"જ્યારે આપણને સંયમનું ભાન થાય ત્યારેજ આવેશ સત્ય છે એમ હું સ્વીકારૂં છું. જે વસ્તુ આપણે જોવા માગીએ છીએ તે આંખમાં ઘોંચી દેવાથી આપણી આંખનેજ હાનિ થાય છે અને આપણે જોઇ શકતા નથી. તેવીજ રીતે પ્રખર આવેશ જે મન અને તેના હેતુ વચ્ચે જરાપણ જગ્યા રાખતો નથી તે અંતે વિજયી થતો નથી.

"સત્યની પાશવ બાજુ જોયા વિનાજ નૈતિક સિધ્ધાંતોમાં રમ્યા કરવાની તમને ટેવ પડી ગઇ છે અને એ ટેવને તમારી બુધ્ધિનું પોષણ મળે છે. તેથી તમને વસ્તુઓને અગમ્ય બનાવવામાં સહાય મળે છે પણ તમે કોઇ કામ ધગશથી કરી શકતા નથી."

"જ્યાં બલની જરૂરજ નથી ત્યાં બલનો ઉપયોગ કરવાથી આપણા કામમાં મદદ મળતી નથી...પણ આવી દલીલોની શી જરૂર છે? વ્યર્થ દલીલો સત્ય પરની ધૂળ ફક્ત અલ્પકાલ માટેજ ખંખેરી શકે છે—" નિખિલ અધીર સ્વરે બોલ્યો.

મધુરાણી આ ચર્ચામાં ભાગ લે એવી મારી ઇચ્છા હતી પણ તે તો મૌનજ બેઠી હતી. તેને થયલા અચાનક પ્રહારથી તે ગભરાઇ જઇને તેના પંતુજી પતિ પાસે તો તે પાછી ભણવા ન જાય? ગમે તેમ હો; હજુ બીજા પ્રહારની ખાસ જરૂર છે. અડગ મનાતી વસ્તુઓ પણ હલાવી શકાય છે એ બીના મારે ભૂલવી ન જોઇએ.

"સારૂં થયું કે આ વિષે આપણને ચર્ચા થવા પામી-" મેં કહ્યું: "હું તો આ પુસ્તક મધુરાણીને વાંચવા આપતો હતો-"

"તેમાં હરકત શી છે?" નિખિલે કહ્યું: "જો હું એ પુસ્તક વાંચી શકું તો વિમલા શામાટે ન વાંચી શકે? હું જે કહેવા માગું છું તે એ છે કે યૂરોપમાં લોકો બધી વસ્તુઓ તરફ વિજ્ઞાનની નજરે જુએ છે. પણ મનુષ્ય ફક્ત શરીરશાસ્ત્ર, પ્રાણી-શાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર કે સમાજશાસ્ત્રમાંજ સમાઇ જતો નથી. ગમે તેમ થાય પણ પ્રભુને ખાતર એ વાત ભૂલતા ના. મનુષ્ય પોતે શોધી કાઢેલા વિજ્ઞાન કરતાં અનંત ગણો મહાન્ છે. તમે મને પંતુજીનો ચેલો કહી હસો છો પણ તમેજ તેવા છો—હું નહિ. તમે તમારા વિજ્ઞાનવાદીઓ પાસેથી માનવસત્ય શોધવા માગો છો-તમારા પોતાના અંતરમાંથી તમે તેની શોધ કરતા નથી."

"પણ તેથી આમ ઉશ્કેરાઇ શામાટે જાઓ છો?" હું હસ્યો.

"કેમકે તમે મનુષ્યનું અપમાન કરવાનો અને તેને ક્ષુદ્ર બનાવવાનો નિશ્ચય કર્યો હોય એમ મને લાગે છે."

"એવું વળી તમને કયાં જણાયું?"

"હવામાં-મારા જખમી જીગરમાં. તમે માનવજાતિની મહત્તા, સુન્દરતા અને નિઃસ્વાર્થતાને છૂંદી નાખવામાં મઝા માણો છો."

"આ તમારો કેવો દિવાનો ખ્યાલ છે?"

નિખિલ અચાનક ઉભો થઇ બોલ્યો: "હું તમને સ્પષ્ટ કહી દઉં છું, સંદીપ! મનુષ્યને ભલે પ્રાણઘાતક જખમ કરો પણ તેથી તે મરી જતો નથી. તેથીજ ઉઘાડી આંખે, સઘળું જાણવા છતાં હું સર્વ સહી લેવાને તૈયાર છું."

આટલા શબ્દો કહી તે ત્યાંથી ત્વરિત ગતિએ ચાલ્યો ગયો.

હું તેને અનિમિષ નેત્રે જોઇ રહ્યો. એવામાં ટેબલપરથી એક પુસ્તક પડી જવાનો અવાજ આવતાં મેં મધુરાણી તરફ

જોયું. તે મારી નજીકથી ન જતાં જરા ચકરાવો લઇને નિખિલની પાછળ ત્વરિત પણ ધ્રુજતાં પગલે જતી જણાઇ.

નિખિલ કેવો વિચિત્ર માણસ છે ! તેને લાગે છે કે તેના સંસારપર ભયનું વાદળ ઝૂમી રહ્યું છે; છતાં તે મને હાંકી કાઢતો નથી. કેમ ? તે પણ હું જાણું છું. વિમલ પોતેજ એવી ઇચ્છા દર્શાવે તેની તે રાહ જોઇ રહ્યો છે. જો વિમલ તેને એમ કહે કે તેમનું યુગલ અયોગ્ય છે તો તે માથું નમાવી કબૂલ કરે કે તેમના લગ્નમાં ગંભીર ભૂલજ થઇ છે ! ભૂલ કબૂલ કરવી તે સૌથી મોટામાં મોટી ભૂલ છે એ બીના સમજવા જેટલું માનસિક બલ તેનામાં નથી. આદર્શવાદીઓ કેવા નમાલા થઇ જાય છે તેનો તે આબાદ નમૂનો છે ! એના જેવો માણસ–કુદરતની આવી વિચિત્ર કૃતિ–મેં કદિ જોઇ નથી ! જગતના જીવનમાં તો તે ચાલે એવો નથીજ: પણ નાટક યા નવલકથાનું પાત્ર થવાને પણ તે નાલાયક છે.

અને મધુ ? મને ભય લાગે છે કે આજથી તેના સ્વપ્નગમ્ય જીવનનો અંત આવ્યો છે. જે પ્રવાહ તેને આગળ ને આગળ ઘસડી જાય છે તેનો વેગ તે આખરે સમજી છે. હવે ઉઘાડી આંખે કાંતો તેણે આગળ ધપવું જોઇએ અથવા પાછા હઠવું જોઇએ. સંજોગો એવા છે કે એક પલે તે એક ડગલું આગળ વધશે ને બીજી પલે પાછી ફરશે. પણ તેથી મને હાનિ નથી. જ્યારે કોઇ આગમાં સપડાઇ જાય છે ત્યારે આમતેમ ચકરાવા લેવાથી આગ વધુ ને વધુ ભયંકર બને છે. તેના દીલમાં જે ભય સંચર્યો છે તે તેના આવેશને ઉલટો વધુ પ્રજ્વલિત કરશે.

વિમલાને હવે હું પોતે કંઇ કહું તેના કરતાં તેને કોઇ આધુનિક પુસ્તક વાંચવા આપું તે વધુ સારૂં છે. મારે તેને ભાન કરાવવું છે કે આવેશનો સ્વીકાર કરી તેને વંદન કરવું તેમાંજ નવયુગ સમાયલો છે—તેનાથી શરમાવામાં–સંયમમાં મઝા માણવામાં નહિ. જો 'આધુનિક' 'નવયુગ' એવા શબ્દોપર તે મોહિત થાય તો તે જરૂર બહાદૂર થશે.

ગમે તેમ હોય પણ આ નાટકના પાંચે પાંચ અંક મારે પુરા કરવા જોઇએ. "રૉયલ બૉક્ષ" માં બેઠેલા પ્રેક્ષક પેઠે જરા જરા વારે તાળી પાડીને હું સંતુષ્ટ થવાનો નથી. મારૂં જીગર ખળભળી રહ્યું છે–મારી દરેક રગ ઉછળી રહી છે. મારા દીલમાં ભાલો ભોંકાયો છે. રાત્રે દીવો ઓલવી જ્યારે હું બિછાનાપર પડું છું ત્યારે કોઇ હલકો સ્પર્શ, ધીમો સ્વર, તીરછી નજર–મારી નજર સામે ચિત્રિત થઇ સર્વ અંધકાર ભરી નાખે છે. પ્રાતઃકાલે ઉઠતાં

વાર કોઇ નૂતન અભિલાષાથી મારા શરીરમાં રોમાંચ થાય છે અને કોઇ મધુર સંગીતની કેફથી આખુંય શરીર મદમસ્ત થઇ જાય છે.

નિખિલના ટેબલપર એક ડબલ "ફોટો ફ્રેમ" હતી. તેમાં એક બાજુએ વિમલાની અને બીજી બાજુએ નિખિલની છબી હતી. મેં વિમલાની છબી તેમાંથી કાઢી લીધી છે. ગઇ કાલે તે ખાલી બાજુ વિમલાને બતાવી મેં કહ્યું:

"જ્યારે કંજુસો વધી પડે ત્યારે ચોરી કરવાની જરૂર પડે છેઃ તેથી જો ચોરી કરવામાં કંઇ પાપ હોય તો તે કંજુસ અને ચોર બન્નેને ફાળે જવું જોઇએ. કેમ, તમને શું લાગે છે?"

"એ છબી બહુ સારી નહોતી–" મધુરાણી સ્મિત કરી બોલી.

"તેથી શું? છબી વળી પ્રત્યક્ષ મૂર્તિ જેવી હોય ખરી? મારે તો એ છબીથીજ સંતુષ્ટ થવાનું રહ્યું."

મધુરાણી એક પુસ્તકનાં પાનાં ફેરવવા લાગી.

"જો તમને માઠું લાગ્યું હોય તો એ ખાલી જગ્યા હું ભરી નાખું!" મેં કહ્યું.

આજે એ ખાલી જગ્યા મેં ભરી નાખી છે. મારો આ ફોટો મારી તરૂણાવસ્થાનો છે. તે સમયે હું યુવાનીને આંગણે પગ મૂકતો હતો. મારૂં મન પણ તેવુંજ હતું. તે સમયે હું પણ આલોક અને પરલોકની ભ્રમણામાં ગોથાં ખાતો હતો. શ્રદ્ધા મનુષ્યને છેતરે છે પણ શ્રદ્ધામાં એક વિશિષ્ટ ગુણ પણ છે. તે મનુષ્યના વદનપર એક જાતની જ્યોતિ ઝગાવે છે.

મારી છબી હવે નિખિલની છબી સાથે વિરાજે છે. તેમાં કંઇ નવાઇ જેવું નથી. અમે બે જૂના સ્નેહીઓ તો છીએ ને!

## પ્રકરણ ૪ થું.

## નિખિલની આત્મકથા.

### ૩

આજસૂધી હું બેભાનીમાંજ ગોથાં ખાતો હતો. પણ હવે હું મારૂં બાહ્ય સ્વરૂપ જોવાનો–વિમલાને હું કેવો લાગું છું તે જોવાનો–વારંવાર પ્રયાસ કરૂં છું. પ્રત્યેક ચીજ તરફ ગંભીર દૃષ્ટિએ જોવાની મારી ટેવને લીધે આ ચિત્ર કેટલું બધું ગંભીર, ભાવહીન અને આશાહીન લાગે છે!

સંસારને અશ્રુથી ભીંજાવી દેવા કરતાં તેના તરફ જોઇ મંદ મંદ હાસ્ય કરવામાંજ મઝા છે. જગત્ ચાલે છે પણ એમજ. ઘરમાં અને બહાર, ડગલે ડગલે જણાતાં દુઃખો અને છળપ્રપંચો આપણે લક્ષમાં લેતા નથી તેથીજ ખાણાપીવાની રૂચિ થાય છે અને વિશ્રાંતિમાં શાંતિ જણાય છે. જો એ દુઃખોને એક પલ પણ સાચાં માની લઇએ તો આપણે ભોજનના થાળમાંથી એક કોળીયો પણ ન ભરી શકીએ.

પણ અફસોસ! જગતનાં દુઃખો, સંસારીઓની વેદનાઓ હું શાંત ચિત્તે જોઇ શકતો નથી. તેથીજ મારૂં હૃદય ભારે બોજાથી દબાય છે અને મારી આંખો આંસુ ઢાળી રહી છે.

અભાગી નિખિલ! વિશ્વના વિશાલ રાજમાર્ગપર અલિપ્ત ભાવે ઉભો રહી આ અનંત જગતનો તું એક અતિ સૂક્ષ્મ અંશ છે એમ શા માટે માની લેતો નથી? યુગયુગજૂની આ અમર્યાદ, અનંત માનવ સમાજમાં વિમલ તારી કોણ? તારી પત્ની? પત્ની એટલે શું? ખાલી મહાન નામધારી પરપોટા શિવાય તેમાં બીજુ શું છે? તેં પોતેજ તારાજ શ્વાસથી એ ફૂગ્ગાને ફુગાવ્યો છે અને રાતને દિવસ તેની ચોકી કરતો તું ઉજાગરા કર્યા કરશે તોપણ એક નાની શી ટાંકણીનો સ્પર્શ થતાં એ ફુગ્ગો જરૂર ફુટી જવાનો!

મારી પત્ની–ફક્ત મારી–હુંમય! જો તે કહે કે 'નહિ. હું તો જૂદીજ છું' તો મારે તેને શું એમ જવાબ આપવો કે 'નહિ. એમ બનેજ કેમ? તું તો મારીજ છે.'

'મારી પત્ની!' સત્ય તો બાજુએ રહ્યું પણ આ બે શબ્દોના ઉચ્ચારમાં કોઇ બુદ્ધિગ્રાહ્ય અર્થ સમાયલો જણાય છે? શું એ બે ટચુકડા શબ્દોમાં એક વ્યક્તિનું આખુંય વ્યક્તિત્વ શમાવી શકાય?

મારી પત્ની! જીવનની સઘળી મધુરતા અને પવિત્રતા મેં એ નાના શબ્દમાંજ માની લીધી હતી. મારા હૃદયમાંથી એક

ક્ષણ પણ એ મધુર મૂર્તિને દૂર ખસવા દીધી નથી. મારી દેવીના મંદિરમાં કઇ પૂજા સામગ્રી લાવવામાં મેં બખીલાઇ બતાવી છે? પુષ્પોના હાર, ભાવનાનું સંગીત, હૃદયનું સત્વ, મારા જીવનની વસંત,–સર્વ એ દેવીને ચરણે મેં ધરાવી દીધું હતું. હવે એજ દેવી કાગળની હોડી પેઠે ગટરના ગંદા પાણીમાં વહી જાય તો હું પણ સાથે......

પણ અહિં વળી મારી સ્વભાવસિધ્ધ ગંભીરતા નડે છે. પવિત્રતા અને ન્યાયને ચરણે ઝુકવાનેજ ટેવાઇ ગયલું મારૂં દીલ કંઇ જૂદોજ સૂર કાઢે છે. બેસૂર સંગીત તે સાંભળી શકતું નથી. અપવિત્રતા કે અન્યાયની ગંધ તે સહી શકતું નથી. 'ગટર' શી? 'ગંદુ પાણી' ક્યાંથી આવ્યું? ઇર્ષ્યાના આવેશમાંજ એ ઉપમા નથી અપાઇ? આવેશમાં આપેલી ખરાબ ઉપમાથી સત્યમાં વિકૃતિ નથી થતી. જગત્ તો જેવું હોય તેવુંજ રહે છે. વિમલા મારી નથી એ મજલપર એકવાર વાત આવી કે પછી તે મારી નથીજ: પછી ગમે તેટલા ધુંઆંફુંઆ કરવાથી, ગમે તેવાં વિશેષણો લગાડવાથી કે બુધ્ધિવાદના સંગ્રામ માંડવાથી તે મારી થવાની નથી! જો મારૂં જીગર ભાગી જવાનું હોય તો ભાગી જવા દો! તેથી જગત્ દીવાળું ફૂંકવાનું નથી–હું પણ ભીખારી થવાનો નથી; કારણ કે આ જગત્માં મનુષ્ય જે કાંઇ ગૂમાવે છે તેના કરતાંય માનવજીવન વધુ મહાન્ છે. અશ્રુના સાગરને પણ બીજો કિનારો હોય છે; નહિ તો કોઇ કદિ રડતજ નહિ!

એ બધું ખરૂં, પણ દુનિયાનો–સમાજનો પણ વિચાર કરવો જોઇએ...... સમાજને કરવો હોય તે વિચાર કરી લે! હું અશ્રુ ઢાળું તે મારે માટે–સમાજને માટે નહિ! જો વિમલ કહે કે તે મારી નથી તો પછી મારી સાંસારિક પત્ની ક્યાં છે તેની મને શી પરવા છે? તે મારી નથી એમ કહે તેજ પલથી હું સમાજની બહાર નીકળી જવાનો.

સહેવાનું તો છેજ. પણ મારે કોઇપણ ઉપાયે આત્મઘાતકતાથી મારો બચાવ કરવો જોઇએ. મારૂં જીવન સહન કરે છે તેથી તેનું મૂલ્ય ઓછું થાય છે એવો વિચાર કદિપણ મારા મનમાં આવવો ન જોઇએ. મારો સંકૂચિત સંસાર ખરીદવામાં મારા જીવનનું આખું મૂલ્ય આપવું પડવાનું નથી. મારા દેહના ક્ષુલ્લક આનંદ અથવા શોકથી જીવનનો વિશાલ વેપાર અટકી પડવાનો નથી.

જે આદર્શ અલંકારોથી વિમલાને મેં મઢી લીધી હતી તે ઉતારી લેવાનો સમય આવી પહોંચ્યો છે. મારી નિર્બલતાને લીધે હું તેની મૂર્તિપૂજા કરવા પ્રેરાયો હતો. હું બહુજ લોભી હતો. મારા આનંદને વધારવા માટે મેં વિમલાને દેવાંગના બનાવી હતી. પણ વિમલા જે છે તેજ છે. મારી મઝાને ખાતર તેણે દેવાંગનાનો સ્વાંગ ધારણ કરવો એવો વિચાર શુધ્ધાં ધિક્કાર પાત્ર છે. હું કાલ્પનિક પુર્ણતાનો ભૂખ્યો છું પણ તેથી મને દિવ્યાંગનાઓ પૂરી પાડવાને વિધાતા બંધાયલો નથી.

વિમલાના જીવનમાં હું બાધારૂપ હતો. તેની પ્રકૃતિ સંદીપ જેવા સાથેજ એકતાર થાય તેવી હતી; પણ તેથી હું નમાલો છું એમ પણ નથી. સંદીપમાં આકર્ષણ જરૂર છે. તેનો મારાપર પણ પ્રભાવ છે, છતાં મારી ખાત્રી છે કે તે મારા કરતાં મહાન્ નથી. આજે વિજયમાલા એના ગળામાં પડે છે અને હું ભૂલાઇ ગયો છું પણ એ વરમાલા પહેરાવનારી પાછળથી જરૂર પસ્તાશે.

હું અભિમાનથી આ શબ્દો બોલતો નથી. ઉજ્જડ વેરાનમાં હું એકલો અટવાઇ ન જાઉં તે માટે મારે મારી શક્તિનું માપ કાઢી લેવું જરૂરનું છે. ભયંકર યાતના સહીને હું આત્મશ્રધ્ધા મેળવી લઇશ.

પ્રથમ હું તરંગોમાંજ રમ્યા કરતો. હવે મારામાં શું છે તે હું જાણું છું. રમ્ય કલ્પના અને વાસ્તવિક જીવનનો ભેદ હવે હું સમજ્યો છું. જમે ઉધારના મેળ મળી ગયા છે અને પુરાંતમાં સાચો 'હું' રહી ગયો છું. હવે હું વસ્ત્રાચ્છાદિત ખોળિયું નથી, જરા જરા વારમાં માંદો પડતો બીમાર પુરૂષ નથી પણ અનેક કસોટીમાંથી પસાર થયલો આત્મા છું.

હમણાંજ મારા ગુરૂજી આવી ગયા. મારા ખભાપર હાથ મૂકી તેમણે સ્નેહાલ સ્વરે કહ્યું:

"સૂઇ જા. નિખિલ! રાત બહુ વહી ગઇ છે."

વાત એમ છે કે હમણાં હમણાં હું જલદી શયનગૃહમાં જતો નથી. વિમલા ગાઢ નિદ્રામાં પડે પછીજ જાઉં છું. દિવસે અમે મળીએ છીએ–વાત પણ કરીએ છીએ; પણ અમે એકલાં હોઇએ ત્યારે શાંત ઘડીમાં મારે તેને શું કહેવું? એ વિચારથી હું બહુજ લજ્જિત થાઉં છું.

"પણ આપ કેમ હજુ સૂઇ ગયા નથી?" મેં મારા ગુરૂજીને પૂછયું. તે જરા હસ્યા અને જતા જતા બોલ્યાઃ

"મારા ઉંઘવાના દિવસો વહી ગયા. હવે હું જાગૃત દશાએ પહોંચ્યો છું."

આટલું લખી હું બિછાને જવાની અણીપર હતો એવામાં સામી બારીમાંથી આષાઢની ગાઢ વાદળી જરા વીખરાતી જણાઇ. વાદળી વીખરાતાંજ એક તારાનો ચમકારો દૃષ્ટિએ પડ્યો.

માયાની મધુર જંજીરની સાંકળો,
કોઈ તોડે છે, કોઈ જોડે છે.
પણ હું અનંત કાલથી અહિં ઉભો છું.
ગાફીલ માનવી ! લગ્નની સુમંગલ ઘડીએ,
નિરંતર પ્રકાશ રેડનારો હુંજ છું......

એ તારો જાણે મને ઉપલાં વચનો કહેતો હોયની એવો લાગ્યો ! તરતજ મારા મનમાં એ વિચાર સ્ફૂર્યો કે મારી અમર પ્રિયતમા તો યુગ યુગથી સ્થૂલ જગતના માયાવી પરદાઓની પાછળ મારી રાહ જોતી ઉભી છે ! અસંખ્ય જન્મોમાં અનેક દર્પણોમાં મેં તેનું મોહક પ્રતિબિમ્બ જોયું હતું. કોઇ જીવનમાં અલ્પ સ્વલ્પ તો કોઇ જીવનમાં વધુ સ્પષ્ટ ! કોઇ આયનો ધૂળવાળો હતો, કોઇ ભાગેલો હતો, કોઇ મેલો હતો, કોઇ વાંકો ચૂંકો હતો. જ્યારે જ્યારે એ આયનાને હું મારી પેટીમાં સાચવી રાખવાની ઇચ્છા કરતો ત્યારે તરતજ પેલી મોહક મૂર્તિ અદૃશ્ય થઇ જતી. પણ તેથી શું ? મારે એ આયનાની કે તેમાંના આભાસની શી પડી છે !

મારી વ્હાલી ! તારા અધરપરનું સ્મિત કદિપણ ઉડી જવાનું નથી. દરરોજ ઉષા તારા ભવ્ય લલાટપર કુંકુમનો ચાંદલો કરી જશે !

'આત્માને છેતરવાનો કેવો નાદાન પ્રયાસ ?' કોઇ દૈત્ય પોતાના અંધારા નિવાસમાંથી મશ્કરીયુક્ત સ્વરે બોલ્યોઃ 'નાના કીકાને છાનો રાખવા જેવા એ બધા દમ્ભસ્તો !'

એમ પણ હોય. લાખો બાલકો રડી રહ્યા છે. એ બધાની લાખો ચીસો નષ્ટ કરી તેમને હસાવવાના છે. આ અસંખ્ય બાલકો શું અસત્યથી શાંત થઇ શકે ? નહિ. મારી અમર પ્રિયતમા મને નજ છેતરે.

તે સત્ય છે. તેથી તો હું તેને જોઈ શક્યો છું અને અનેક ભૂલો કરવા છતાંય જોઇશ. આંસુ રેડી રેડીને ઝાંખી થતી આંખો વડે પણ જોઇશ. મેં તેને જોઇ હતી–જગતના બઝારમાં તે ગૂમ થઇ ગઇ હતી–મને તે પાછી મળી છે–એવીજ રીતે મૃત્યુના દ્વાર ઓળંગ્યા પછી પણ હું તેને ખોળી કાઢીશ.

આહ! મારી વ્હાલી પ્રિયતમા! આટલી બધી ક્રૂર ન થા. આવી દયાહીન બાજી મારી સાથે ન ખેલ. તારે ડગલે ડગલે હું ન ચાલી શક્યો હોઉં, તારા મુલાયમ કેશની વાતાવરણમાં મ્હેકી રહેતી સુગંધથી તારૂં સ્થાન ન ગોતી શક્યો હોઉં તો એ ગુન્હા માટે તું મારાથી નિરંતર છૂપાતી રહે અને હું એકલો રડયા કરૂં–એ શું યોગ્ય છે, વ્હાલી? વાદળનો બુરખો ફેંકી દઈ ઝગારા મારતો આ સીતારો મને નિર્ભયતાનો સંદેશ સુણાવે છે. જે અમર છે, અનંત છે તે ત્યાંજ છે.

હવે હું મારી વિમલા પાસે જાઉં. તેની કોમલ દેહલતા વિશ્રાંતિ લેતી બિછાનાપર પડી હશે. હું તેને જગાડયા વિના તેના કપાળ પર એક ચુમી લઈ સઈ જઈશ. બસ, એજ મારી દેવીને ચઢાવવાનું પુષ્પ! મૃત્યુ પછી હું સર્વ ભૂલી જઇશ–બધી ભૂલો દટાઇ જશે પણ એ ચુમ્બનના સ્મરણનાં કેટલાંક આંદોલનો રહી જશે; કેમકે અનેક જન્મોમાં વણાતી એ ચુમ્બનમાલા અંતે અમર પ્રિયતમાના ગળામાં જઇ શોભવાની છે!

ઘડીઆળમાં બેના ટકોરા થયા. આ વખતે મારી ભાભી આવીને બોલીઃ

"હજુ શું કરો છો દિયરજી? બધી ચિંતાને જહન્નમમાં નાખો ને સઇ જાવ. તમારૂં આવું દુઃખી વદન હું જોઇ શકતી નથી." આટલા બોલ બોલતાં તો તેની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયાં.

હું કંઇ બોલી શકયો નહિ. ગુપચુપ ભાભીની ચરણરજ લઇ હું શયનગૃહ તરફ ગયો.

## વિમલાની આત્મકથા.

### ૯

પ્રથમ મને કંઇ શંકા ન્હોતી–ભય ન્હોતો. મને તો એમજ લાગતું હતું કે મેં મારૂં જીવન દેશને અર્પણ કરી દીધું છે. આવા મૌન સમર્પણમાં કેવો ભવ્ય આનંદ ભરેલો હોય છે! મને ભાન થયું કે આત્મવિસ્મૃતિમાંજ ખુદાઇ નૂર ભરેલું છે!

મારા સ્વદેશી ઉન્માદનો–મારા પ્રમત્ત આવેશનો ક્રમશઃ અંત આવી ગયો હોત. એમ થાય તે સ્વાભાવિક હતુંઃ પણ સંદીપ બાબુનો આવેશ તેવો ન્હોતો. તે પોતાનું સત્ય સ્વરૂપ વ્યકત કરવાને હઠીલા થયા હતા. તેના દરેક શબ્દનો સ્વર સ્પર્શ સમો નિકટ થઇ ગયો. તેના પ્રત્યેક દષ્ટિપાતમાં ભિક્ષાભાવ સ્પષ્ટ જણાતો હતો. તેના એકંદર વર્તનમાં પ્રબલ કામવિકાર તરી રહેતો જણાતો હતો. એ વિકાર મારા શરીરના ટૂકડે ટૂકડા કરી નાખશે કે મારા વાળ ટૂંપી નાખશે એવી ભયંકર શંકા મારા દીલને કોતરી ખાવા લાગી.

હું સત્ય છૂપાવીશ નહિ. પ્રલયની એ વાંછના દિને દિને બલવતી થતી ગઇ. આ પ્રલયકારક ભાવનામાં એક જાતનો અનાવર મોહ હતો. ભયપ્રદ છતાં આકર્ષક અને લજ્જાહીન છતાં ભવ્ય સ્વપ્ન હું જોઇ રહી હતી.

મારી જીજ્ઞાસાની તો સીમાજ નથી. દીલમાં સ્વદેશપ્રેમની ચિતા ખડકી હતી. આવેશના અગ્નિથી એ ચિતા ભડભડી રહી હતી. જાણે મારાપર કોઇએ ભુરકી નાખી હોયની ! સંદીપના જીવનની મને બહુ ઓછી ખબર હતી. તે મારો થાય એ આશાજ વ્યર્થ હતી. તેની યુવાનીની આગ સેંકડો ભડકાથી પ્રચંડપણે ધગધગી રહી હતી. પણ તેના એ ઉછળતા–ઉકળતા–કકળતા ભયંકર વિકારમાં કેવું અગમ્ય રહસ્ય છૂપાયલું હશે તે જાણવાને હું તલપી રહી હતી. મેં ઘણો–ઘણો વિચાર કર્યો પણ તેના દીલનો તાગ હું કાઢી શકી નહિ.

ભક્તિભાવથી મેં પ્રારંભ કર્યો હતો; પણ એ ભાવ તો કયારનો નષ્ટ થઇ ગયો છે. સંદીપ તરફનું મારૂં માન પણ ઉડી ગયું છે. ઉલટું હું હવે તેને તુચ્છ નજરે જોઉં છું. છતાં મારી સ્થૂલ દેહવીણાના તાર ઝણઝણાવવાની તેનામાં શક્તિ નથી એમ નથી. ભાવના અને કલ્પનાની મારી રમ્ય બંસીનો તે નિપુણ વાદક છે. હું તેને ધિક્કારૂં છું–કોઇ કોઇવાર એ જાદુઇ બંસીનેય ધિક્કારૂં છું પણ તેથી તેના આકર્ષણ–તેના જાદુભર્યા કામણમાં ઓછપ આવતી નથી.

કોણ જાણે કેમ, મને હમણાં હમણાં એમ લાગ્યા કરે છે કે મારૂં મૃત્યુ મને ભેટવાને જલદી જલદી દોડી આવે તો કેવું સારૂં !

ચંદ્રનાથ બાબુ નવરાશના વખતમાં મારી પાસે આવે છે. મારા મનને ઉંચે લઇ જવાની તેમનામાં શક્તિ છે. તે મને તે શિખરપર લઇ જઇ મૂકે છે જ્યાંથી હું સારાય વિશ્વપર દૃષ્ટિ ફેંકી શકું. ત્યારેજ મને મારી મર્યાદિત ભાવનાના કલાવિહીન દીદારનું આછું આછું ભાન થાય છે.

પણ તેનોય હવે શો ઉપયોગ ? મારે શું ખરેખર મુક્તિ જોઇએ છે ? ભલે મારા કુટુંબપર આફતની ઝડી તૂટી પડે–મારૂં સારૂં સૌન્દર્ય ચીમળાઇ જાય–મારી ઉન્નત ભાવનાઓ મરી જાય–પણ મારો આ મોહ–આ આવેશ–આ સીઝતી દેશભક્તિ–ઠંડાં ન પડી જાય ! હવે હું એવીજ પ્રાર્થના કર્યા કરૂં છું.

મારા એક દિયર શરાબની બદીથી મરણ પામ્યા હતા. જ્યારે હું પરણીને આવી ત્યારે તે ગાળો દેતા, બકબક કરતા, તેની પત્નીને મારતા. પછી જરા શુદ્ધિમાં આવતાં પોતાની મૂર્ખાઇ

માટે રડતા—અફસોસ કરતા—કદિપણ શરાબના શીશાને ન અડવાના કસમ લેતા અને કસમ લીધા પછી થોડીજ વારમાં પાછા શરાબમાં મસ્ત થઇ ઘેર આવતા. તેમની એ દશા જોઇ મને તિરસ્કાર ઉપજતો: પણ આજે મારો નીશો તો તેથી ય વધુ ભયાનક હતો. એ કેફ પીઠાંમાંના પદાર્થની ન્હોતી. એ માદક પદાર્થ મારા દીલમાંજ જન્મ્યો હતો અને મને તેણે ગુલામ બનાવી દીધી છે.

એકવાર વ્યંગપૂર્ણ હાસ્ય સહિત મારી જેઠાણીએ મને કહ્યું: "આહ! રાણી સાહેબા! મહેમાનગીરીમાં તમે કેવાં ઉસ્તાદ છો! તમારો મહેમાન પણ મઝાનો છે હો! તમારી ઉમદા મહેમાનીનો બરાબર લ્હાવો લે છે. અમારા વખતમાં પણ મહેમાનો તો આવતા; પણ અમે તો જંગલી રહ્યાં એટલે અમારા પતિની સેવામાંથી પરવારતાંજ નહિ. બિચારા મહેમાનો પર વધુ નઝર રાખવાની અમને ફુરશદજ મળતી નહિ. નિખિલભાઇ બહુ સુધરેલા છેને તે હવે સુધારાની સજા ખમે છે! તેને જો આ ઘરમાં આનંદ જોઇતો હોય તો તેણે મહેમાન થઇને આવવું પડશે: નહિ તો બિચારાના બાર વાગી જવાના!...અરેરે! એમના શોકભર્યા મ્લાન વદનપર નજર પડતાં તમારી છાતી ચીરાઇ જતી નથી? ધિક્કાર છે તમને! તમારો રૌરવ નરકમાં પણ ડાર થશે નહિ. તમે પતિભક્તિજ ભૂલી ગયા છો."

આવા તિરસ્કારની મને પરવા ન્હોતી. મારી ભક્તિનું સાચું રહસ્ય સમજવા જેટલી આ અભણ બૈરાંઓમાં અક્કલજ નથી. હું તો આત્મભોગ આપી રહી હતી અને એ આત્મભોગના રણશિંગાના નાદ પરજ હું જીવતી હતી. લોકનિંદા—લજ્જા—સ્ત્રીઓને ભૂષણરૂપ મનાતી મર્યાદા—એ બધુંય મને તે સમયે નિર્બલતાનાં ચિન્હ સમું લાગતું.

૮

હમણાં થોડાક દિવસથી દેશભક્તિનાં નગારાં વાગવાં બંધ થયાં છે. અમારા જીવનપ્રવાહે એક બીજી દિશાએ વહવા માંડયું છે. હવે અમે આધુનિક યુગના સ્ત્રી પુરૂષો વચ્ચેના ભેદ અને એવાજ બીજા વિષયો ચર્ચીએ છીએ. વચમાં વચમાં કાવ્ય નિર્ઝરણીમાં એકાદ ડૂબકી પણ મારી લઇએ છીએ. કોઇવાર આધુનિક અંગ્રેજ કવિઓનાં કાવ્યો તો કોઇવાર સંસ્કૃત કવિઓનાં શૃંગારભર્યાં કવનો અમારાં હૃદયને ઝણઝણાવી જાય છે. અમારા વાર્તાલાપમાં કંઇક એવો અગમ્ય ભાવ છે, કંઇક એવું કામણભર્યું જાદુ છે, કંઇક એવું સુરીલું સંગીત તેમાંથી ધીમું ધીમું વહે છે કે હું તેની પાછળ

ઘેલી ઘેલી થઇ જાઉં છું. સંદીપના સ્વરમાં, તેના શબ્દમાં પણ ખરું પુરૂષત્વનું જોમ ઉભરાતું જણાય છે. એ પુરૂષત્વમાંજ લોહ ચુમ્બકનું આકર્ષણ છે.

હવે તે દિન આવી પહોંચ્યો કે જ્યારે શરમના લજ્જાના—મર્યાદાના—સર્વ પરદા તૂટી ગયા. હવે કોઇ જાતના આવરણની જરૂર ન્હોતી. સઘળું ખુલ્લે ખુલ્લું ચાલ્યું જતું હતું. મારા ઓરડામાં આવવા માટે સંદીપ બાબુને હવે કોઇ જાતનો અંતરાય ન્હોતો. કોઇ બ્હાનું ગોતવાની જરૂર નહોતી. સ્વચ્છંદે અમે કલાકો સૂધી વાતોમાં ગૂંથાઇ રહેતાં. કોઇ પૂછનાર ન્હોતું. કોઇનો અંકુશ ન્હોતો. કોઇની ભીતિ ન્હોતી. તેમ કોઇની પરવાય ન્હોતી. આવી સ્વચ્છંદતા, આવી નિરંકુશ સ્વતંત્રતા, આવી અબાધિત જીંદગી પણ મને ન રૂચી. હું મુઝાઇ. એવી મુઝાઇ કે ન પૂછો વાત ! મને લાગ્યું કે આ જીવન તે જીવન નથી. તેમાં મસ્તી નથી—આહ્‌લાદ નથી. દીલમાં એવો ભાવ જન્મ્યો પણ મને તેજ પલે એમ પણ લાગ્યું કે શયનગૃહમાંના એકાંત જીવન કરતાં વર્ત્તમાન જીવન વધુ શુષ્ક નથી: છતાં મારી મુઝવણ તેથી મટી નહિ. હું મારાથી કંટાળી, મારી જેઠાણીથી કંટાળી, આખા વિશ્વથી કંટાળી. મારૂં મોત થાય તો બહેતર પણ શયનગૃહમાંથી બહાર નજ જવું એવો મેં નિશ્ચય કર્યો.

એ દિવસ સૂધી મેં મારૂં વ્રત પાળ્યું. હું બહાર ન નીકળી. એ દિવસના એકાંતમાં વિશ્વના પ્રવાસમાં હું કેટલી બધી આગળ ધપી ગઇ છું તેનું મને ભાન થયું. મારૂં જીવન મને એકદમ શુષ્ક લાગ્યું. બધી મઝા ઉડી ગયલી જણાઇ. જે જે વસ્તુ નજરે પડતી તે બધી મને ખાવા ધાતી. મને લાગ્યું કે મારો જીવ કંઇ ખોળી રહ્યો છે—કોઇની રાહ જોઇ રહ્યો છે. મારા હલનચલનમાં, મારાં નેત્રોમાં, મારા વદનપરના ભાવમાં—સર્વત્ર એજ ભાવ તરવરી રહ્યો. ધડકતું મારૂં દીલ કોઇની ઝંખના કરી રહ્યું.

કંઇ કામમાં ગૂંથાઇ મારી બેચેની દૂર કરવાનાં હું વલખાં મારવા લાગી. શયનગૃહ તદ્દન સ્વચ્છ હતું છતાં મારી નજર સામે તે સાફ કરવાનો મેં દાસીને હુકમ કર્યો. કબાટમાં સર્વ વસ્તુઓ વ્યવસ્થિતપણે મૂકવામાં આવી હતી; મેં તે બહાર કાઢી બીજી રીતે ગોઠવી. પાછલો પહોર થઇ ગયો પણ મને મારો ચોટલો વાળવાની નવરાશ પણ ન મળી. ઉતાવળથી મેં ઢીલો અંબોડો બાંધી લીધો અને દાસદાસીઓ સાથે નાહક ચીથરાં ફાડવા લાગી. કોઠારમાંથી માલ ચોરાઇ ગયો હોવો જોઇએ એવી

મારી ખાત્રી થઇ ગઇ પણ કોઇને ધમકાવવાની–કોઇ પાસે જવાબ માગવાની મારી હિમ્મત ચાલી નહિ. મારા મનમાંજ પ્રશ્ન ઉઠયો: "આટલા દિવસ હું શું ઉકાળતી હતી?"

જાણે મને ભૂત ભરાયું હોયની તેમ મેં તે દિવસ પૂરો કર્યો. બીજે દિને હું કંઇક વાંચવામાં મન પરોવવા લાગી. મેં શું વાંચ્યું તેની મને ખબર નથી. બેભાન હાલતમાં, હાથમાં પુસ્તક લઇ હું આમ તેમ આંટા મારી રહી હતી. નાકાપરની એક બારી આગળ જઇ હું ઉભી ઉભી દૂર નજર ફેંકવા લાગી. હું કયાં હતી તેનુંય મને ભાન ન્હોતું. મારૂં લક્ષસ્થાન પણ હું જાણતી ન્હોતી. એ દિવસ પહેલાંની વિમલા આજે ન્હોતી–તેનું ભૂત હતું. અનંત કાલસુધી આકાશ તરફ શૂન્ય નજરે જોતાં મારે ઉભાં રહેવું પડશે એમ મને લાગ્યું; પણ વાસ્તવિક રીતે તેમ પણ ન્હોતું.

હું ત્યાં ઉભી રહી. સંદીપ બાબુની ઓરડી સામે હતી. તરતજ હાથમાં એક છાપું લઇ સંદીપ બાબુ ઓલીમાંથી બહાર આવ્યા. તેમના મ્હોપર સંતાપની–શોકની સ્પષ્ટ છાપ હતી. હું ઉભી હતી તે સ્થલ અને તેમની ઓરડીની વચમાં એક ચોક હતો. એ ચોક પર તેમને અત્યંત ક્રોધ ઉપજ્યો હોય એમ મને ભાસ્યું. હાથમાંનું વર્તમાનપત્ર તેણે જોસથી જમીનપર ફેંકી દીધું. જાણે આસપાસનાં વાતાવરણને છિન્નભિન્ન કરી નાખવા માગતો હોયની એવી ઉગ્રતા તેના વદન પર તરવરી રહી.

મારી પ્રતિજ્ઞા તૂટી. હું બહારના દિવાનખાનામાં જવા તૈયાર થઇ. એવામાં મારી જેઠાણી આવી પહોંચી:

"અરે! રામ! હવે તો હદ વળી ગઇ—" આટલું બોલી તે ચાલી ગઇ. હું તે સાંભળતાંજ થીજી ગઇ.

બીજે દિને સ્હવારે દાસીએ આવીને કહ્યું:

"રાણીમાતા! કોઠારમાંથી સીધું કાઢી આપોની!"

મેં દાસી તરફ ચાવી ફેંકીને કહ્યું:

"હરિમતીને કહે. તે સામાન કાઢી આપશે."

હું બારી પાસે બેસી અંગ્રેજી ઢબનું કસબ ભરવા લાગી. એવામાં એક નોકર એક પત્ર લઇ આવ્યો.

"સંદીપ બાબુએ આ પત્ર આપ્યો છે." તેણે કહ્યું.

કેવી અમર્યાદ ધૃષ્ટતા! નોકરના મનમાં મારે માટે કેવા ભાવ જન્મ્યા હશે? સંદીપપર મને ઘણોજ ગુસ્સો ચઢયો. થરથરતે હાથે મેં કવર ફોડયું. પત્રપર કોઇનું શીરનામું ન્હોતું. કાગળમાં ફક્ત નીચલા શબ્દો હતા:

" માતૃભૂમિની સેવા સંબંધી એક અત્યંત અગત્યનું કામ આવી પડયું છે...સંદીપ. "

ભરત બાજુએ મેલી તરતજ હું ઉભી થઇ. આયનામાં મ્હોં જોઇ મેં ઉતાવળાં ઉતાવળાં કેશ સરખા કરી દીધા. સાડી હતી તેજ રહેવા દીધી. ફક્ત ચોળી બદલી; કારણ કે મારી એક ચોળીનો કંઇક ગૂઢ ઇતિહાસ હતો !

મારે જે રસ્તેથી દિવાનખાનામાં જવાનું હતું તેજ માર્ગમાં મારી જેઠાણીની ઓરડી આવતી અને સ્હવારે તે પાન ચાવતી ખોલીના દ્વાર પાસેજ બેસી રહેતી. તેને જોઇ હું જરા પણ શરમાઇ નહિ. બ્હીધીય નહિ. તેણે મોટેથી પૂછયું:

" ઓહો ! રાણીજી ! કયાં ચાલ્યાં ? "

" દિવાનખાનામાં. "

" આટલાં જલદી ? કોઇ મળવા આવ્યું હશે ! " તે વ્યંગમાં બોલી.

જવાબ આપ્યા વિના હું ચાલી ગઇ. મારી પાછળ તે કંઇક વ્યંગપૂર્ણ ગીત ગાવા લાગી.

હું દિવાનખાનામાં ગઇ ત્યારે સંદીપ દ્વાર તરફ પીઠ રાખી રૉયલ ઍકેડેમીનાં ચિત્રો જોવામાં મશગુલ થઇ ગયો હતો. તે એવી બડાશ મારતો કે તે કલાનો ઉસ્તાદ અને સૌન્દર્યનો સાચો પરીક્ષક છે. એકવાર મારા પતિએ તેને કહ્યું હતું કે 'જ્યાંસુધી તમે હયાત છો ત્યાં સુધી જગતના કલાકારોને કોઇ ઉસ્તાદની ઉણપ જણાય તેમ નથી.' વ્યંગપૂર્ણ ભાષા વાપરવાની મારા પતિને ટેવ ન્હોતી પણ હમણાં હમણાં તેમને એવી ટેવ પડી છે અને સંદીપને મ્હેણું મારવાની તક તે કદિપણ જવા દેતા નથી.

" કલાકારોને ઉસ્તાદની જરૂર નથી એમ તમે શા પરથી માનો છો ? " સંદીપે ઉંચે સ્વરે મારા પતિને કહ્યું.

" કલા પ્રભુની કૃતિ છે. " મારા પતિએ જવાબ વાળ્યો: " માટે કલા સંબંધી સઘળું જ્ઞાન આપણે કલાકારની કૃતિદ્વારા મેળવીને સંતુષ્ટ થવું જોઇએ. "

મારા પતિની નમ્રતા જોઇ સંદીપ હસ્યો. તેણે કહ્યું:

" તમે ધારો છો કે નમ્રતા એક જાતની એવી મૂડી છે કે જે જેમ જેમ વપરાતી જાય તેમ તેમ વધતીજ રહે; પણ મારી ખાત્રી છે કે નિરભિમાની માણસો, પોચાં છોડ નદિના વેગમાં તણાઇ જાય છે તેમ, જગતના પ્રવાહમાં ગમે ત્યાં ઘસડાઇ જાય છે."

તેઓ જ્યારે આવી ચર્ચા કરતા ત્યારે પરસ્પર વિરોધી ભાવનું મારા મનમાં યુદ્ધ થતું. વાગ્યુદ્ધમાં મારા પતિ વિજયી થાય તે જોવાને હું આતુર રહેતી. સંદીપના ગુમાન પર ઘા થતો જોઇ મને સંતોષ થતો છતાં સંદીપનું નિર્લજ્જ અભિમાન મને મોહક લાગતું. સૂર્યના જ્વલંત પ્રકાશની પરવા કર્યા વિના ઝગારા મારતા હીરાના જેવો સંદીપનો સ્વભાવ હતો. હાર, શરમ, સંકોચ જેવું કાંઇ છે કે નહિ તે પણ તે જાણતો હશે કે કેમ તે વિષે મારા મનમાં શક ઉત્પન્ન થતો.

હું દિવાનખાનામાં દાખલ થઇ. મારાં પગલાંનો અવાજ સંદીપ સાંભળી શકે તેમ હતું, પણ જાણે તે ચિત્રો જોવામાંજ તલ્લીન થઇ ગયો હોયની એવો તેણે ઢોંગ કર્યો.

કલા વિષે તે સંભાષણ કરતો ત્યારે હું મંત્રમુગ્ધ બની જતી. એવા હાવભાવથી, એવા મોહક અને જાદુઇ શબ્દોમાં, એવા પ્રખર આવેશથી ઉછળતા હૃદયે તે કલા વિષે પોતાના વિચારો પ્રતિપાદન કરતો કે મારૂં અંતર આનંદથી ઉછળી રહેતું. એ આનંદ છૂપાવવાની મારામાં શક્તિ ન્હોતી. તેથી હું પાછી ચાલી જવાની અણીપર હતી એવામાં સંદીપે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને પાછું ફરી, મારા તરફ જોઇ જાણે મને જોઇ અજાયબી ઉપજી હોય તેવા સ્વરે કહ્યું:

"ઓહ! તમે આવ્યાં ખરાં."

તેના શબ્દોમાં, તેના સ્વરમાં, તેનાં નયનોમાં એક જાતનો માર્મિક ઠપકો ભરેલો હતો. એ દિવસ સુધી હું તેનાથી દૂર રહી તે જાણે મારો કેવો એક અપરાધ હોયની એમ તેણે તેના મુખપરના ભાવથી વ્યક્ત કર્યું. તેણે મારા વદનપર પોતાની તિક્ષ્ણ દૃષ્ટિ સ્થિર કરી. જાણે પરાજયને ઓળખતોજ ન હોયની તેમ તેણે મારા મ્હોપર પોતાની નજર તાકી રાખી. તેનું એ વર્તન અપમાનકારક હતું: પણ હાય! હવે મારામાં તેની સામા થવાની તાકાત રહી નથી. તેના અપમાનમાં પણ મને એક જાતનો પ્રભાવ જણાયો. તેના ઠપકામાં પણ મને કોઇ અગમ્ય લોહચુંબકનું આકર્ષણ લાગ્યું.

મેં જવાબજ ન આપ્યો. બીજી બાજુ નજર ફેરવીને હું ઉભી રહી. તે કંઇ બોલે તો મારી નિર્બળતા ઢંકાઇ રહે એમ હું ઇચ્છવા લાગી. પણ તે તો મૌનજ રહ્યા. આમ કેટલીવાર ચાલ્યું તે હું જાણતી નથી. અંતે હુંજ હારી. મેંજ મૌન તોડયું:

"તમે મને કંઇ કહેવા માગો છો?"

"શું હમ્મેશાં મારે તમને કંઇ કહેવાનું હોય તોજ બોલાવવાં? પવિત્ર મિત્રતામાં કાંઇ પાપ છે, રાણી? મૈત્રી–જગતની શ્રેષ્ઠતમ રત્નમાલાની તમને કંઇ કિમ્મતજ નથી? હૃદયની ઉછળતી ભકિતને ઠોકરે મારીને તમે ચાલી જવા ઇચ્છો છો?"

પુનઃ હું કમ્પી ઉઠી. અણીનો વખત આવી પહોંચ્યો. હું તે ટાળી શકી નહિ. એ કટાકટીની વેળ ટાળી દેવાની મારામાં શક્તિજ નથી એમ મને લાગ્યું. આનંદ અને ભય મારા હૃદયપર સ્વામીત્વ મેળવવાને લડવા લાગ્યા. એ બે વિકારોના યુદ્ધમાં હું ભૂમિશાત્ થઇ ન જાઉં તો સારૂં!

મારૂં આખું અંગ ધ્રુજતું હતું. જેમ તેમ શાંત થઇ હું બોલી; "તમે ચળવળને લગતું અગત્યનું કામ છે એમ કહી મને બોલાવી તેથી ઘરનું કામકાજ છોડી હું અહીં આવી છું."

"અને તેજ વિષય હું તમને સ્પષ્ટ રીતે સમજાવવાનો પ્રયત્ન કરતો હતો–" શુષ્ક હાસ્ય કરી સંદીપ બોલ્યોઃ "હું તમારી આરાધના કરવા આવું છું તે તમે નથી જાણતાં? આપણા દેશની શક્તિ તમારામાં દૃશ્ય સ્વરૂપમાં વ્યક્ત થાય છે એ બીના મેં તમને કયારની જણાવી દીધી છે. દેશની ભૂગોળ એ કાંઇ પૂર્ણ સત્ય નથી. એક નકશાને માટે કોઇ પ્રાણ ન્યોછાવર કરવા તૈયાર થતું નથી. જ્યારે તમને હું મારી નજર સમક્ષ જોઉં છું ત્યારેજ મારો દેશ કેટલો સુંદર અને પ્રેમાલ છે તેનું મને ભાન થાય છે. જ્યારે તમે તમારા મંગલ હસ્તે આશિષ આપી મને કેસરીયાં કરવા મોકલશો ત્યારે મારી માતૃભૂમિજ મને યુદ્ધભૂમિમાં મોકલે છે એમ હું માનીશઃ અને પછી જો યુદ્ધમાં પડીશ તો હું નકશામાં ચીતરેલી કાદવ કીચડવાળી ભૂમિપર પડવાનો નથી; પણ મનોહર જાજમપર પડીશ. એ જાજમ કેવી હશે તે તમે જાણો છો? તમે તે દિવસે રકતવર્ણી કોરવાળી સાડી પહેરી હતીની તેવી!... આબાદ તેવીજ એ જાજમ હશે! તમારી એ સુંદર સાડી અને એ ભાગ્યશાલી સાડીથી ઢંકાયલી તમારી મોહક મૂર્તિ! એ દૃશ્ય હું કદિપણ ભૂલી શકીશ નહિ. મધુરાણી! એવાં સ્વપ્નોજ જીવનને ચેતનથી ઉભરાવી દે છે ને મૃત્યુમાં પણ આનંદ બતાવે છે!"

તેને શબ્દે શબ્દે અગ્નિ ખરતો હતો. તેની આંખોમાંથી આગ ઝરતી હતીઃ એ અગ્નિ ભકિતનો હતો કે વિકારનો તે હું કહી શકતી નથી. મને તેના પ્રથમ પરિચયની સ્મૃતિ થઇ. તે સમયે પણ હું જાણી શકી ન્હોતી કે તે મનુષ્ય છે કે જીવતી આગ!

એક બોલ પણ બોલવાની મારામાં તાકાત ન્હોતી. તેને રૂંવેરૂંવે આવેશ ઉછળી રહ્યો હતો. ધગધગતી ચીતાના ભડકા પેઠે તે ધ્રુજતો હતો. આવેશમાં ને આવેશમાં તે મારો હાથ તો ન પકડે એવો ભય મને લાગ્યો. તેની આંખ મારાપર આગના તણખાં વરસાવી રહી હતી.

"ઘરના ખૂણામાં ભરાઇ રહી નમાલા કામોમાંજ જીવન પૂરૂં કરવાનો તમે છેવટનો નિર્ણય કરી નાખ્યો છે?" તેણે થોડીવાર પછી કહ્યું: "તમારામાં તે શકિત છે કે જે અમને ચેતન આપે અથવા મૃત્યુને હવાલે કરે. બોલો, તમારે અમને શું આપવું છે? ચેતન કે મોત? તમારી દિવ્ય શકિત તમે ઝનાનાના પરદા પાછળ છૂપાવી રાખવા માગો છો? ઓ મધુરાણી! પ્રભુને ખાતર તમારી ખોટી શરમ ફેંકી દો. હું તમને વીનવણી કરૂં છું કે તમારા પીંજરાને તોડી નાખી વિશાલ જગતના ચોકમાં સ્વતંત્રતાની નિર્મલ હવાનો લ્હાવો લેવા આજેજ બહાર પડો."

મારા પ્રત્યેની ભકિત અને દેશભકિતને એકતાર કરી દઇ જ્યારે સંદીપ વિનંતી કરે છે ત્યારે મારૂં હૃદય નાચી રહે છે. મારી સઘળી બીતિ દૂર થઇ જાય છે. મને જ્યારે તે રાષ્ટ્ર દેવીના મધુર નામે સંબોધે છે ત્યારે મારા સંકોચો હવામાં ઉડી જાય છે. કલા અને સ્ત્રી તથા પુરૂષ જાતિ વિષેની તેની વાતચીત તથા સત્ અને અસત્‌ની તેની વ્યાખ્યા મારા મનને ડોલાવી નાખતી; છતાં તે સામે હું ટકી રહી હતી. પાછળથી મારૂં હૃદય તેના મંતવ્યો સામે બંડ ઉઠાવતું. પણ હવે એ બધુંય ઉડી ગયું. સંદીપના આવેશના પ્રકાશ આગળ મારો ધિક્કાર ઝંખવાઇ ગયો. મને લાગ્યું કે મારા ભવ્ય સ્ત્રીત્વથી હું સાચેજ દેવી બની ગઇ છું. મારૂં એ તેજ મારા કપાલપર ઝગારા મારે તો તેમાં હાનિ શી? મારા દેશબંધુઓને જાદુઇ મંત્ર સમું બલ આપનાર શબ્દો મારે મ્હોડેથી બહાર પડે તો તેમાં ખોટું શું?

અચાનક મારી દાસી ખેમા રડતી રડતી ઓરડામાં ધસી આવીને બોલી:

"મને મારો પગાર આપો. આખી જીંદગીમાં કદિપણ મને કોઇએ......" બાકીના શબ્દો તેનાં ડુસકાંને લીધે સંભળાયા નહિ.

"શું છે?"

વાત પરથી માલુમ પડ્યું કે મોટી રાણીની દાસી થકુએ કંઇપણ કારણ વિના ખેમાને ગાળે ગાળે ધોઇ નાખી હતી. ખેમાને એટલું બધું દુઃખ લાગ્યું હતું કે તે કેમે કરી શાંત થાય તેમ ન્હોતું.

સ્ત્રીરૂપી સરોવરની કમલમય સપાટીની નીચે કેવો કાદવ હોય છે તે સ્પષ્ટ થઇ ગયું. સંદીપ બાબુ સાથે કલા અને દેશાભિમાનની ચર્ચા કરવાને બદલે મારે આ ખટપટનો નીકાલ લાવવા માટે ઝનાનામાં જવું પડયું.

## ૧૦

મોટી રાણી સોપારી કાતરતી બેઠી હતી. તેના ઓઠપર શંકાશીલ સ્મિત હતું. જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ તે બેઠી હતી અને હજુ પણ પેલુંજ ગીત ગાયા કરતી હતી.

"તમારી થકુ મારી બેમાને ગાળ કેમ દે છે?" મેં ઠસ્સામાંજ પુછ્યું.

"શું? થકુએ ગાળ દીધી? રાંડ કાળા મ્હોની! એને હું હમણાંજ ઘરમાંથી લાત મારીને કાઢી મૂકું છું. આહ! રાણીજી! તમને આવો ત્રાસ આપનારી એ કોણ? તમારી મઝામાં ખલલ નાખવાની એને શી સત્તા? અને તમારી બેમા પણ કેવી ગાંડી! આવા શાંત પ્રભાત સમયે તમારી પાસે ફરિયાદ કરવા દોડી આવી? છોટાં રાણી! તમે આવી મારામારીમાં ન પડો. હું એ બધું પતાવી દઇશ. તમે તમારે તમારા મિત્ર પાસે જાઓ—"

મનની ગતિ કેટલી બધી ચંચલ હોય છે? આ શબ્દો સાંભળતાંજ મારું મન બદલાયું. જુદીજ દિશાનો પવન વાવા લાગ્યો. સંદીપને હું મળવા ગઇ તે ઝનાનાના રિવાજથી એટલું બધું ખિલાફ જણાયું કે હું કંઈ જવાબ વાળી શકી નહિ ને સીધી મારા ઓરડામાં ચાલી ગઇ. હું જાણી ગઇ કે આ બધું કારસ્તાન મોટી રાણીનું છે. તેણેજ પોતાની દાસીને ઉશ્કેરી આ તમાસો કરાવ્યો હતો પણ મારી અશાંતિ એટલી; બધી વધી ગઇ હતી કે હું કંઇ કરી શકી નહિ.

અને હું ચંચલ મનની છું તે માટે સાબીતી શોધવા જવાની કંઇ જરૂર છે? નાનકુને બરતરફ કરવાની મેં જ્યારે હઠ લીધી ત્યારેજ મારો એ ઠરાવ મક્કમ રહી શકશે કે કેમ તે વિષે મને શંકા આવી હતી. જ્યારે મારી જેઠાણી મારા પતિ પાસે આવી બોલી કે: "દિયરજી, આ બધો દોષ મારો છે. અમે રહ્યાં જૂનાં વિચારનાં: તેથી તમારા સંદીપ બાબુનું વર્તન મને રૂચ્યું નહિ ને મેં નાનકુને ચોકી કરવાનો હુકમ કર્યો. પણ મને શી ખબર કે નાનાં રાણી તેથી ગુસ્સે થઇ જશે? મને તો લાગ્યું હતું કે તેમને પણ એ યોગ્યજ લાગશે: મારીજ મૂર્ખાઇનું આ બધું પરિણામ.

છે–" ત્યારે મને એટલી બધી શરમ લાગી કે હું નીચુંજ જોઇ બેસી રહી.

જે વસ્તુ દેશાભિમાનના શિખરપરથી ભવ્ય અને તેજસ્વી જણાય છે તેજ વસ્તુ સંસારની તળેટીમાંથી કેવી બેડોળ અને ભયંકર લાગે છે ? એમ થાય છે ત્યારે પ્રથમ મનુષ્યને ક્રોધ ઉપજે છે અને પછી ભારી સંતાપ થાય છે.

હું બારણાં બંધ કરી મારા ઓરડામાં બારી પાસે જઇ બેઠી. મનમાં એવો વિચાર આવ્યો કે જો સંસારના મારા પ્રિયજનો સાથે મારૂં જીવન એકતાન હોય તો કેવી મઝા આવે ? મોટી રાણી સોપારી ખાતી આંગણામાં બેસે છે ત્યારે તે કેટલી બધી સાદી લાગે છે ! ખુલ્લા દીલથી, ચિંતારહીત મને તે ઘરના કામકાજમાં ગુંથાયલી રહે છે પણ મનેજ મારૂં નિત્યકર્મ કેમ રૂચતું નથી ? આનું પરિણામ શું આવશે ? મનુષ્ય ઉન્માદમાંથી શુદ્ધિમાં આવે છે તેમ હું શુદ્ધિમાં આવીશ કે નહિ ? બેભાની મટી ગયા પછી હું બધું ભૂલી જઇ શકીશ કે આમને આમ નીચે ને નીચે ગબડી અંતે એટલી બધી નીચે ગબડી પડીશ કે જ્યાંથી આ જીવનમાં ઉંચે જવાતું શક્યજ ન રહે ? હાય ! મારા સદ્દભાગ્યનો નાશ કરી મેં જાતેજ ચિંતાની આગ સળગાવી છે. નવ વર્ષ પૂર્વે જ્યારે નવવધુ તરિકે મેં મારા શયનગૃહમાં પ્રવેશ કર્યો તે સમયે શયનગૃહ હતું તેવુંજ આજે હતું. પણ આજે તેની ભીંત–તેમાંની પ્રત્યેક વસ્તુ મારા તરફ નિરાશાભરી નજર નાખી રહી હતી.

મારા પતિ એમ. એ. થઇ ઘેર પધાર્યા ત્યારે તેમણે મારે માટે કોઇ દૂર–દૂર દેશમાં બનેલું આ પુષ્પવૃક્ષ આણ્યું હતું. તેના નાનાં પાંદડાંમાંથી એવી સુગંધ પ્રસરતી હતી કે સૌન્દર્યનો ફૂવારોજ અહિં ઉડી રહ્યો હોયની એવું તે લાગતું. અમે બન્ને પતિ–પત્નીએ તે આ બારીપર ટાંગવાનો નિશ્ચય કર્યો હતો. તેજ સમયે તેનાપર પ્રથમ પુષ્પોનો ફાલ આવ્યો. પછી પુનઃ બીજો ફાલ કયારે આવે તે જોવાને અમે આતુર હતાં. અજબ જેવું છે કે હજુ પણ હું તેને પાણી સીંચતી રહી હતી અને હજુ તે લીલું છમ હતું.

મારા પતિનો ફોટો હાથી દાંતની ફ્રેમમાં મઢાવી મેં પેલા ગોખલામાં ગોઠવ્યો હતો. એ વાતને આજે ચાર વર્ષ થયાં. તેપર નજર પડતાંજ મારે હવે નીચું જોવું પડે છે. ગયા અઠવાડીઆ સુધી હું તેની નિયમિત પૂજા કરતી હતી. દરરોજ તેપર ભકિત પૂર્ણ હૃદયે ફૂલો ચઢાવતી. મારા પતિ તે માટે ઘણીવાર મારાપર ગુસ્સે થતા.

"જે ઉચ્ચ સ્થાનને હું લાયક નથી તે સ્થાને મને તું મૂકે છે તે જોઇને મને લાજ આવે છે–" તે કહેતા.

"જાવ. જાવ. એવી વાત ન કરો."

"મને એકલી શરમજ ઉપજતી નથી પણ અદેખાઇ પણ આવે છે–"

"જો જો આ તમાસો! તમને કોની અદેખાઇ આવે છે ભલા ?"

"આ મારી બનાવટી છબીની! તું એની પૂજા કરે છે તે પરથી મને લાગે છે કે હું પોતે તારા મનને અતિ ક્ષુદ્ર લાગું છું અને તારા પર વર્ચસ્વ ભોગવી શકે એવા કોઇ અસામાન્ય મનુષ્યની તને ઉણપ જણાય છે. તેથીજ આ મારી બનાવટી મૂર્તિની પૂજા કરી તું તારી હોંસ પૂરી કરે છે."

"તમે આવી વાત કરો છો તેથી મને ગુસ્સો ઉપજે છે." મેં કહ્યું.

"મારાપર ગુસ્સે થવામાં સાર શો?" તેમણે કહ્યું: "તારા નસિબનેજ દોષ દે. તેણે તને તારી મેળે તને ગમતા સ્વામીની પસંદગી કરવા દીધી નહિ એટલે મને સ્વીકારવાની તને ફરજ પડી. એ ઉણપ પુરવા માટે તું મારી બનાવટી પ્રતિમા પૂજી તારા દીલને મનાવવાનો પ્રયત્ન કરી રહી છે."

આ કલ્પનાથી મને એટલું બધું દુઃખ થયું કે તે દિને મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. અને જ્યારે જ્યારે એ વાત મને યાદ આવે છે ત્યારે હું પેલા ગોખ તરફ જોઇ શકતી નથી.

મારા ઝવેરાતના દાબડામાં એક બીજો ફોટો છે. તે દિવસે હું દિવાનખાનાને વ્યવસ્થિત કરતી હતી ત્યારે જે ડબલ ફ્રેમમાં મારા પતિની પાછળ સંદીપનો ફોટો હતો તે હું લઇ આવી હતી. આ છબીને ચઢાવવાને મારી પાસે ફૂલો ન્હોતાં: તે તો મારાં રત્નોની નીચે છૂપાયલી હતી. તે છૂપી છે તેથીજ તેમાં વધુ આકર્ષણ છે. હું તેના દર્શન કરૂં છું પણ તે બંધબારણે–એકાંતમાંજ. રાત્રે દીવા સમક્ષ બેસી હું તે છબી હાથમાં લઇ તેના તરફ નજર ટીકી રાખું છું. દરેક રાત્રે દીવાની ઝાળથી તેને બાળીને ખાખ કરી નાખવાનો મને વિચાર આવે છે પણ હું તે બાળી શકતી નથી. એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પુનઃ તેની છબી હું મારાં રત્નોમાં છૂપાવી દઉં છું.

અરેરે! હું કેવી દુષ્ટ છું? મને એ રત્નો કોણે આપ્યાં છે? મારા પતિએ. દરેક રત્ન તેમણે વ્હાલથી ઉછળતા અંતરે ચૂમી ચૂમીને મને સમર્પણ કરેલું. તેમના પ્રબલ પ્રેમના આંદોલનો હજુય તે રત્નોને પ્રેમની સુગંધ અર્પતાં હશે! પણ અફસોસ! મેં તેમાં કોની છબી મૂકી? અરે રામ! મારૂં મોત કેમ નથી આવતું?

સંદીપે મારા મનપર ઠસાવી દીધું હતું કે સ્ત્રીઓમાં ક્ષોભ જેવી કંઇ વસ્તુજ નથી. સ્ત્રીને માટે ડાબી જમણી દિશાજ નથી. તે તો સીધી આગળજ ધસે છે. તે વારંવાર કહેતો કે જ્યારે આપણા દેશની સ્ત્રીઓ જાગ્રત થશે ત્યારે તેઓ જરાપણ સંકોચ વિના, નિર્ભય મને એકજ પોકાર કરશેઃ લાવો.

"લાવો–મને જોઇએ છે–" સંદીપે એક દિવસ કહ્યું હતુંઃ 'સૃષ્ટિના આદિકાલમાં પ્રથમ આજ શબ્દ ઉચ્ચારાયો હતો. તેને કોઇ નિયમની–સૂત્રની પરવા નથી. તેણે પોતેજ અગ્નિ પ્રકટાવ્યો અને તારાઓ તથા સૂર્યમંડલ અસ્તિત્વમાં આવ્યાં. તેનો પક્ષપાત બહુ ભયંકર છે. તેને મનુષ્યો બનાવવાની ઇચ્છા થઇ અને લાખો વર્ષ સુધી લાખો પશુઓનો તેણે સંહાર કર્યો કે જેથી માનવજાતિ સરજી શકાઇ. 'લાવો–મને જોઇએ છે–' એ ભયંકર શબ્દો સ્ત્રીઓના જીવનમાં વણાઇ ગયા છે તેથીજ પુરૂષો આ સર્જનજૂના પ્રવાહને પાછળ રાખવા માટે સઘળું જોમ ખરચી રહ્યા છે કેમકે તેઓ કાયર છે. તેમને ભય લાગે છે કે હસતો, રમતો, નાચતો, આગળ ધસતો એ પ્રવાહ રખેને તેમના જીવનરૂપી બાગમાંના અયશઆરામ અને સ્વચ્છંદતાના સુંદર રોપાઓને ઘસડી જાય! પુરૂષો આ પ્રવાહને અટકાવવા બંધ બાંધી રહ્યા છે. દરેક યુગમાં પુરૂષો મલકાઇ મલકાઇને કહેતા આવ્યા છે કે તેમણે એ પ્રવાહને રોકી દીધો છે. પણ એ પ્રવાહ ધસ્યોજ આવે છે. હાલમાં તે સરોવર સમો શાંત અને ગંભીર છે. પણ ધીમે ધીમે તેનું બલ વધી જશે અને પુરૂષોએ બાંધેલ બંધના ચૂરેચૂરા કરી નાખી તે આગળ ધપશે ત્યારે ફક્ત એકજ અવાજ આવશેઃ 'લાવો—મને જોઇએ છે.'

સંદીપના આ શબ્દો મારા હૃદયમાં યુદ્ધના વાજાં પેઠે પ્રતિધ્વનિત થતાંજ મારૂં જીગર ઉછાળા મારે છે. મારા સઘળા તર્ક વિતર્કો નાશ પામે છે. લોકો મારે માટે શું ધારશે તેની મને શી પરવા છે? આ પુષ્પવૃક્ષ અને મારા શયનગૃહના પેલા ગોખલામાંની છબીનું મૂલ્ય શું? મને લજાવવાનો–મને હલકી પાડવાનો તેમને શો અધિકાર છે? મારા દીલમાં તો સૃષ્ટિના આરંભ કાલનો અગ્નિ ધીખી રહ્યો છે.

મને એમ થયું કે બારીપર લટકતા પુષ્પવૃક્ષને ચુંથીને ફેંકી દઉં–ગોખલામાંની છબીને ફાડી નાંખું અને મારા દીલમાં પ્રલયનો જે લજ્જાહીન અને ભયંકર અગ્નિ ધીખી રહ્યો છે તેને વ્યક્ત કરૂં. મારો હાથ તેમ કરવા તૈયાર થયો પણ અચાનક મારી છાતીમાં કંઇક વેદના થઇ–મારી આંખો રડી પડી. હું બીછાનાપર પડી ડૂંસકા ખાવા લાગી.

"આ બધાનો અંત શો આવશે? ઓ રામ! મારૂં શું થશે!"

## સંદીપની આત્મકથા.

### ૪

મારા જીવનની કથાના આ પાનાં જ્યારે હું વાંચું છું ત્યારે હું ગંભીર સ્વરે મારા મનને પૃછું છું: 'શું સંદીપ આવો છે?' હું શું ફક્ત શબ્દોનોજ બનેલો છું? હું શું ફક્ત લોહી અને માંસના પૂઠાંવાળું પુસ્તક છું?

પૃથ્વી ચંદ્ર સમી મૃત નથી. તે શ્વાસ લે છે. નદીઓ અને સમુદ્રના જલની વરાલ તેને ઢાંકે છે. પૃથ્વી તેની પોતાનીજ ધૂળનો ઝભ્ભો પહેરે છે જે હવામાં ફરફરે છે. બહારથી પૃથ્વીપર નજર ફેંકનાર ફક્ત એ વરાળ અને ધૂળમાંથી પ્રતિબિમ્બિત થતું તેજ માત્રજ જોઇ શકે છે. જબરજસ્ત ખંડોનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં નથી.

જે મનુષ્ય પૃથ્વી પેઠે જીવંત છે તે પણ પોતાના વિચારોથી ઘેરાયલો છે. તેની ભૂમિ–તેનું જલ–અદૃશ્યજ રહે છે. જાણે તે પ્રકાશ અને છાયાનીજ મૂર્તિ હોયની એવો તે લાગે છે!

મને મારા જીવન પરથી લાગે છે કે જીવંત છોડની પેઠે હું એક આદર્શ જગતનું ચિત્ર વ્યક્ત કરી રહ્યો છું. પણ હું ફક્ત મારી વાસના અને વિચારોની મૂર્તિ નથી. મારામાં તો જે હું નથી માગતો, નથી ઇચ્છતો તે પણ છે. હું જન્મ્યો તે પહેલાં હું સ્રજાયો હતો. મારે કેવા સંજોગો જોઇએ છે તે મને પૂછવામાં આવ્યું ન્હોતું તેથી મારે મારા હાથમાં જે આવે તેનોજ સારામાં સારો ઉપયોગ કરવો રહ્યો.

જીંદગી વિષેનો મારો નિશ્ચિત સિદ્ધાંત એ છે કે જે મહદ છે તે ક્રૂર છે. ન્યાયી થવાનું કામ સામાન્ય માણસોનું છે. અન્યાયી કૃત્યો કરવાનો પરવાનો મહાન્ વ્યકિતઓનો છે. જગત્ પ્રથમ સપાટ હતું. મહાન્ જ્વાલામુખીને તે ખૂંચ્યું અને તે પોતાનાં ભયંકર શિંગડાથી પૃથ્વી ભેદી પોતે પૃથ્વીથી ઉંચો થઇ, નિર્લજ્જ હાસ્ય કરતો ઉન્મત્તપણે ઉભો રહ્યો. અને એમ કરી તેણે પોતાની મહત્તા સિદ્ધ કરી. વિજયી અન્યાય અને ભયાનક ઘાતક વૃત્તિથીજ પ્રજાઓ મહાન્ બને છે અને મનુષ્ય ચક્રવર્તિ અથવા કરોડાધિપતિ બને છે.

તેથીજ હું અન્યાયનો મહદ સિદ્ધાંત પ્રચારી રહ્યો છે. હું બધાયને કહું છું: 'મુકિતનો આધાર અન્યાયપર છે. અન્યાય એક એવી આગ છે કે તે બળીને ખાખ ન થઇ જાય તે માટે તેના અગ્નિ વડે કંઇ ને કંઇ સળગતું રાખવુંજ જોઇએ. જ્યારે કોઇ વ્યકિત કે પ્રજા જૂલમ અને અન્યાયની વૃત્તિ ભૂલી જાય છે ત્યારે તે જગત્‌માંથી ભૂંસાઇ જાય છે.'

આ તો મારો ફક્ત એકજ વિચાર છે–તેમાં આખો 'હું' સમાયો નથી. કઠોર બખ્તરમાં પણ કંઈક એવું હોય છે જે મોહક લાગે છે. તેવુંજ મારૂં પણ. જીવનની આ કોટીએ હું પહોંચ્યો તે પહેલાં મારા જીવનનો ઉચ્ચતમ અંશ સરજાઇ ગયો હતો.

મારા અનુયાયીઓની ક્રૂરતા હું વારંવાર કસી જોઉં છું. એકવાર અમે સહેલ કરવા ગયા હતા. બાજુમાં એક બકરો ચરતો હતો. મેં મારા ચેલાઓને કહ્યું: 'આ બકરાનો એક પગ એક ઝટકે કાપી લાવવાની તમારામાં શક્તિ છે?' બધા વિચારમાં પડયા. તરતજ એક છૂરી લઇ હું ધસ્યો અને બકરાનો પગ એકજ ઝટકે કતલ કર્યો. એક જણ તો તે જોતાંજ મૂર્છિત થઇ ગયો. મારાપર કંઇજ અસર થઇ નહિ. હું તો હતો તેવોજ રહ્યો ત્યારે મારામાં કોઇપણ જાતની નિર્બલતા નથી એમ કહી તેઓએ મારી ચરણરજ માથે ચઢાવી. તે દિવસે તેમણે મારો વિચાર–બાષ્પમય ખોળીયું–જોયું પણ મારૂં આંતર સ્વરૂપ તેઓ જોઇ શકયા નહિ. મારૂં અંતર વિધાતાના તરંગથી કંઇક પ્રેમાલ અને દયાલુ બનાવવામાં આવ્યું હતું.

મારા જીવનનું ચાલુ પ્રકરણ વિમલા અને નિખિલથી દિન પ્રતિદિન રસવતું થતું જાય છે તો પણ હજુ મારા જીવનનો ઘણો અંશ અદૃશ્ય જ છે. વિચાર કરવાનો રોગ મને લાગુ પડયો છે તેથી મને દુ:ખ થાય છે. એ વિચારો મારૂં આંતર જીવન ઘડે છે છતાં મારા જીવનના બાહ્ય સ્વરૂપ પર તેની બહુ છાપ પડતી નથી. આમ હોવાને લીધે મારા બાહ્ય જીવન તથા આંતર જીવન વચ્ચે એક દીવાલ ખડી થઇ ગઇ છે જે હું બીજાને બતાવવા માગતો નથી તેમ હું પોતે પણ જોવા ચાહતો નથી. જો એમ ન કરૂં તો મારી સઘળી યોજનાઓ પર પાણી ફરી વળે અને મારૂં જીવન પણ ચીમળાઇ જાય.

જીવન ક્ષણિક છે, અચોકસ છે, વિરોધી ભાવના પોટલા સમું છે. મનુષ્યો તેને પોતાના વિચારો જેવો આકાર આપવાને–તેને ચોકસ વિજયી સ્વરૂપમાં બતાવવાને માથાઝીક કર્યા કરે છે. મહાન સીકંદરથી માંડીને આજના અમેરિકન કરોડ પતિઓ સૂધીના બધાય જગત જેતાઓ જીવનને તલવારનું સ્વરૂપ આપે છે અથવા તો સોના મોહરોનું! અને જ્યારે તેમને તે મળે છે ત્યારે તેઓ તેમાં પુર્ણ વિજય માને છે.

નિખિલ અને મારી વચ્ચે જે મતભેદ છે તે આ. હું કહું છું કે 'તારી જાતને પીછાની લે' અને તે મને સામો એમજ કહે છે કે 'તું તારી જાતને ઓળખી લે.' પણ તેનું જાણવું અથવા ઓળખવું તે ન જાણવા તથા ન ઓળખવા જેવુંજ છે.

" તમારા જેવો વિજય મેળવવો તે આત્માને ભોગે મેળવેલા વિજય સમાન છે. પણ આત્મા વિજયથીય વધુ મહાન છે. " નિખિલે પોતાનો વિરોધ બતાવ્યો.

મેં તેના જવાબમાં ફક્ત બેચાર બોલજ કહ્યાઃ " તમારા શબ્દો બહુ ગૂઢ છે. "

" તેમાં હું શું કરૂં ? " નિખિલે જવાબ આપ્યોઃ ' એક યંત્ર તદ્દન સ્પષ્ટ હોય છે પણ જીવન તેવું નથી. સ્પષ્ટતાને ખાતર જીવનને યંત્રવત્ ગણીનેજ જો તમે તેના પ્રત્યેક અણુપરમાણુને ઓળખવાનો પ્રયત્ન કરશો તો તમે જૂદા જૂદા ફેરફારો બતાવી શકશો, નવા નવા રૂપક આપી શકશો, પણ સત્યને આરે જઇ શકશો નહિ. વિજય જેટલો સ્પષ્ટ છે તેટલો આત્મા નથી અને તેથી જો તમે વિજયમાંજ આત્મા ખોળવા જશો તો આત્માને જરૂર ગૂમાવી બેસવાના. "

" તમે કોકડું ખૂબ ગુંચવી નાખો છો. તમારો આ જાદુભર્યો આત્મા છે ક્યાં તે તો સમજાવો–"

" આત્મા અનંતતામાં ઓતપ્રોત થઇ રહેલો છે. તે જે સ્થલે છે ત્યાં તેને પોતાની પરિસ્થિતિનું પૂર્ણ ભાન હોય છે અને ત્યાંથી તે પોતાની પ્રગતિ માટે ઉંચે ને ઉંચે પ્રયાણ કર્યા કરે છે. "

" પણ એ નિયમ દેશસેવાને શી રીતે લાગુ પડી શકે ? "

" આબાદ એજ રીતે. જો આપણો દેશ પોતાની જાતનેજ અંતિમ ધ્યેય માની લે તો તે આત્માને ભોગે વિજય મેળવશે પણ જો તે સર્વથી મહાન, અનંત, અમર શકિતને પીછાની લે તો તે કદાચ વિજયી ન થાય પણ આત્માનો જરૂર સાક્ષાત્કાર કરે. "

" એ વિષે ઇતિહાસમાં કોઇ દૃષ્ટાંત છે ? "

" મનુષ્ય એટલો બધો મહાન્ છે કે તે ફક્ત વિજયજ નહિ પણ દૃષ્ટાંતની પણ પરવા કરતો નથીઃ બીજ રોપાય છે ત્યારે તેમાં પુષ્પ હોતું નથી અને છોડપર પુષ્પોનો ફાલ આવે છે ત્યારે જમીનમાં બીજનું અસ્તિત્વ હોતું નથી. એથી એમ ઠરતું નથી કે પુષ્પ નથી યા બીજ ન્હોતું. આવાં સત્યો સિદ્ધ કરવા માટે દૃષ્ટાંતની જરૂર નથી. "

નિખિલનો આદર્શ હું સમજી શકતો નથી એમ નથી. ઉલટું હું તે સમજું છું તેમાંજ મારૂં મોત છે. હું ભારતવર્ષમાં જન્મ્યો છું અને તેના તત્વજ્ઞાનનું ઝેર મારી નસોમાં વહે છે. હું મોટા મોટા બરાડા પાડી આત્મવિસ્મૃતિને ભલે પાગલપણું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરૂં; છતાં આત્મવિસ્મૃતિનું ઝેર હું મારી રગમાંથી તદ્દન નષ્ટ કરી શકતો નથી.

એને લીધેજ આપણા દેશમાં હાલમાં કેટલીક વિચિત્ર વિલક્ષણતા નજરે પડે છે. આપણને ધર્મ પણ જોઇએ છે ને રાષ્ટ્રીયત્વ પણ જોઇએ છે. આપણે ભગવદ્ગીતાય માગીએ છીએ ને સાથે સાથે વંદેમાતરમ્ પણ ઇચ્છીએ છીએ. પરિણામે એમાંથી કંઇ મળતું નથી. અંગ્રેજી બેન્ડ સાથે દેશી સરણાઇ વગાડવા જેવો આ તમાસો છે. આ વિકૃત ચિત્રને ફના કરી નાખવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે.

મારે તો પાશ્ચાત્ય સૈનિકવાદ જોઇએ છે—ભારતીય ધર્મવાદ નથી જોઇતો. જીવનસંગ્રામમાં આવેશ તો આપણો વિજય વાવટો છે. નિઃસર્ગદેવીની તે અણમોલ ભેટ છે. એ વિજયપતાકાથી હું શરમાતો નથી—શરમાવા માગતો પણ નથી. આવેશ ગંદા કીચડમાંથી પાણીની સપાટીપર પ્રફૂલ્લ વદને શોભી રહેતા કમલપુષ્પ સમો સુંદર અને નિર્મલ છે! તે પોતાની મેળેજ પોતાનો મેલ ધોઇ નાખી ઉપર આવે છે. તેને સ્વચ્છ થવા માટે પિઅર્સ સોપની જરૂર નથી.

૫

થોડાક દિવસથી એક સવાલ મને મુઝવી રહ્યો છે. હું મારા જીવનને વિમલા સાથે શા માટે વણાવા દઉં છું? નદિના પ્રવાહમાં વહી જતો લાકડાનો કટકો માર્ગમાં ગમે ત્યાં કોઇ નડતર આવતાં અટકી જાય છે. પણ હું શું એવા લાકડાના કટકા જેવો છું?

વિમલા મારી વાસનાની તૃપ્તિનું પાત્ર બને તેમાં મને કોઇ જાતની શરમ કે લાજ નથી. એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે તેને મારી જરૂર છે અને તેથી કાયદાપૂર્વક તે મારીજ છે. વૃક્ષનો આધાર થડપર છે અને ડાળીઓ થડને આશરે નાચે છે. એ ડાળીપર ફ્લફૂલ લચી રહે છે પણ તેથી થડને ફ્લફૂલપર ચીરકાલ સુધી દાવો કરવાનો કશોય હક્ક નથી. પાકાં ફ્લો એવા દાવાની પરવા પણ કરતાં નથી. તેની મીઠાશ, તેની લહજ્જત ભોક્તા માટે છે અને વિમલાનું સૌન્દર્ય એ ન્યાયે મારૂંજ છે. મારે શરણે આવવાને તો તે જીવે છે. એજ તેનો સાચો સ્વભાવ છે, એજ તેની સાચી નીતિ છે. મારે એ સુન્દર પુષ્પ ચુંટી લેવુંજ જોઇએ કેમકે તેને કરમાવા દેવું યોગ્ય નથી.

મને ચીડ એથી બળે છે કે હું ગુંચવાતો જાઉં છું. હું રાજ્ય કરવા જનમ્યો છું—સત્તા ગજાવવા જીવું છું. જનસમુહ રૂપી અશ્વપર સવાર થઇને હું આગળ અને આગળ કુચ કરવા માગું છું. એ અશ્વની લગામ મારા હાથમાં છે. પ્રવાસના અંતિમ સ્થાનની અને ત્યાં જવાના માર્ગની મનેજ માહિતી છે અને તેથી માર્ગમાં

કાંટા છે કે કીચ્ચડ તે પણ હુંજ જાણું છું. આ અશ્વ આંગણે ઉભો ઉભો મારી રાહ જોતો હણુહણી રહ્યો છે અને તેના હણુહણાટથી આકાશમંડલ ગાજી રહ્યું છે. પણ હું કયાં છું ને શું કરી રહ્યો છું ? આવી સુવર્ણ ઘડી હું કેમ ગાળી રહ્યો છું ?

હું ધારતો'તો કે હું વંટોળીઆ સમો શક્તિવાન છું. ગમે તેટલા પુષ્પો કચરાઇ જાય તેની લેશમાત્ર પરવા ન કરતાં હું આગળ અને આગળજ વધ્યે જઇશ. પણ હું તો મારા પુષ્પ આસપાસ ફરી રહ્યો છું. તોફાની વંટોળીઆનો સ્વભાવ નષ્ટ થઇ ગયો છે અને હું કહેતો હતો તેમ મારો ભાવનાવાદ પણ ઝાંઝવાના પાણી સમોજ મિથ્યા નીવડયો છે. અંતરમાં છૂપાયલો મનુષ્ય તો હમ્મેશાં સામાન્યજ રહેવાનો. જો કોઇ મારા જીગરને ભેદી મારૂં જીવનચરિત લખે તો તે મને પંચુ કે નિખિલ જેવોજ ચીતરે !

ગઇ રાતે હું મારી જૂની નોંધપોથીનાં પાનાં ફેરવતો બેઠો હતો....હું હમણાંજ ગ્રેજ્યુએટ થયો હતો. મારૂં મગજ તત્વજ્ઞાનથી ઉભરાઇ જતું હતું. એટલી નાની–તરૂણ વયે પણ મેં મારા અથવા કોઇ બીજાના તરંગ પ્રમાણે કોઇપણ ભ્રમણા પાછળ ન ભમવાની પ્રતિજ્ઞા લીધી હતી. સ્થુલ સત્યના પ્રબલ પાયાપર જીવનની ઇમારત ચણવાનો મેં નિર્ધાર કર્યો હતો. પણ ત્યાર પછી વસ્તુતઃ મારા જીવનનો ઘાટ કેવો ઘડાયો ? તેની સ્થિરતા કયાં છે ? મારૂં જીવન તો એક સીવેલા કટકા જેવું થઇ ગયું છે જેમાં દોરો સઘળે છે છતાં ઘણું જગ્યા છીદ્રોએજ રોકી છે. મારી લડત ચાલુજ છે. હું હાર કબૂલતો નથી. ધીમે પણ મક્કમ પગલે હું દોરાની પાછળ પાછળ જતો હતો અને મારી જાતને અભિનંદતો હતો એવામાં એક છીદ્રમાં હું આબાદ સપડાઇ ગયો. કેમકે ઉદ્દીપન શકિતને હું વશ થઇ ગયો છું.

'મને આ વસ્તુ જોઇએ છે; તે આ રહી; હું તે લઉં છું–' આ સાદી, સીધી નીતિ છે. જે આજ નીતિને ચીવટાઇથી વળગી રહે તે અંતે વિજયી થયા વિના રહેતો નથી. પણ આ પ્રવાસ સરલ થાય તે દેવો જોઇ શકતા નથી. તેથી તેઓ પ્રવાસીનાં નેત્રોને ભમાવવા માટે તેના પ્રવાસમાં નડતર નાખવાને કોઇક મોહિનીને મોકલી આપે છે.

બિચારી વિમલા જાળમાં ફસેલી હરિણી જેવી તડફડી રહી છે. તેનાં નેત્રોમાં કેવો દયાજનક ભય છે ! બંધનોના ભારથી તે કેવી જકડાઇ રહી છે ! બંધનોમાંથી છૂટવાના વલખાં મારતાં તે પોતે કેટલો બધો ત્રાસ ભોગવે છે ! સાચા શિકારીને આ દૃશ્ય

આનંદ આપે છે અને તે પ્રમાણે હું પણ મલકાઉં છું. પણ એજ પલે મારૂં હૃદય કંઇક કમ્પે પણ છે. તેથીજ હું શિખરપર ઉભો ઉભો જોસથી ફાંસો ખેંચતાં અચકી જાઉં છું! મારા શિકારનો તડફડાટ મારાથી જોવાતો નથી.

વિમલાને હૃદયસરસી ચાંપી દેવાની અનેક મંગલ ઘડીઓ મને મળી હતી. તેને ચૂમી લેતાં, તેને અપનાવી લેતાં મને કોઇ અટકાવે તેમ ન્હોતું. મેં તેની ધડકતી છાતીને મારી વિશાલ છાતીપર આરામ આપ્યો હોત તો તે એક શબ્દ પણ બોલત નહિ. તે પણ જાણતી હતી કે ક્રાંતિકાલ માથાપર ઝઝૂમી રહ્યો છે. એ કાલ આવતાંજ તેના આખા વિશ્વમાં પરિવર્તન થઇ જશે. એ ઘડી કયારે આવશે તે તે જાણતી ન્હોતી પણ આવશેજ એવી તો તેની ખાત્રી હતી. એ વિચારથી તેનું વદન ફીકકું પડી જતું અને તેનાં નેત્રોમાં ભયપૂર્ણ આનંદનું તેજ ચમકારા મારતું. જયારે એ પલ આવશે ત્યારે અમર આનંદ વ્યકત સ્વરૂપે નાચી રહેશે. ભાવીના ગર્ભમાં હમણાં તો એ આનંદ છૂપાઇ રહ્યો છે.

પણ મેં એવી પલો જાણી જોઇને વહી જવા દીધી હતી. જે મારૂંજ હતું તે મેળવવાને મેં બલ વાપર્યું ન્હોતું. હવે મને લાગે છે કે મારા સ્વભાવના કેટલાંક અવ્યકત તત્વો મારી સામેજ લડી રહ્યાં છે અને મારા માર્ગમાં વિઘ્નો નાખે છે.

રાવણનો વિનાશ પણ એમજ થયો હતો. રામાયણનો ખરો નાયક હું રાવણને ગણું છું. તેણે સીતાને અશોક વનમાં રાખી હતી. સીતાને સીધી પોતાના જનાનામાં લઇ જવાને બદલે રાવણ નિર્બલતાથી સીતાની ઇચ્છાને શરણ થઇ રંક બની ગયો હતો. તેના ભવ્ય જીવનની આ નિર્બલતા સીતાહરણના આખા પરાક્રમને ઝાંખું બનાવી દે છે. તેના વિશ્વાસઘાતી બંધુ વિભિષણ પ્રત્યે ઉદારતા બતાવી એ તેની બીજી ભૂલ! એ ભૂલ ન કરી હોત તો તે વિજયી થાત. આ બે નિર્બલતાએજ રાવણનો વિનાશ કર્યો હતો.

જીવન આમજ નષ્ટ થાય છે. એ આપણીજ નિર્બલતા છે. પ્રારંભમાં તે અંતરના કોઇ અગોચર ખૂણામાં સંતાઇ રહે છે અને અણીની વેળાએ બહાર આવી આખી ઇમારત ચૂરી નાખે છે. સૌથી દુ:ખદ બીના એ છે કે મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપનેજ ઓળખતો નથી.

૬

વળી મારા માર્ગમાં નિખિલ પણ કંટકરૂપ છે. તે મૂર્ખ છે, તરંગી છે, હું તેના પ્રત્યે બેપરવા છું છતાં તે મારો મિત્ર

છે એ ખ્યાલ હું ભૂલી શકતો નથી. પ્રથમ હું તેની નજરે જોતો ન્હોતો પણ હવે મને મારા વર્તન માટે લજ્જા ઉપજે છે—મને દુઃખ થાય છે. હું તેની સાથે પહેલાની પેઠેજ આવેશમય ભાષામાં વાતો કરૂં છું—દલીલો ફેંકું છું પણ હવે મારા સ્વરમાં કૃત્રિમતા સ્પષ્ટ જણાઇ આવે છે. કેટલીકવાર હું એટલો બધો દમ્ભી જણાઇ જાઉં છું કે મારે તેના મનને નમણું આપી દેવું પડે છે. આવો દમ્ભ મને પ્રિય નથી. નિખિલ પણ તેનો શત્રુ છે. તેથીજ હું હમણાં તેના સંબંધમાં આવતાં લજ્જિત થાઉં છું. તેની સાથે ખુલ્લા દીલે વાત કરતાં હું મુઝાઉં છું અને મારી અસ્વાભાવિકતા ખુલ્લી થઇ જવાનો મને ભય લાગે છે.

આ બધાં નિર્બલતાનાં ચિન્હો છે. એક ભૂલ થઇ કે થવાનો સમ્ભવ છે એમ માની લીધું એટલે તે ભૂલ સાચીજ છે એમ લાગે છે અને તે ભૂલજ આપણું ગળું રહેંસી નાખે છે. પછી તે ભૂલ નથી એમ મનને મનાવવાનો સઘળો પ્રયાસ વ્યર્થ જાય છે. હું નિખિલને સ્પષ્ટ કહી દેવા ઇચ્છું છું કે આવા બનાવો ભવ્ય સત્ય તરિકે જોવાને મનુષ્યની તૈયારી હોવી જોઇએ. જે સત્ય છે, વ્યકત છે, પ્રત્યક્ષ છે તેમાં મિત્રતાને આડે આવવાનો અધિકાર નથી.

હું ખરેખર થોડોક નિર્બલ બન્યો છું તેની ના પાડતો નથી. વિમલાને જીતનાર આ નિર્બલતા નથી. તે તો મારા પ્રખર પુરૂષત્વના તાપથી જીતાઇ છે. મારી પ્રચંડ શકિતની આગમાં તેણે પોતાની પાંખો પ્રજાળી નાખી છે. જ્યારે એ અગ્નિની જ્યોતિ ધુમાડાથી ઝાંખી પડે છે ત્યારે તે ગૂંચવાય છે—મૂઝાય છે—બ્હી જાય છે—પાછી હઠે છે. પછી તેની ભાવનામાં પૂર્ણ ક્રાંતિ થાય છે અને મને પહેરાવેલી વરમાલા તે પાછી કાઢી લેવાને ઉત્સુક બને છે. તે તેમ કરી શકતી નથી; તેથી તે નેત્રો મીંચી લે છે કે જેથી તે વરમાલા તેની નજરે ન પડે!

પણ હવે તો એ માર્ગે ગયેજ છૂટકો છે. ખાસ કરીને આ સમયે સ્વદેશની લડત છોડવી પરવડે તેમ નથી. હું વિમલાની મારા દેશ સાથે એકતા કરી દઇશ. પશ્ચિમના જે તોફાની પવને મારા દેશબંધુઓના અંતઃકરણરૂપી પરદા તોડી નાખ્યા છે તે વિમલાના વદનપરથી પત્નીનો બુરખો પણ બાજુ ફેંકી દેશે અને એ ઘૂંઘટ દૂર થયો કે તેની લજ્જા પાણી ભરવાજ જવાની! જે પ્રલયને હું નીમંત્રી રહ્યો છું તેમાં જનસમુહની સાથે હું વિમલાને પણ લઇ જવાનો. વંદેમાતરમ્‌નો વાવટો ફરકાવતો હું મારી શક્તિ જમાવીશ ને મારો પ્રેમ પણ વિકસિત કરીશ.

વિમલાને મુક્તિનું એવું ભવ્ય સ્વપ્ન હું બતાવીશ કે જ્યારે તેનાં સઘળાં બંધનો તૂટી જશે. તેની બધી શરમ નષ્ટ થઇ જશે અને એ બીનાની તેને પણ ખબર નહિ પડે. પ્રલયની આ ભયંકર શક્તિની ભવ્યતાથી આકર્ષાઇ એક પલ પણ અચકયા વિના તે ક્રૂર બનશે. દયાહીન શક્તિને બલે જે ઘાતકતા જગતની સુન્દરતા ટકાવી રાખે છે, જે ઘાતકતાપર જગતના અસ્તિત્વનો આધાર છે તે વિમલાના સ્વભાવમાં છેજ.

સ્ત્રીઓને પુરૂષોએ અનેક કૃત્રિમ બંધનોથી જકડી લીધી છે. તેમાંથી જો સુન્દરીઓ મુક્ત થાય તો લજ્જાહીન, દયાહીન કાલી-માતાની જીવંત મૂર્તિઓ આપણે પૃથ્વીપર ઠેર ઠેર જોઇ શકીએ. હું કાલીનો ભક્ત છું. પ્રલયની વેદીપર વિમલાને બેસાડી હું કાલીની સાચી પૂજા કરીશ. મારે એ પૂજાની સામગ્રીની તૈયારી કરવી જોઇએ.

અમે બન્ને હવે પાછાં હટી શકીએ એમ નથી. પાછલો માર્ગજ તદ્દન બંધ થઇ ગયો છે. અમે એકમેકને લૂંટી લઇશું, એકબીજાને ધીક્કારશું પણ છૂટાં તો કદિપણ થઇશું નહિ.

# પ્રકરણ ૫ મું.

## નિખિલની આત્મકથા.

### ૪

વર્ષાના દિવસો આવ્યા. આકાશમાંથી અમીધારા વર્ષી રહી છે. પૃથ્વી વ્હાલથી ઇન્દ્રની પ્રસાદી ઝીલી લે છે. નાનાં નાનાં ઝરણાં ખળખળ અવાજ કરતાં વહી જાય છે. ખેતરોમાં ભાતનાં કુમળાં અંકુરો ફૂટયાં છે તે નિર્દોષ અર્ભકના નાજુક અવયવ સમાં લાગે છે. અમારા ગૃહની નિકટની વાડીમાં ઝરણાંનું જલ ધૂસી ગયું છે. સઘળે લીલુંછંમ થઇ રહ્યું છે. ઉષાનો દિવ્ય પ્રકાશ પૃથ્વીને શણગારે છે. આકાશમાંથી પ્રભાતનો બાલસૂર્ય ઉત્સાહ રેડી રહ્યો છે. થોડે દૂર વહેતી નદિના વહી જતા પ્રવાહનો કલકલનિનાદ દીલને હર્ષઘેલું બનાવે છે. વૃક્ષોનાં પાંદડાંઓ ચકચકિત થઇ ગયાં છે. ભાતનાં ખેતરો જાણે સુવર્ણની વાડી હોયની એવાં લાગે છે અને વર્ષાના આ મધુર વાતાવરણમાં એકલો હુંજ મૌન ઉભો છું. પૃથ્વીનો પ્રકાશ મારા અંતરપર પડે છે પણ તેમાં તેનું પ્રતિબિમ્બ પડતું નથી.

મારી ખામીઓ હું જાણું છું. વ્યકત કરતાં અવ્યકતની શોધમાં હું ભટકયા કરૂં છું. એક રીતે મારૂં જીવન શુષ્ક છે. તેમાં આવેશના ઉછાળા નથી. મારા જેવા ગંભીર માણસનો નિરંતર સહવાસ કોને ગમે? વિમલાનું હૃદય ચેતનથી ઉછળી રહ્યું છે. તેથીજ નવ વર્ષના સંસારમાં તે મને એક પલ પણ અપ્રિય થઇ નથી.

મારૂં જીવન નિગૂઢ મૌનથી છવાયલું છે. શૂન્યવત્ મારૂં જીવન શુષ્ક અને આવેશહીન છે. તે લઇ જાણે છે—દઇ શકતું નથી. તેથીજ મારો સહવાસ રસભર્યો નથી. આજે મને સ્પષ્ટ ભાન થાય છે કે વિમલા મારા શુષ્ક સહવાસથી સુકાઇ ગઇ છે.

હું દોષ પણ કોને દઉં? વિદ્યાપતિ પેઠે મારે રડવાનુંજ રહ્યું:

ભર્યાં ભરપૂર આષાઢે ઠલવતાં અંતરો વાદળ—
મને દે યાદ કે મારૂં છે ઘર ખાલી, જીગર ખાલી.

મને લાગે છે કે મારૂં ઘર ખાલીજ રહેવાનું કેમકે તેનાં દ્વાર ઉઘડતાં નથી. અત્યાર સુધી મને ખબર ન્હોતી કે મારા મંદિરની દેવી બહાર બેઠી છે. મેં માન્યું હતું કે મારા નૈવેદ્યથી તે પ્રસન્ન થઇ છે ને મારાપર અમીધારા વર્ષાવી રહી છે; પણ અફસોસ! મારૂં મંદિર હમ્મેશાં ખાલીજ રહ્યું હતું.

આ ઋતુમાં દરવર્ષે હું અને વિમલા અમારી નાની નૌકામાં બેસી નદિમાં ફરવા જતાં. હું વિમલાને કહેતો કે દરેક ગીતની પ્રથમ કડી વારંવાર ગવાવીજ જોઇએ કેમકે તેનાપરજ આખા ગીતનો આધાર છે. દરેક ગીતનું મૂલ કુદરતમાં છે જ્યાં શીતલ સમીર કલરવ કરતાં ઝરણાંપરથી વહી જાય છે, અને પૃથ્વી લીલીછંમ થઇ, વર્ષાના દિવ્યસંદેશ સૂણવાને આતુર થઇ રહે છે. પૃથ્વીના આરંભમાં પુરૂષ અને પ્રકૃતિનું ત્યાં પ્રથમ મિલન થયું હતું—ચાર દિવાલોના ઘેરાવામાં નહિ. તેથી અમારે પણ નિઃસર્ગ દેવીના વિશાલ બાગમાં અમારા પ્રેમને નવજીવન અર્પવા વર્ષે એકવાર જવું જોઇએ એવી અમારી માન્યતા હતી.

અમારા લગ્ન પછી બે લગ્નતિથિઓ મેં કલકત્તામાં ગાળી હતી. પણ ત્યારપછી સાત વર્ષ સુધી અમે અમારી લગ્નતિથિ નિયમિત રીતે ખીલતાં કમલોના સુગંધી વાતાવરણમાં ઉજવી હતી.

ઑગસ્ટ મહિનામાં અમે પરણ્યાં હતાં. એ મંગલમય ઋતુ મારાથી કેમ ભૂલાય ? વિમલાને એનું સ્મરણ હશે ખરૂં ? તેણે મને કંઇ કહ્યું નથી. મારી આસપાસ સર્વત્ર મૌન છવાયલું છે.

It is August, the sky breaks into a passionate rain:
And empty is my house.

પ્રેમીઓના મિલન પછી જે ગૃહ સૂનું થાય છે તેના સૂના વાતાવરણમાં ય સંગીતનો ઝણુકાર હોય છે; પણ જે ઘરમાં પ્રિયતમ અને પ્રિયતમાનાં જીગરો ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલાં દૂર હોય તે ઘરનું મૌન ભયાનક થઇ પડે છે. ત્યાં તો દુઃખની કરૂણ ચીચીયારી પણ સંભળાતી નથી.

મારો આર્ત્તનાદ મારે દાબી દેવો જોઇએ. જ્યાં સુધી હું દુઃખી થઇશ ત્યાંસુધી વિમલાને સાચી મુક્તિ મળવાની નથી. મારે તેને પૂર્ણ સ્વતંત્ર કરવીજ જોઇએ; નહિ તો અસત્યના બંધનમાંથી હું કદિ પણ મુક્ત થઇશ નહિ...

એક વાત તો હું હવે સમજતો થયો છું. મનુષ્યોએ સ્ત્રીપુરૂષોના પ્રેમનો અગ્નિ એટલી ભયંકર હદે ચેતાવી દીધો છે કે હવે તે પોતાની મર્યાદા ઓળંગી બળતીજ દિશાએ પ્રકાશ ફેંકે છે. હવે મનુષ્યત્વ બચાવવાને ખાતર તેનાપર અંકૂશ મેલવાની જરૂર જણાવા છતાં તેનાપર કોઇની સત્તા ચાલતી નથી. મનુષ્યોની ભક્તિએ તેના વિકારને મૂર્તિમંત દેવતાનું સ્વરૂપ આપી દીધું છે. પરંતુ હવે એ મૂર્તિ સમક્ષ મનુષ્યોના બલિદાન અપાવા બંધ થવા જોઇએ. સંગિત, કથા, રૂદન, સ્મિત, લજ્જા, હાસ્ય આદિ વિધવિધ આકર્ષણોથી

એ મૂર્તિ અમને આકર્ષી રહી છે; પણ હવે મુકત થવામાંજ સાર છે.

આજે સવારે મારા શયનગૃહમાં હું એક પુસ્તક લેવાને ગયો હતો. ઘણે દહાડે હું ત્યાં ગયો. પ્રભાતના બાલસૂર્યનાં કિરણો શયનગૃહને શોભાવી રહ્યાં હતાં. મને દુઃખ થયું. ખીંટીપર વિમલાની ઘડી વાળેલી સાડી લટકતી હતી. ડ્રેસીંગ ટેબલપર સુગંધી તેલની બાટલી, કાંસકી, કુંકુમની દાબડી વિગેરે પડયાં હતાં. ટેબલ નીચે તેની સોનેરી ભરતવાલી સ્લીપર હતી.

જ્યારે વિમલા જુના વિચારની હતી ત્યારે તેને લલચાવવાને મેં એ સુન્દર સ્લીપર લખનૌથી મગાવી હતી. પ્રથમ તો શરમને લીધે તે ઓરડામાંથી સ્લીપર પહેરીને બહાર નીકળતાંજ મૂઝાતી. તેને સ્લીપર પહેરતાં કંઇનું કંઇ થઇ જતું. ત્યાર પછી તો તે ટેવાઇ ગઇ અને ઘણીય સ્લીપરો તેણે પહેરી ફાડી; પણ આ ખાસ સ્લીપર તેણે વ્હાલથી જાળવી રાખી હતી. સ્લીપર પહેરતાં તે મૂઝાતી ત્યારે મેં તેને એકવાર મજાકમાં કહ્યું હતું:

"મને ઉંઘતો જાણી તું મારા પગની રજ લેતી હતી. મેં તને તે દિને સ્હવારે પકડી પાડી હતી. હવે મારી દેવીના ચરણોને ધૂળજ ન અડે તે માટે તારી ભકિતના પુરસ્કાર રૂપે હું તને આ સ્લીપર ભેટ કરૂં છું."

" જાઓ, આવું ન બોલોઃ નહિ તો હું તમારા બુટ નથી પહેરવાની." વિમલાએ મોઢો ગુસ્સો બતાવ્યો.

એજ મારૂં શયનગૃહ ! એના વાતાવરણમાં કંઇક એવું માધુર્ય છે કે જે મારા હૃદયમાં અનેક મીઠાં સ્મરણો તાજાં કરે છે. અહિંની એકેએક વસ્તુનો થોડો થોડો ઇતિહાસ છે. એ સર્વ વસ્તુઓ જેવી ને તેવીજ છે. ફક્ત હું બદલાઇ ગયો છું—મારી પ્રિયતમા પણ બદલાઇ ગઇ છે. મારી વ્હાલી વિમલા સ્વતંત્ર થાય તે માટે મારે મારૂં સર્વસ્વ હોમી દેવા તૈયાર રહેવુંજ જોઇએ. આ નાની નાની વસ્તુઓ—આ સ્લીપરો મને નિર્બલ બનાવે છે. એ મારી સ્વાર્થી વૃત્તિનુંજ પરિણામ ! મારી પ્રિયતમા મારી છાયા સમી જીવતી હોય, મારા સિવાય તેને કશાની પરવા ન હોય ત્યારે હું તેનાપર હૃદય ઢોળી દઉં તેમાં મારા પ્રેમની મહત્તા નથી. સાચા પ્રેમની મહત્તા તો પ્રિયતમાને સ્વચ્છંદે વિહાર કરતી જોવા માટે આખું જીવન ન્યોછાવર કરી નાખવામાં છે.

એવામાં ગોખલાપર મારી નજર પડી. હમ્મેશની પેઠે આજે પણ મારી છબી ત્યાં પડી હતી. તેના પરનાં પુષ્પો કરમાઇને

કાળાં પડી ગયાં હતાં. એ કરમાયલાં ફૂલો આમથી તેમ વેરાઇ ગયાં હતાં. શયનગૃહમાંની બીજી બધી વસ્તુઓ કરતાં આ કરમાયલાં ફૂલોનો સત્કાર મને વધુ વ્હાલો લાગ્યો ! ફૂલો કરમાઇ ગયાં હતાં તોપણ ત્યાંથી તેમને ફેંકી દેવાની કોઇએ જરૂર જોઇ. ન્હોતી. નવાં પુષ્પો આવતાં હવે બંધ થયાં હતાં. કંઇ ફીકર નહિ. એ શોકજનક દૃશ્ય મારી જડ છબીની પેઠે અલિપ્ત હૃદયે જોઇ લેવાની મારી તૈયારી હોવી જોઇએ.

હું ત્યાં ઉભો હતો એવામાં વિમલ પાછળથી આવી પહોંચી. તરતજ ગોખલાપર સ્થિર થયલી મારી નજર મેં કબાટ તરફ ફેરવીને ધીમે સ્વરે કહ્યું:

"હું એમીલ્સ જર્નલ લેવા આવ્યો છું."

આહ ! મારે મારા આગમનનું કારણ આપવાની શી જરૂર હતી ? મને લાગ્યું કે હું ચોર છું–ચોરની પેઠે પારકાના આવાસમાં ઘૂસી આવ્યો છું. વિમલાના વદનપર હું નજર ફેરવી શકયો નહિ.

હું તરત શયનગૃહમાંથી બહાર નીકળી ગયો.

૫

મારૂં દીલ બેચેન બની ગયું છે. બહાર બેસીને વાંચવું ગમતું નથી. કંઇ કામમાં મન પરોવાતું નથી. આખો દિવસ યુગ જેટલો લાંબો લાગે છે. કંઇજ ગમતું નથી. જાણે મારા હૃદયપર અસહ્ય બોજો હોયની એવું લાગે છે ! હું પલવિપલ ગણી જેમ તેમ વખત પસાર કરૂં છું. એવામાં નાળિયરની એક ટોપલી માથે મેલી પંચુ આવ્યો. ટોપલી નીચે મેલી તેણે મને પ્રણામ કર્યા. પંચુ મારી નિકટ વસતા એક જમીનદારનો ખેડૂત છે.

"કેમ પંચુ ! આ શું છે ?"

મારા ગુરૂ દ્વારા પંચુ સાથે મારી ઓળખાણ થઇ હતી. તે બહુજ ગરીબ હતો અને તેને માટે હું કંઇ કરી શકતો ન્હોતો. મને નાળિયેરની ભેટ આપી તે કંઇ મદદ મેળવવા આવ્યો હશે એવી મેં કલ્પના કરી અને ગજવામાંથી થોડાક પૈસા કાઢી પંચુને આપવા માંડ્યા.

"નહિ મહારાજ !—" બન્ને હાથ જોડી તે બોલ્યો: "મને પૈસા લેવાનો અધિકાર નથી."

"કેમ ?"

"મહારાજ ! મને મારી છાતી ખાલી કરવા દો. એકવાર મારા કરમની કઠણાઇનો પાર ન્હોતો. હું તદન ભીખારી થઇ ગયો હતો. મારી પાસે કંઇજ ન્હોતું ત્યારે લાચારીથી મેં આપના બગીચા-

માંથી થોડાંક નાળિયરની ચોરી કરી હતી. હું ઘરડો થયો છું, કયારે મરી જઇશ તેનું ઠેકાણું નથી માટે આપનું ઋણ ચુકવવા આવ્યો છું."

'એમીલ્સ જર્નલ'થી મારો કાંઇ શુક્રવાર વળત નહિ, પણ પંચુના શબ્દોએ મારા હૃદયપર ઔર પ્રકાશ પાડયો. ખરેખર, સ્ત્રી અને પુરૂષના વિજોગ અને સંજોગ કરતાં જીવનમાં બીજી અનેક કથાઓ છે. સૃષ્ટિ અત્યંત ભવ્ય–અતિશય વિશાલ છે અને જ્યારે તેના મધ્ય ભાગમાં ઉભો રહી મનુષ્ય ચારે તરફ નજર ફેંકે છે ત્યારેજ તે પોતાનાં સુખ દુઃખ માપી શકે છે!

પંચુને મારા ગુરૂપર અથાગ શ્રદ્ધા હતી. તે પોતાનું ગુજરાન કેમ ચલાવે છે તે હું સારી પેઠે જાણતો હતો. તે દરરોજ મળસકે ઉઠીને એક ટોપલીમાં પાન, બીડી, રંગીન દડા, કાંસકીઓ તથા નાની આરશીઓ વિગેરે ગામડીઆ સ્ત્રીઓને ગમતી વસ્તુઓ ભરી નામશૂદ્ર લોકોની વસ્તીવાળા ભાગમાં વેચવા જતો. ત્યાં તે જૂદી જૂદી વસ્તુઓના બદલામાં ચોખા લેતો અને તેમાંથી થોડોક નફો મેળવતો. જો તેનો માલ જલદી વેચાઇ જતો તો ઘેર આવીને ઉતાવળથી જમી લઇ તે કોઈ સુખડીઆની દુકાને જતો અને પુરીનો લોટ મસળીને અથવા બીજું કંઇ કામ કરીને પૈસા કમાતો. રાતે ઘેરે આવીને ઘણીવાર મધરાત સુધી કંઇ બીજું કામ કરતો. આવી રીતે પોતાની જાતને દળી નાખવા છતાં તેના કુટુંબને વરસના છ મહિનામાં બે ટંક પૂરૂં ભોજન પણ મળતું નહિ. આટલો શ્રમ કરવા છતાં તે શું ખાતો? જમવા બેસતાંજ તે એક લોટો પાણી પીતો અને એકાદ સૂકો પાકો રોટલો ખાઇ પેટ ભરતો. આવી કંગાળ હાલતમાં જીવવા છતાં તેના રંક કુટુંબને વરસના છ મહિના ફક્ત એકજ ટંક ભોજનપર જીવવું પડતું.

એક વાર મને એમ થયું કે મારે તેને કોઇ જાતની નિયમિત મદદ કરવી.

"નહિ" મારા ગુરૂજી બોલ્યા: "તારી મદદથી એ મનુષ્યનો નાશ થશે–તેની કંગાલ્યતનો નાશ થવાનો નથી. બંગ માતાનો એ એકજ દીકરો નથી. એવા તો અસંખ્ય પંચુઓ છે. જો બંગ માતાનું ધાવણજ નષ્ટ થઇ ગયું હોય તો તે બહારથી ભરી શકાવાનું નથી."

આ એવા વિચારો છે કે જે ભલભલા વિચારકને ઠંડા કરી નાખે છે. દરિદ્રને દ્રવ્યની મદદ કરવાથી તેના દારિદ્રયનો નાશ થતો નથી. ઉલટો તે આળસુ બને છે–ઘણીવાર હરામખોર પણ બની

જાય છે. એ દારિદ્રનાં મૂલજ કાપી નાખવાં જોઇએ. મેં એ મૂલ કાપી નાખવા પાછળ મારી શકિત ખર્ચવાનો નિશ્ચય કર્યો.

"આપણે આપણી માતૃભૂમિની કંગાલ્યત દૂર કરવાને આપણું જીવન સમર્પણ કરવું જોઇએ." મેં વિમલાને કહ્યું:

"તમે મારા * સિદ્ધાર્થ કુમાર છો તે હું જાણું છું. મારી તમને એટલીજ વિનંતિ છે કે ગરિબોની કરૂણ દશા જોઇને તમારા દીલમાં જે લાગણી થાય છે તેના નાદમાં મને ભૂલી ન જતા." વિમલાએ સ્મિતભર મુખડે કહ્યું:

" સિદ્ધાર્થે પોતેજ એવું વ્રત લીધું હતું. પણ આપણે બન્ને સાથે ગરિબોનાં દુઃખ દૂર કરવાનું વ્રત લઇએ તો એવો ભય રાખવાની જરૂર નથી."

એ વ્રત કયારનું ભૂલાઇ ગયું. ખરી બીના એ છે કે વિમલા અંતઃકરણથી એમ માને છે કે તે 'શેઠાણી' છે–' રાણી ' છે. તેનાં માબાપ બહુ શ્રીમંત ન્હોતાં છતાં તે રાણી થવાજ જન્મી છે એમ તે માનતી. હલકા વર્ગના ગરિબ લોકોનાં દુઃખો શ્રીમંતોને બહારથી લાગે છે તેવાં અસહ્ય નથી તે વિષે વિમલાને જરાપણ શંકા ન્હોતી. ગરિબોને હમ્મેશાં કંઇ ને કંઇની ઉણપ હોય છેજઃ પણ એ ઉણપ તેમને જણાતી નથી. તેમની ક્ષુદ્રતાજ તેમનું રક્ષણ કરે છે. વિશાલ નદીને નાનો સરખો કિનારોજ મર્યાદામાં રાખે છે. એ મર્યાદાનું ઉલ્લંઘન કરી નદીનાં પાણી આગળ ધસે તો છેવટે કાદવકીચ્ચડજ વધારી મૂકે !

વિમલા મારા ઘરમાં આવી છે પણ તેણે મારા જીવનમાં પ્રવેશ કર્યો નથી. મેં તેને માટે સઘળું તૃણવત્ માની તેને સ્વતંત્ર રીતે વિહાર કરતી જોવાની સઘળી સગવડ કરી આપી હતી. તેથી જ્યારે તે મારી મટી ગઇ ત્યારે મારી જીંદગી એકલી, અટૂલી તથા શુષ્ક બની ગઇ. વિમલાને માટે મેં સર્વ વસ્તુઓને દૂર ફેંકી દીધી હતી. તેને શણગારવા, ભણાવવા, તેની દરેક હોંસ પૂરી કરવા અને રાતને દહાડો તેનીજ પાસે પડી રહેવામાં મેં જીવનની સાર્થકતા માની હતી. માનવજાતિ કેટલી વિશાલ છે અને માનવ જીવન કેટલું અમૂલ્ય છે તે હું ભૂલી ગયો હતો. જ્યારે સ્થૂલ વૈભવોની પાછળ મનુષ્ય ગાંડો થાય છે ત્યારે સત્ય અને સ્વતંત્રતા ઉભય ગૂમાવી બેસે છે. દુર્ભાગ્યવશાત્

* ભગવાન બુદ્ધનું મૂલ નામ. રાજકુમાર સિદ્ધાર્થ ગરિબ, રોગી, દરિદ્ર લોકોનાં દુઃખો જોઈને એ દુઃખોમાંથી મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે રાજપાટ, વૈભવવિલાસ તથા પોતાની વ્હાલી પત્ની યશોધરાનો ત્યાગ કરી ગયા હતા.

વિમલા સ્થૂલ જગત પર મોહી પડી હતી પણ એ વાત આજસુધી હું જાણી શકયો ન્હોતો. તેથીજ મારા દુઃખનો આરો જણાતો નથી અને દિવાનાની પેઠે હું બબડયા કરૂં છું:

ભર્યાં ભરપૂર આષાઢે, ઢલવતાં અંતરો વાદળ–
મને હે યાદ કે મારૂં છે ઘર ખાલી, જીગર ખાલી.

## વિમલાની આત્મકથા.

### ૧૧

એક પલકારામાં બંગાલની મનોદશામાં ભયંકર પરિવર્ત્તન થઇ ગયું હતું. *સગર રાજાના સાઠ સહસ્ર પુત્રોની ખાખને ગંગાજલનો સ્પર્શ થતાંજ તેમનો ઉધ્ધાર થઇ ગયો તેમજ શબવત્ બંગાલમાં સ્વદેશીનું પૂર આવતાં જડતા ઉડી ગઇ અને સર્વત્ર ચેતનના ફુવારા ઉડવા લાગ્યા.

મેં એક સ્થલે વાંચ્યું હતું કે પ્રાચીન ગ્રીસમાં એક શીલ્પી પોતે ઘડેલી મૂર્તિઓમાં જીવ મૂકતો હતો. એ દૈવી ચમત્કારમાં પણ પ્રથમ ઘાટ ઘડાતો અને પછી જીવ મૂકવામાં આવતો. બંગાલના સ્વદેશી યુગનો ઘાટ કોણે ઘડયો હતો? હમણાંજ અચાનક જીવંત થયલા બંગાલના મૃતદેહની ખાખને ભૂતકાલ સાથે શો સંબંધ હતો? જો એ ખાખ પત્થર જેવી કઠણ હોત તો અમે તેમાંથી કોઇ જાતનો ઘાટ ઘડી શકત! અહલ્યા પત્થર થઇ પડી હતી તેથી તે પુનઃ મનુષ્ય થઇ શકી. સૃષ્ટિ ઘડતી વખતે બ્રહ્માના હાથમાંથી થોડીક માટી પવનના જોસથી આમ તેમ ઉડી ગઇ હોય અને તેનાંજ રજકણો બંગાલમાં છૂટાંછવાયાં ઉડતાં હોયની એવો મને ભાસ થયો! એ રજકણો અચાનક એકઠાં થઇ આવી પહોંચ્યાં હતાં. પણ પૂર્વે કદિપણ સંયુક્ત થયાં ન્હોતાં. એ છૂટાંછવાયાં ચેતનનાં રજકણો એકત્ર થઇ બંગાલમાં ગર્જના કરવા લાગ્યાં: "હું જીવંત છું–હું જીવંત છું."

આ દૈવી ચમત્કાર નથી એમ કોણ કહી શકે? જાણે કોઇ નીશાબાજ દેવે પોતાના તાજમાંનું રત્ન અમારા હાથમાં ફેંકી દીધું હોયની એવી અમને આ પલ જણાઇ. તેને અમારા ભૂતકાલ સાથે કોઇ જાતનો મેળ ન્હોતો. તેથી અમે આશાભર્યાં દીલે માની લીધું કે હવે અમારી ગુલામીનો કોઇ જાદુઇ શક્તિથી નાશ થઇ જશે. શકયાશકયતાનો વિચાર કરવાની અમને જરૂરજ ન જણાઇ. પ્રત્યેક અણુપરમાણુ એમજ પોકારવા લાગ્યા કે 'નવયુગ આવે છે–નવયુગ આવી પહોંચ્યો છે.'

* સગર રાજાના સાઠ સહસ્ર પુત્રોને કપિલ મુનિએ શાપ દઈ ભસ્મીભૂત કરી નાખ્યા હતા. તેમના વંશજ ભગીરથે ઉગ્ર તપશ્ચર્યા કરી સ્વર્ગમાંથી ગંગાને નીચે ઉતારી પોતાના પૂર્વજોનો ઉધ્ધાર કર્યો હતો.

અમે માની લીધું કે અમારા ઇતિહાસને આગળ વધવા માટે અશ્વની જરૂર નથી. તે દેવતાના રથની પેઠે પોતાની જન્મસિદ્ધ શક્તિથીજ આગળ અને આગળ ચાલ્યો જશે. સારથીને કંઇ પગાર પણ આપવો નહિ પડે. ફક્ત તેની દારૂની પ્યાલી વારંવાર ભરી આપવી પડશે અને પછી કોઇ અકલ્પ્ય સ્વર્ગમાં અમારાં સ્વપ્નોનો સાક્ષાત્કાર થશે.

મારા પતિ પણ નવયુગના ચેતનથી નિરાળા રહ્યા ન્હોતા પણ અમારા નૂતન આવેશથી–અમારા નવીન ચેતનથી તેમનો શોક દિવસે દિવસે વધતોજ ગયો. તે વર્ત્તમાનથી દૂર–દૂર ભાવીનું સ્વપ્ન જોઇ રહ્યા હતા.

મને બરાબર યાદ છે. એક દિવસ સંદીપ બાબુ સાથેના વિવાદ વેળાએ મારા પતિએ કહ્યું હતું: "માનવજીવનમાં કોઇ કોઇવાર મંગલ ઘડી આવે છે ને તે આપણે આંગણે આવી આપણને આપણા સદ્‌ભાગ્યની ખબર આપે છે; પણ તે તેજ વખતે આપણને ચેતાવે છે કે વિધાતાની કૃપાનો સ્વીકાર કરવાની આપણામાં શક્તિ નથી–નસિબ દેવીને આપણા મંદિરમાં પધરાવવાની આપણી તૈયારી નથી."

"નહિ," સંદીપે જવાબ વાળ્યો: "તમે નાસ્તિક જેવી વાત કરો છો, કેમકે અમારા દેવતાઓપર તમને શ્રદ્ધા નથી. અમે અમારી નજરે સ્પષ્ટ જોઇ શકીએ કે અમારી દેવી અમારાપર કૃપા વર્ષાવવા આવી છે; પણ તમે તેના આગમનનાં સ્પષ્ટ ચિન્હો પણ જોઈ શકતા નથી."

"મને મારા પ્રભુપર પૂર્ણ આસ્થા છે તેથીજ હું ખાત્રીથી માનું છું કે તેની પુજા માટે આપણે હજુ તૈયાર નથી. પ્રભુ મનુષ્યોને અનેક વર આપવાને શક્તિમાન છે પણ તે સ્વીકારવાની શક્તિ તો આપણામાંજ હોવી જોઇએ."

મારા પતિની આવી વાત મને ગમતી નહિ. હું જરા તીખા સ્વરે બોલી: "તમને લાગે છે કે અમારો આવેશ એક જાતનો નીશો છે: ભલે તેમ; પણ કેફ પણ થોડો સમય બલ તો આપે છે ને?"

"હા." મારા પતિએ જવાબ વાળ્યો: 'તે બલ આપે પણ હથિયાર તો નજ લાવી આપે."

"પણ શક્તિ એ પ્રભુની બક્ષીસ છે," મેં કહ્યું: "શસ્ત્રો તો કારિગરો બનાવી શકશે."

મારા પતિ હસ્યા: "કારિગરો પોતાની મહેનતનો બદલો માગ્યા વિના તમને શસ્ત્રો આપી દેવાના નથી."

અભિમાની સ્વરે, છાતી કાઢીને સંદીપ બોલ્યો: "તમે તેની ચિંતા ન કરો. કારિગરોના પગાર પૂરેપૂરા ચૂકવવામાં આવશે."

"જ્યારે તેમના પગાર ચુકવવામાં આવશે ત્યારે હું ઉત્સવના વાજાં વગડાવીશ–તે પહેલાં નહિ." મારા પતિ બોલ્યા.

"અમે તમારા એવા ઉત્સવપર આધાર રાખીએ છીએ એમ ન ધારતા. અમારો મહોત્સવ તો અણુમોલ છે અણુમોલ, સમજ્યા!–" સંદીપ ધિક્કારભર્યા સ્વરે બોલ્યો અને ઘોઘરા અવાજે તે ગાવા લાગ્યો:

*'My Lover of the unpriced love, spurning payments,
Plays upon the simple pipe, bought for nothing,
Drawing my heart away.'

સ્મિત સહિત મારા તરફ જોઇ તેણે કહ્યું: "મધુરાણી! જ્યારે મનુષ્યનું જીવન સંગિતમય થઇ જાય છે ત્યારે તેનો સ્વર મધુર હોય યા ઘોઘરો તે ધ્યાનમાં લેવાનું નથી. એકલા મીઠા સ્વરથીજ સંગિતની કદર કરવાની નથી. તેમ કરતાં સંગિતમાં ઉણપ આવે છે. આખો દેશ હાલમાં સંગિતના પ્રવાહમાં તણાઈ જાય છે. નિખિલ ભલે એની મેળે તાલ ને સૂર મેળવ્યા કરે! આપણે તો આપણા બસૂરા સંગિતથીજ દેશને જાગ્રત કરવાના:

†'My house cries to me: Why go out to lose your all?
My life says: All that you have, fling to the winds!
If we must lose our all, let us lose it: what is it worth after all?
If I must court ruin, let me do it smilingly:
For my quest is the death-draught of immortality.

"ખરી વાત તો એ છે, નિખિલ! કે આપણે આપણું અંતરજ ગૂમાવી બેઠા છીએ. જે મળવાની બીલકુલ આશા નથી તે મેળવવાને અમે મેદાને પડયા છીએ. હવે અમારી કુચને કોઇ પણ વિચાર અટકાવી શકે એમ નથી.

* મારો પ્રેમી અણમોલ પ્રેમનો માલીક છે. તે દ્રવ્યને લાત મારે છે. અને વગર દામની સાદી વાંસની બંસી બજાવીનેજ મારા હૃદયને આકર્ષે છે.

† સંસારીઓ શીખામણ આપે છે: શા માટે બાવો બની જાય છે? મારૂં જીવન કહે છે: તારૂં સર્વસ્વ હવામાં ફેંકી દે. જો બધું નાશવંતજ છે તો તે ભલે ફના થઈ જાય: તેમાં બગ્યું છે શું? જો મારો નાશજ થવાનો છે તો એ નાશને મારે સ્મિતસહ સત્કારી લેવો જોઈએ; કેમકે હું તો અમર માર્ગનો મુસાફર છું.

*" Those who would draw us back,
They know not the fearful joy of recklessness.
They know not that we have had our call
From the end of the crooked path.
All that is good and straight and trim,-
Let it topple over in the dust.'

મેં ધાર્યું કે મારા પતિ વધુ ચર્ચા કરશે પણ તે તો ચુપચુપ ઉભા થઇ ત્યાંથી ચાલી ગયા.

દેશના એક નાકાથી બીજા નાકા સુધી જે તોફાન થઇ રહ્યું હતું તેથી મારી છાતી ધડકી રહી હતી. હું એ આવેશના પૂરમાં તણાઇ જતી હતી અને તેથી મારા અંતરની શાંતિ હણાઇ ગઇ હતી. મારા વિધાતાનો રથ મારી નજીક આવતો હતો અને તેના પૈડાંનો અવાજ મારા આખા શરીરમાં પ્રતિધ્વનિત થતો હતો. જે માટે હું બીલકુલ જવાબદાર નથી એવી કાંઇક અસામાન્ય ઘટના કોણ જાણે કયારે ઉપસ્થિત થશે, એવો વિચાર નિરંતર મારા મનને કોતરી ખાતો હતો. જે ભૂમિકામાં સત્ય અને અસત્યનો વિચાર થાય છે, જ્યાં બીજાની લાગણીઓ તથા ભાવનાઓની પરવા કરવામાં આવે છે તે ભૂમિકામાંથી મને કોઇ બીજાજ પ્રદેશમાં ઉંચકી ગયું હતું. હાલમાં હું જે સ્થિતિમાં છું તેમાં આવવાનો મેં કદિપણ પ્રયાસ કર્યો હતો ? આ પરિસ્થિતિની મેં આશા રાખી હતી ! આ પરિવર્ત્તન થાઓ એવી મેં વાંછના કરી હતી ! મારા ભૂત જીવનપર એકજ નજર નાખો અને તમારી ખાત્રી થશે કે મારા વર્ત્તમાન જીવન માટે હું જરાય ઇંતેઝાર ન્હોતી.

મારા આખા ભૂતજીવનમાં હું શ્રદ્ધાળુ ભક્ત પેઠે જીવી હતી. ભક્તિ સિવાય મને કશું ભાન ન્હોતું પણ જ્યારે વરપ્રદાનનો પ્રસંગ આવ્યો ત્યારે બીજોજ દેવ મારી નજર સામે આવી ઉભો રહ્યો ! મારો દેશ હમણાંજ વંદેમાતરમની રણભેરીથી જાગ્રત થયો છે. તે વંદેમાતરમના જયઘોષથી પોતાના અગમ્ય ઉજ્જવલ ભવિષ્યનો સત્કાર કરવા આતુર થઇ રહ્યો છે તેવીજ રીતે હું પણ જેનો આજ સુધી વિચાર શુદ્ધાં ન્હોતો આવ્યો એવા આ દુરાગ્રહી અજાણ્યા મહેમાનને સત્કારી રહી છું !

* જેઓ અમને ખાળે છે તેઓ પ્રલયના ભયંકર આનંદની મસ્તી જાણતા નથી. પ્રલય માર્ગને નાકેથી અમને બોલાવવામાં આવે છે તેની તેમને ખબર નથી. જે સાદું, સીધું તથા વ્યવસ્થિત હોય તે સઘળું ધૂળમાં રગદોળાવા દો.

રાતે ચુપચુપ બિછાનાપરથી ઉઠી હું અગાસીમાં ગઇ. અમારા બાગની બાજુમાં ભાતનાં ખેતરો આવેલાં છે. એક બાજુ આંબાવાડી શોભી રહી છે અને દૂર નજર ફેંકતાં અમારા ગામની નદિના પ્રવાહપર દૃષ્ટિ ઠરે છે. આ આખો દેખાવ જોઇ જાણે તે ભાવી સૃષ્ટિના અંધકારમાં છૂપાયલો ગર્ભપિંડજ હોયની એવો મને ભાસ થયો.

ભાવીના ચિત્રમાં મેં શું જોયું ? મારી માતૃભૂમિ મારા જેવાજ સ્ત્રી સ્વરૂપમાં કોઇની આતુરતાથી રાહ જોતી ઉભી હતી. કોક અગમ્ય શકિતની હાકલથી તે પોતાના ઘરનો ખૂણો છોડી એકદમ બહાર આવી હતી. વિચાર કરવાનો, થોભવાનો કે દીવો સળગાવવાનો પણ તેને સમય મળ્યો નહિ. તે તો અંધકારમાં આગળ અને આગળજ ધસવા લાગી. દૂરથી સંભળાતા વીણાના મધુર સંગિતથી આકર્ષાઇને તે તે તરફ ધસી જતી હતી ને હું જાણી શકી. હમણાં પહોંચી જઇશ—આ આવી રહ્યું—હવે બહુજ થોડો રસ્તો છે—એવો વિચાર કરતી તે અંધારામાં કશાયની પરવા કર્યા વિના દોડી જાય છે. તે માતા મટી ગઇ હતી. ભૂખ્યાં બાલકોની બૂમ તે સાંભળતી ન્હોતી. સંધ્યાકાલે ઘરમાં દીવો સળગાવવાનું તે ભૂલી હતી. ઘરના કામની તેને પરવા ન્હોતી. તે તો કન્હૈયાની બંસીથી ઘેલી ગોપી બની હતી. બંસીના મધુર સૂરથી આકર્ષાઇ તે પોતાના પ્રિયતમને મળવા સંકેત-સ્થાને જવાને આતુર થઇ રહી હતી; કેમકે આ પ્રેમઘેલા વૈષ્ણવ કવિઓની ભૂમિ છે. તેણે પોતાનું ઘર છોડયું—ઘરકામ વીસાર્યાં. તેના દીલમાં ફક્ત એકજ ગાઢ ઉત્કંઠા હતી. અને એ ઉત્કંઠાના જોરે તે આગળ જતી હતી. કયાં જવું છે, કયે રસ્તે જવું છે, કયે રસ્તે જાય છે, તેનું તેને લેશ માત્ર ભાન ન્હોતું !

મારા દીલમાં પણ એવીજ ઉત્કંઠા છે. હું પણ મારૂં ઘર ગૂમાવી બેઠી છું અને રસ્તો પણ ભૂલી છું. સાધ્ય અને સાધન ઉભય મારી નજરે પડતાં નથી. ઉત્સુકતા અને આવેશ—એ બેજ ભાવ મારા જીવનને દોરી રહ્યા છે ! આહ ! રાત્રીના અંધકારમાં ભટકતી હતભાગિની ! પ્રભાત થશે ત્યારે તને પાછાં ફરવાનો રસ્તો પણ જડવાનો નથી. પણ પાછાં ફરવાનું કામ પણ શું છે ? મોત એ બધાનો નીકાલ લાવી નાખશે. જે અંધકાર આ વીણા વગાડી રહ્યો છે તે જો અંતે પ્રલય તરફજ મને ઘસડી જવાનો હોય તો મૃત્યુની પેલે પાર શું ભર્યું છે તેની મારે શાને ચિંતા કરવી ? જ્યારે હું પ્રલયના ગાઢ તિમિરમાં લુપ્ત થઇ જઇશ ત્યારે હું બચવાની નથી. સારૂં માઠું, હાસ્ય રૂદન કાંઇજ રહેવાનું નથી.

## ૧૨

બંગાલનું કાલયંત્ર એકાએક એવા જોરથી ફરવા લાગ્યું કે કેટલીક અશકય વાતો શકય બની–કઠીન વસ્તુ સહેલી બની ગઇ અને એક પછી એક માર્ગમાંની આડખીલીઓ દૂર થવા લાગી. બધા આ નૂતન પ્રગતિને વધાવવા લાગ્યા. અમારી જાગીરમાં પણ તેનું પૂર ફરી વળ્યું. પ્રારંભમાં અમારો જીલ્લો જરા મોળો રહ્યો કેમકે મારા પતિ ગામડિયાઓને કોઇ પણ કામ કરવાની ફરજ પાડવાને નારાજ હતા. તે કહેતાઃ

"જેઓ સ્વદેશને ખાતર ભોગ આપે છે તે માતૃભૂમિના ભક્તો છે પણ જેઓ બીજાને માતૃભૂમિને નામે ભોગ આપવાની ફરજ પાડે છે તેઓ તેના દુશ્મનો છે. સ્વતંત્રતાને શિખરે જવા માટે તેઓ સ્વતંત્રતાનું મૂલ કાપી નાખતા અચકાતા નથી."

પણ સંદીપ બાબુ અહિં છાવણી નાખી પડયા અને તેના અનુચરો ગામેગામ રખડીને વંદેમાતરમ્‌નો મંત્ર પ્રજાને સંભળાવવા લાગ્યા ત્યારથી સર્વત્ર આવેશની રેલ આવી અને એ રેલ અમારા ગામપર પણ ફરી વળી. ગામના ઘણા જુવાનો સંદીપ બાબુના અનુયાયી થયા. એ તરૂણોમાંના કેટલાક તો બદમાસ મવાલી જેવા હતા. તેમનામાં પ્રકટ થયલા નવા આવેશની જ્યોતિથી તેઓ માનવંત ગણાવા લાગ્યા. પરમ આનંદ તથા પ્રખર આશાવાદથી જ્યારે વાતાવરણ ઉભરાઇ જાય ત્યારે સઘળો મેલો કચરો આપોઆપ સાફ થઇ જાય છે એમ મને લાગ્યું. જ્યારે દેશમાં સઘળે ઉદાસીનતા છવાઇ હોય ત્યારે તેના પુરૂષો સરલ હૃદયી, સત્યપ્રિય અને નિરોગી કેમ રહી શકે?

આખી પ્રજાની મારા પતિપર આંખ થઇ કેમકે ફક્ત અમારી જાગીરમાંથીજ વિદેશી મીઠું, ખાંડ અને કાપડનો બહિષ્કાર થયો ન્હોતો. જાગીરના અમલદારોની સ્થિતિ વિચિત્ર થઇ પડી. તેઓ શરમાવા લાગ્યા. થોડાજ વખત પહેલાં મારા પતિએ સ્વદેશી વસ્તુની અમારા ગામમાં આયાત કરવા માંડી ત્યારે સઘળા જુવાનો અને વૃદ્ધોએ તેમની ઠેકડી કરી હતી! જ્યારે સ્વદેશી વ્રતનું કોઇને ભાન ન્હોતું, જ્યારે સ્વદેશીમાંજ દેશાભિમાન આવી ભરાયું ન્હોતું ત્યારે એજ લોકો સ્વદેશી વસ્તુઓને અંતઃકરણથી ધિક્કારતા હતા.

મારા પતિ હજુ પણ હિન્દુસ્થાનમાં બનેલી પેન્સીલ વાપરે છે. ચપ્પુ પણ હિંદુસ્થાનીજ. તે દેશી વાસણમાં પાણી પીએ છે અને રાત્રે કંઇ કામ કરવું હોય તો તે વખતે જૂની રીત પ્રમાણે દીવેલનો દીવોજ સળગાવે છે. આ શુષ્ક અને દહીં દુધીઆ સ્વદેશી વ્રત અમને બીલકુલ રૂચતું નહિ. ઉલટું તેમના દિવાનખાનામાં

જે જૂની ઢબનું ફરનીચર હતું તે જોઇ અમે શરમાતાં. ખાસ કરીને એકાદ મૅજીસ્ટ્રેટ અથવા કોઇ યૂરોપીઅન મહેમાન તેમને મળવા આવે ત્યારે તો તેમનો ઓરડો જોઇ અમે લાજી મરતાં.

મારા પતિ એ વાત જાણતા પણ જાણે કંઇજ ન હોય તેમ વર્તતા. "આવી નજીવી બીના શા માટે ધ્યાનમાં લે છે?" તે મને સ્મિત સહ કહેતા.

"અરે! પણ તમારા મહેમાનને લાગશે કેવું! આપણે જંગલી છીએ. આપણને શિષ્ટાચારની ખબર નથી એમ તેમને જણાશે. તેનો તો ખ્યાલ રાખો—" મેં કહ્યું.

"કંઇ ફીકર નહિ. જો તેમને એમ લાગશે તો હું સમજીશ કે તેમનો શિષ્ટાચાર તેમની ગોરી ચામડીમાંજ શમાયલો છે. એ શિવાય સભ્યતાનું તેમને ઝાઝું જ્ઞાન નથી."

મારા પતિના ટેબલપર એક પિત્તલનું પાત્ર હતું. તેનો તે પુષ્પપાત્ર (flower-vase) તરિકે ઉપયોગ કરતા. જ્યારે કોઇ યૂરોપીઅન મહેમાન આવવાની મને ખબર પડતી ત્યારે ગુપચુપ તેમના ઓરડામાં જઇ હું એ પુષ્પપાત્રની જગ્યાએ યૂરોપીઅન કલાના નમૂનારૂપ કાચનું ફ્લાવર વાઝ ગોઠવી દેતી!

"આમ જો વિમલા!—" તેમણે એકવાર મને કહ્યું: "આ પુષ્પો જેટલાં ભાન વિનાનાં છે તેટલુંજ આ પિતલનું પાત્ર પણ ભાવહીન છે: પણ આ કાચનું ફ્લાવર વાઝ પોતાની ભભક એટલા દમ્ભથી બતાવવા માગે છે કે જેથી તે બનાવટી ફૂલોનેજ લાયક છે એમ સિદ્ધ થાય છે."

મારી જેઠાણી—મોટી રાણી મારા પતિના તરંગને પુષ્ટિ આપતી. એકવાર તે ઉતાવળી ઉતાવળી આવીને બોલી: "અરે! દિયરજી! ગામમાં સુંદર દેશી સાબુ આવ્યા છે તે તમે સાંભળ્યું? મારૂં નસિબ તો ફૂટી ગયું છે છતાં જો તેમાં ચરબી ન હોય તો એ સાબુ હું વાપરૂં..."

આવી વાત થતાંજ મારા પતિ રાજી રાજી થઈ જતા ને ઘરમાં સાબુના ઢગ આવી પડતા! સાબુ તો એવો કે બસ વાતજ ન પૂછો! કૉસ્ટીક સૉડાના ગઠ્ઠા કહેશો તો ચાલશે! મારી જેઠાણી યૂરોપીઅન સાબુજ વાપરતી. આ દેશી સાબુ તે દાસદાસીઓને વહેંચી દેતી, ઘરના પૈસા ખરાબ થતા ને તે મહા 'દેશાભિમાની' ગણાતી!

બીજીવાર તે આવી બોલી: "દિયરજી! પેલા દેશી હોલ્ડર મારે માટે લાવજો હોં!"

ખલાસ ! તરતજ તેના 'દિયરજી' બજારમાં નીકળી પડતા ને મોટી રાણીનો ઓરડો સ્વદેશી હોલ્ડરને નામે વેચાતા બરૂના કીત્તાઓ ને બીજા વિચિત્ર હોલ્ડરોથી ભરાઇ જતો. મોટી રાણી લખવા વાંચવાની બહુ માથાકૂટ કરતી નહિ. આ સ્વદેશી કલમો તો તે કદિપણ ઉપયોગમાં લેતી નહિ. ભૂલેચૂકે કોઇવાર બે લીટી લખવી હોય તો તે હાથીદાંતના ફૅન્સી વિદેશી હોલ્ડરથીજ લખતી !

આ ધાંધલમાં-આ દમ્ભમાં મારી જેઠાણીનો હેતુ મને સતાવવાનો હતો. હું મારા પતિના તરંગને વધાવી લેતી નહિ તેથી તે મને આવી રીતે પરોક્ષ તાણો મારતી. મારી જેઠાણીનો દમ્ભ ખુલ્લો કરી નાખવાથી કંઇ વળે તેમ ન્હોતું. હું એવી વાત ઉપાડતી કે તરતજ મારા પતિનાં ભવાં ચઢી જતાં.

મોટી રાણીને સીવણકામનો સારો શોખ હતો. એક દહાડો મારાથી ન રહેવાયું. મેં કહ્યું: "આ શું ઢોંગ ભાભીજી! તમારા દિયરજી હોય ત્યારે તો સ્વદેશી કાતરનું નામ દેતાં તમારા મ્હોમાં પાણી છૂટે છે ને હમણાં તો તમે અંગ્રેજી કાતર વાપરો છો-"

"તેથી શું?" તેણે જવાબ આપ્યો: "એમ કરવાથી તેમને કેટલો આનંદ થાય છે તે તમે જોતાં નથી? એ નાના છોકરા હતા ત્યારથી આ ઘરમાં અમે સાથે ઉછર્યાં છીએ. તેમના મુખપરનું હાસ્ય ઉડી જાય તે તમે જોઇ શકો પણ હું તે સહી શકતી નથી. શું કરે બિચારા! એમને દરવાનું કામ ક્યાં છે? તમારે માટે તે ગાંડા ગાંડા થઇ જાય છે પણ તમેજ તેમની પાયમાલી કરશો."

"તમે ગમે તેમ કહો પણ તમે બે મ્હોડે વાત કરો છો તે વાજબી નથી." મેં મ્હેણું માર્યું.

મારી જેઠાણી ખડખડ હસીને બોલી:

"અરે! મારાં ભોળાં રાણી! તમે તો નાદાન છોકરી જેવાં સરલ છો ખરૂં? પણ સ્ત્રીની રચનાજ તેવી નથી. તે નરમ અને પોચા દીલની છે તેથીજ તે સહેજે વળે છે પણ વાંકી થઇ જતી નથી."

હું તેના શબ્દો કદિ પણ ભુલી શકતી નથી. "તમે દિયરજીના સુખમાં કંટકરૂપ છો અને તમેજ તેનું સત્યાનાશ વાળશો." આજે મને લાગે છે કે જો પુરૂષને ખરેખર કોઇ ધૂનની જરૂરજ હોય તો ભલે તે ગમે તે ધુનમાં મસ્ત રહે; પણ સ્ત્રીની ધૂન તેને માટે બલા સમાન છે.

## ૧૩

અમારી જાગીરમાં સુખસાર વેપારનું કેન્દ્રસ્થાન છે. ત્યાં એક નાનકડું તળાવ છે. તેની નજીક રોજ બજાર ભરાય છે. બીજી બાજુએ અઠવાડિયે એક વાર હાટ ભરાય છે. ચોમાસામાં આ તળાવનો નદિ

સાથે સંગમ થાય છે ત્યારે તેમાં વહાણો ફરી શકે છે અને સુતરાઉ તથા ઉનનું કાપડ બજારમાં આવી પડે છે.

આવેશ અને ઉત્સાહના પૂરમાં અમે વહી જતાં હતાં એવામાં સંદીપ બાબુએ આજ્ઞા કરી: "આપણા બજારમાંથી પરદેશી માલ અને પરદેશી વર્ચસ્વનો સમૂળો બહિષ્કાર થવોજ જોઇએ."

"અલબત્ત!" મેં યુદ્ધમાં જવાની તૈયારી બતાવતાં કહ્યું.

"મેં નિખિલ પાસે એ વાત છેડી જોઇ હતી. તે કહે છે કે એવાં ભાષણો થાય તેની તેને ના નથી પણ તે કોઇ જાતનો બલાત્કાર જોવા તૈયાર નથી."

"તે હું જોઇ લઇશ." સત્તાના અભિમાનથી હું બોલી. મારા પતિનો મારાપર કેટલો ગાઢ પ્રેમ હતો તે હું જાણતી હતી. જો મારૂં મગજ ઠેકાણે હોત તો તેમના પ્રેમનો દાવો કરવા કરતાં મેં મારા શરીરના રાઇ રાઇ જેવડા ટૂકડા થઇ જાય તેજ વધુ પસંદ કર્યું હોત. પણ હવે તો સંદીપને મારી સત્તાનો પ્રભાવ બતાવવાનો વખત આવી લાગ્યો હતો.

પ્રભુની દિવ્ય શક્તિ કંઇ ને કંઇ વિશિષ્ટ સંબંધથી કેવી રીતે પ્રત્યેક મનુષ્યની નજરે પડે છે તે સંદીપ બાબુએ પોતાની વિજયી ઢબે મને સમજાવી દીધું હતું. 'ગોપી અને કહાનના પ્રેમથી ઓતપ્રોત થતું વૈષ્ણવ સાહિત્ય કહે છે કે પ્રભુના હૃદયમાં પરમાનંદ વસેછે અને તેના અમર પ્રેમીને તે હમ્મેશાં પોતાના તરફ આકર્ષે છે. મનુષ્યોમાં છૂપાયલી આ શકિતને વ્યકત કરવાને તેઓ નિરંતર વલખાં માર્યા કરે છે અને જેઓ એ શકિતને વ્યકત કરવામાં વિજયી થાય છે તેઓ અંધકારમાંથી આવતા સંગિતનો મર્મ તરત સમજી જાય છે,' એમ કહી સંદીપ બાબુ ગાવા લાગ્યા:

*'My flute, that was busy with its song,  
Is silent now when we stand face to face.  
My call went seeking you from sky to sky when you lay hidden ;  
But now all my cry finds its smile  
In the face of my beloved.'

તેનાં દષ્ટાંતો અને રૂપકો સાંભળીને હું સાદી, સરલ, ભોળી વિમલા હતી તે હું ભુલી ગઇ. હું શકિત છું, વિશ્વવ્યાપી આનંદની

* તું આવતાંજ મારી બંસી બંધ થઈ ગઈ છે. જ્યારે તું છૂપાયલી હતી ત્યારે તારી શોધમાં તને બૂમો પાડતો હું બ્રહ્માંડ ઢૂંઢી વળ્યો પણ હવે તું મળી છે એટલે તારૂં સ્મિતભર વદન જોવામાં હું બધું ભૂલી ગયો છું.

મૂર્તિમંત દેવી છું. કોઇ પણ બંધન મને બાંધી શકશે નહિ. મારે માટે કંઇ પણ અશક્ય નથી. જેને જેને હું સ્પર્શ કરૂં તેને નવજીવન–નવચેતન મળશે. મારી આસપાસનું જગત્ એ મારીજ નવીન સૃષ્ટિ છે. જુઓ! જ્યાં સુધી મારા હૃદયના ભાવનો સ્પર્શ થયો ન્હોતો ત્યાં સુધી શરદ ઋતુના આકાશમાં સુવર્ણની છટા ન્હોતી! અને આ વીર, આ ખરો દેશભકત, આ મારો ભકત, આ તેજસ્વી બુદ્ધિ, આ ઉછળતો આવેશ, આ જ્યોતિર્મય પ્રતિભા, આ દિવ્ય શકિત–એ સર્વને કોણ પોષે છે? હુંજ તેને પ્રતિક્ષણે નવજીવન આપું છું. મારાજ દર્શનથી તેનામાં નૂતન શકિતનો સંચાર થાય છે.

પરમ દિને સંદીપ બાબુએ પોતાના એક તરૂણ શિષ્ય–અમૂલ્યને મારે ઘેર રાખવાની વિનંતી કરી. એક પલકમાંજ તે તરૂણનાં નેત્રોમાં નવીન તેજ ચમકવા લાગ્યું. તેને પણ શકિતના પ્રત્યક્ષ દર્શન થયા અને મારી ઉત્પાદક શક્તિ તેની નાડીનું લોહી ગરમ કરી રહી.

"તમારામાં કેવું જાદુ છે–" બીજે દિવસે સંદીપે મને કહ્યું: "હવે અમૂલ્ય પહેલા જેવો છોકરો રહ્યો નથી. તેના જીવનની જ્યોત હવે ઝળહળી રહી છે. તમારા ઘરમાં તમારૂં તેજ કેમ છૂપું રહે? દરેક જણ વહેલા અથવા મોડા એ તેજથી પ્રજ્વલિત થયા વિના રહેવાના નથી. મધુરાણી! જ્યારે બધાનાં દીલમાં એ જ્યોતિ ચમકવા માંડશે ત્યારે આપણે દેશમાં કેવી મહાન દીવાળીનો ઉત્સવ જોઇશું?"

મારી પ્રશંસાથી હું અંધ થઇ ગઇ. મેં મારા ભક્તની પ્રાર્થના સ્વીકારવાનો નિશ્ચય કર્યો. હું અભિમાનથી માનતી હતી કે મને જે જોઇશે તેની કોઇથી પણ ના પડાવાની નથી. સંદીપ સાથે વાત કરીને હું મારા ઓરડામાં ગઇ. અંબોડો છોડી, વાળ સમારી પુનઃ મેં અંબોડો બાંધી લીધો. મિસ ગીલ્બીએ મને ગરદનપરથી સહેજ ઉંચે વાળનો ગુચ્છો કરી મોહક અંબોડો બાંધતાં શીખવ્યું હતું. મારા પતિને એવો અંબોડો બહુ પ્રિય હતો.

"સુન્દરીની નાજુક ગરદનમાં કેવું ચમત્કારિક સૌન્દર્ય છૂપાયલું છે તેપર કવિતા લખવાનું કાલિદાસને સોંપવાને બદલે પ્રભુએ એ ભવ્ય સૌન્દર્યનો મને ભોકતા બનાવ્યો એ એક જાતનો અન્યાયજ કર્યો છે! કવિએ તારી ગરદનને કમલ દાંડીની ઉપમા આપી હોત પણ મને લાગે છે કે એ એક એવો દીપક છે કે જે તારા ઘન કેશની જ્યોતિ ઝગઝગાવે છે!" આટલું કહી તે........પણ હવે શું? હવે એ જૂનાં સ્મરણો શા માટે?

મેં તેમને બોલાવવા નોકરને મોકલ્યો. પૂર્વે તેમને બોલાવવાને મને સાચી જૂઠી સેંકડો યુક્તિઓ તરત સુઝતી. પણ ઘણા દિવસથી એ બધું બંધ થઇ ગયું હતું એટલે મારી એ કલા નષ્ટ થઇ ગઇ હતી.

## નિખિલની આત્મકથા.

૬

પંચુની બૈરી હમણાંજ ક્ષયરોગથી મરણ પામી. એ બિચારાની બૈરી ગઇ, એનું ઘર સ્મશાનવત્ થઇ ગયું તેની કોઇને ચિંતા નથી, પણ પંચુ તેની ન્યાતના લાડુભટોને સંતુષ્ટ કરીને પોતે પવિત્ર થાય તે માટે બધા હાથપગ પછાડી રહ્યા છે. તેની ન્યાતના પંચે ગણત્રી કરીને તેને હુકમ કર્યો છે કે પંચુએ ૧૨૩ રૂપિયા ખર્ચવાજ પડશે!

મને બહુ દુઃખ થયું. ક્રોધ પણ ઉપજ્યો. "કેવી ધિક્કાર પાત્ર માગણી? પંચુ! તું કદિપણ આ ખોટા ખરચમાં ન ઉતરતો. એ લોકો તને શું કરવાના છે?" મેં કહ્યું.

કોઇ ક્રૂર માલીકનું ગાડું ખેંચી ખેંચીને થાકી ગયલા પશુ જેવી પોતાની દયામણી નજર ઉંચી કરી પંચુ બોલ્યોઃ "મહારાજ! મારી મોટી છોકરીના લગ્ન કરવા હજુ બાકી છે. વળી મારી સ્રીની શ્રાદ્ધક્રિયા પણ કરવાની છે."

"પંચુ! તારી પત્ની મરણ પામી તેમાં તેં શું પાપ કર્યું? છતાં માની લે કે એ તારૂં પાપ છેઃ તોપણ તેં તેનું પૂરતું પ્રાયશ્ચિત કર્યું છે."

"ખરી વાત, મહારાજ!" પંચુ સરલ હૃદયે બોલ્યોઃ "દવા-દારૂના પૈસા માટે મારે મારી થોડીક જમીન વેચી નાખવી પડી છે અને બાકીની ગીરો મૂકી છે. પણ બ્રાહ્મણોને દાન કર્યા વિના મારો છૂટકો થવાનો નથી."

એ બિચારા સાથે વાદવિવાદ કરવામાં શો સાર? મને વિચાર આવ્યો કે જે બ્રાહ્મણો બીજાની શુદ્ધિ માટે હાલમાં દાન માગી રહ્યા છે તેમની પોતાની આત્મશુદ્ધિ કરવાનો સમય ક્યારે આવશે?

મૂળથીજ પંચુ ગરિબ હતો. તેની સ્રીની બીમારી અને મરણથી પડના પર પાટુ પડયું. ભૂખમરો વેઠીને તે જેમ તેમ જીવી રહ્યો હતો. આવી સ્થિતિમાં માણસ હતાશ થઇ જાય તેમાં નવાઇ નથી. તે પણ બાવરો બની ગયો. એક સાધુનો તે ચેલો થયો. સંસાર માયા છે–ભ્રમણા છે–મૃગજલ છે–એ મંત્રો તેણે કંઠાગ્રે કર્યા અને તેનાં બાલકો ભૂખે મરે છે તે ભૂલી ગયો. જગત્ મિથ્યા છે–પૃથ્વીમાં આનંદ નથી તેમ દુઃખ પણ નથી. દુઃખ એ પણ એક ભ્રમણા છે એવા વિચારમાં

તે ડૂલી ગયો. અંતે તેણે તેનાં નાનાં બાલકોનો ત્યાગ કર્યો, તૂટી–ફૂટી ઝુંપડી છોડી દીધી અને પોતે સાધુની પેઠે રખડવા લાગ્યો.

મને તે સમયે આ બીનાની ખબર પડી નહિ કેમકે તે વખતે મારાજ મનમાં દેવદાનવનું યુધ્ધ ચાલી રહ્યુ હતું. મારા ગુરૂ એકલાજ હતા. તેમને શાળામાં જવાનું હતું છતાં તેમણે પંચુનાં નિરાધાર બાલકોને પોતાને ત્યાં રાખી લીધાં હતાં. તેમણે પણ મને એ વાત કહી નહિ.

એક મહિનામાં પંચુ તત્વજ્ઞાનથી ધરાઇ ગયો. નિરાશાવાદની ધૂનમાં–નિર્વાણની શોધમાં એક મહિનો રખડીને તે પાછો ફર્યો. તેનાં બાલકો તેને વળગી પડયાં. તેના મોટા પુત્રે તેને પૂછ્યું: 'બાપા! તમે કયાં ગયા હતા?' તેનો નાનો પુત્ર તેના ખોળાપર ચઢી બેઠો. તેની બીજી છોકરી તેની ગરદનની આસપાસ પોતાના નાના હાથો વીંટાળી ઉભી અને તે બધાં એક સાથે રોયાં: "મહારાજ!–" પંચુ મારા ગુરૂ પાસે રડતો રડતો બોલ્યો: "આ નાદાન ભુલકાંઓને પોષવાની મારામાં તાકાત નથી. હું તેમને છોડી પણ શકતો નથી. અરે! રામ! મેં એવાં તે શાં પાપ કર્યાં કે મને કોળીયા કોળીયાના વાખા પડે છે!"

આટલા વખતમાં પંચુનો નજીવો વેપાર તૂટી ગયો હતો અને તે પુનઃ શરૂ કરવાની તેનામાં શકિત ન્હોતી. તે પાછો ફર્યો ત્યારે મારા ગુરૂના ઘરમાંજ તેને આશરે મળ્યો હતો. મારા ગુરૂએ તેને એક શબ્દ પણ ન કહ્યો એટલો તે ત્યાંજ રહી પડયો.

"આમ જો, પંચુ!–" અંતે મારા ગુરૂને કહેવાની ફરજ પડી: "તું જો તારા ઘરની જરા પણ સંભાળ નહિ લે તો તે સમૂળું પડી જશે. હું તને થોડાક પૈસા ધીરૂં છું. તે લઇ તું પાછો ફેરી શરૂ કર. ધીમે ધીમે મારા પૈસા ભરી આપજે."

પંચુને આ સાંભળી બહુ આનંદ ન થયો. શું દાન જેવી ચીજજ દુનિયામાં નથી? એવો તેના મનમાં વિચાર આવ્યો. મારા ગુરૂએ પૈસાની પહોંચ પર તેની સહી લીધી ત્યારે પૈસા પાછા લેવાની સરતે આવી મહેરબાની ન બતાવવામાં આવે તેજ સારૂં એમ પણ તેને લાગ્યું. બહારથી ઉદારતા બતાવી અંતરપર આભારનો બોજો મૂકવાની મારા ગુરૂની ઇચ્છા ન્હોતી. સ્વાત્માભિમાન નષ્ટ કરવું એટલે માનવજીવનનોજ નાશ કરવો, એવી તેમની માન્યતા હતી.

પહોંચપર સહી લેવામાં આવી એટલે મારા ગુરૂ પ્રત્યેનો પંચુનો પૂજ્ય ભાવ ઓછો થઇ ગયો. તે પ્રથમ તેમની ચરણરજ લેતો પણ હવે તે ભૂલી ગયો. મારા ગુરૂ એ જોઇ મંદમંદ હસ્યા. શિષ્ટાચાર

ક્ષુદ્ર લાચારીની હદે ન ગબડી પડે એવુંજ તે ઇચ્છતા હતા. "મનુષ્યો પરસ્પર માન રાખે એટલે તેમનું જમે ઉધારનું ખાતું સરખું થઇ રહે છેઃ પણ પુજ્યભાવ વ્યક્ત કરવાને બીજાની પુજા કરવાથી પૂજ્ય વ્યક્તિનો બોજો વધી પડે છે," એમ તે માનતા.

બજારમાંથી કાપડ ખરીદી પંચુએ ફેરી શરૂ કરી. તેને રોકડા પૈસા તો વધુ ન મળ્યા પણ કાપડના બદલામાં અનાજ તથા અન્ય વસ્તુઓ મળી તેથી તેનું કરજ ફીટવા લાગ્યું. એ મહિને તે મારા ગુરૂના લ્હેણાનો પહેલો હફ્તો ભરવા શક્તિવાન થયો. તેના દીલપર જે બોજો હતો તે હલકો થવા લાગ્યો. મારા ગુરૂને નમસ્કાર કરતી વેળા હવે તે વધુ નીચો વળતો નહિ. જે માણસ સ્થૂલ લક્ષ્મીનો ત્યાગ કરવા જેટલી પણ ઉદારતા બતાવી શકતો નથી તેને તે આટલા દિવસ સાધુ–સંત ગણીને નાહક માન આપતો હતો એમ તેને લાગ્યું હશે !

પંચુ આવી રીતે ફેરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. એવામાં 'સ્વદેશી'ની ધાડ તેના વેપારપર આવી !

૭

રજાના દિવસો હતા. આસપાસના શહેરોમાંની કૉલેજો અને શાળાઓના વિદ્યાર્થીઓ રજા ભોગવવા ઘેર આવ્યા હતા. તે બધાય સંદીપની સેનામાં ભળી ગયા. આવેશમાં ને આવેશમાં કેટલાકે અભ્યાસને છેવટના નમસ્કાર કરી દીધા. કેટલાક વિદ્યાર્થીઓ મારી શાળામાં મફત ભણતા હતા અને કેટલાકને કલકત્તામાં ભણવા માટે હું સ્કૉલરશીપ આપતો હતો. તે બધા ટોળે મળી મારી પાસે આવ્યા અને સુખસારમાંથી વિદેશી માલનો બહિષ્કાર કરવાની તેમણે માગણી કરી.

મેં તેમને ચોકખી ના પાડી.

તરતજ તેમના ભાવ ફરી ગયા. એક જણે વ્યંગમાં કહ્યું: "કેમ મહારાજ ! બહુ ખોટ જશે કે ?"

તેમના અપમાનભર્યા સ્વરની પરવા કર્યા વિના હું જવાબ આપવા જતો હતો કે બહિષ્કારથી મને ખોટ જવાની નથી પણ વેપારીને તથા તેના ગરિબ ગ્રાહકોને ખમવું પડશે. પણ હું જવાબ આપું તે પહેલાં મારા ગુરૂજીએજ મૌન તોડયું:

"હા. એને ખોટ જશે–તમને નહિ."

"પણ સ્વદેશને ખાતર ..."

"સ્વદેશ એટલે તેની જમીન નહિ પણ તેમાં વસતા મનુષ્યો! ..." મારા ગુરૂજી બોલ્યાઃ "આપણા એ દેશબંધુઓની

દશા કેવી છે તે તરફ આજસુધી તમે કદિ લક્ષ આપ્યું હતું? આજસુધી તમે તેમની જરાપણ પરવા કરી નથી અને હવે તેમણે કેવાં કપડાં પહેરવાં, કયું મીઠું ખાવું, તે વિષે આજ્ઞા કરવા નીકળ્યા છો. તમારા એવા જૂલમને તેમણે શા માટે નમણું આપવું અને અમે તમને એવો જૂલમ શા માટે ચલાવવા દઇએ?"

"અમે પોતે પણ સ્વદેશી મીઠું, સ્વદેશી સાકર અને સ્વદેશી કાપડ વાપરવાનાં વ્રત લીધાં છે."

"તમારા આવેશને ટકાવી રાખવા માટે અને તમારી અંધ શ્રદ્ધા તૂટતી બચાવવા માટે તમે તમારે જોઇએ તેમ કરો. તમે પાંચ પૈસે સુખી છો—જરા વધુ ખર્ચ થાય તેની તમને પરવા નથી. ગરિબો તમારા માર્ગમાં દખલ કરવા આવતા નથી; પણ તમે તેમને બલાત્કારથી તમારો સિદ્ધાંત મનાવવા નીકળ્યા છો. એક એક પૈસા માટે તેઓ મોહતાજ છે. ભૂખે મરીને, એક ટંક ખાઇને તેઓ જીવે છે. થોડાક વધુ પૈસા એટલે શું તેનું તમને ભાન થાય તેમ નથી. આજ સુધી તમે વૈભવ વિલાસમાં રચ્યા પચ્યા રહ્યા. તમારા ભવ્ય દિવાનખાનામાં જ્યારે તમે ચમન કરતા હતા ત્યારે આપણા રંક મજૂરો અને ખેડૂતો કેવી વિટંબણા ભોગવતા હતા તેનો તમને ખ્યાલ શુદ્ધાં ન્હોતો આવ્યો અને આજે રાજ્યસત્તા પરનો તમારો ક્રોધ વ્યક્ત કરવા માટે તમે ગરિબોને તમારાં હથિયાર બનાવવા નીકળ્યા છો! એ દેશાભિમાન નથી—શૌર્ય નથી પણ નામર્દાઇ છે—હીચકારાપણું છે—"

બધા વિદ્યાર્થીઓ મારા ગુરૂના જૂના શિષ્યો હતા. ચંદ્રનાથ બાબુના મર્મ કટાક્ષથી તેમનાં કાળજામાં ક્રોધની હોળી ધીખી રહી પણ કોઇ તેમનું અપમાન કરવાની હિમ્મત કરી શક્યું નહિ. તેઓ મારા તરફ જોઇ બોલ્યા: "ત્યારે મહારાજ! દેશ જે વિજય મેળવવા માગે છે તેમાં તમે એકલાજ નડતર નાખવા માગો છો?"

"એવી ધૃષ્ટતા કરનારો હું કોણ? ઉલટો હું તો સ્વદેશ માટે મારો પ્રાણ પાથરવા તૈયાર છું." મેં કહ્યું.

એક એમ. એ. નો વિદ્યાર્થી વ્યંગપૂર્ણ હાસ્ય કરી બોલ્યો:

"તમે હમણાં દેશને કઇ જાતની સહાય કરો છો તે જણાવશો?"

"મેં સ્વદેશી મીલનું સુતર મારા બજારમાં વેચવા મૂક્યું છે અને આસપાસના જમીનદારોના બજારમાં પણ સ્વદેશી મીલના સુતરની ગાંસડીઓ મોકલી છે."

"પણ મહારાજ! અમે તમારા બજારમાં જઇને આવ્યા છીએ. મીલનું સુતર કોઇ ખરીદતું નથી." તેજ વિદ્યાર્થી બોલ્યો.

"તેમાં મારો કે મારા બજારનો વાંક નથી. એ પરથી તો એ સ્પષ્ટ થાય છે કે આખા દેશે તમારૂં વ્રત ધારણ કર્યું નથી."

"એટલુંજ નહિ..." મારા ગુરૂજી બોલ્યાઃ "પણ એ પરથી એ પણ જણાઇ જાય છે કે તમે બીજાઓને હેરાન કરવાનેજ સ્વદેશી વ્રત લીધું છે. જે સુતર કાંતનારાઓએ તમારૂં વ્રત લીધું નથી તેમણે તમારા કહેવા પ્રમાણેજ સુતર કાંતવું જોઇએ, વણકરે તે વણવું જોઇએ, વેપારીએ તેજ વેચવું જોઇએ અને વાપરનારે તેજ કાપડ ખરીદવું જોઇએ એમ તમે કહો છો. તેઓએ તમારી પેઠે શપથ લીધા નથી છતાં તમે બલજબરીથી તમારૂં વ્રત તેમના પર લાદવા માગો છો. તે માટેના તમારા ઉપાયો કેવા છે? તમારો પ્રચંડ ઘોંઘાટ અને જમીનદારોનો જૂલમ! એનું પરિણામ શું આવશે? તમે ભલા કહેવાશો—તમે દેશભક્ત ગણાશો. ગરિબ તથા મધ્યમવર્ગના માણસોના પૈસા જશે અને તેઓ ભીખારી બનશે. તમે કીર્તિ ખાટશો અને ભોગવશે ગરિબો!"

"તમે તેમની ગરિબીમાં કેવી મદદ કરો છો તે તો જણાવો—" એક સાયન્સના વિદ્યાર્થીએ પૂછ્યું.

"તમે તે જાણવા માગો છો? સાંભળો—" મારા ગુરૂ બોલ્યાઃ "નિખિલ પોતે મીલનું સુતર પોતાને પૈસે ખરીદે છે; તે વણાવવા માટે તેજ એક વણાટશાળા ચલાવે છે; એ કાપડ વણાઇને તૈયાર થાય ત્યારે તે રેશમી કાપડ જેટલું મોંઘું થઇ પડે છે! અંતે એ પોતેજ તે કાપડમાંથી થોડુંક ખરીદે છે ને તેના પરદા બનાવી બારી બારણાપર લગાવે છે! એ શું ઓછો આત્મભોગ છે? તમે જ્યારે તમારા સ્વદેશી વ્રતથી કંટાળી જશો ત્યારે એજ પરદાઓ જોઇ 'તેમાં કલા નથી' એમ કહી તમે મશ્કરી કરશો. આપણા કલાકારોની કલાની જો કદર કરવાનું હોય તો તે પરદેશીઓજ કરશે."

ઘણાં વર્ષોથી હું મારા ગુરૂના સહવાસમાં રહ્યો છું પણ આજસૂધી તેમને આટલા બધા ગુસ્સે થયલા મેં કદિપણ જોયા ન્હોતા. મારાપરના તેમના પ્રેમને લીધે તેમના હૃદયમાં લાંબા વખતથી દુઃખ થતું હતું તે આજે અચાનક બહાર પડી ગયું હોય એમ મને લાગ્યું.

"તમે મોટા છો—અમારા વડીલ છો—" એક મેડીકલ વિદ્યાર્થી બોલ્યોઃ "તમારી સાથે વાદ કરવો અમને ન શોભે. પણ અમને છેલ્લીવાર કહી દો. તમારા બજારમાંથી તમે પરદેશી માલનો બહિષ્કાર નહિજ કરો?"

"નહિ." મેં કહ્યુંઃ "કારણ કે તે માલ મારો નથી."

"નહિ. એમ નહિ. તેથી તમને નુકશાન જશે તેથી—" એમ. એ. નો વિદ્યાર્થી હસ્યો.

"એમ પણ નહિ. જેનો માલ જાય છે તેનેજ બહિષ્કારનું ખરૂં પરિણામ ભોગવવું પડે છે તેથી!—" મારા ગુરૂએ તાણો માર્યો.

"વંદેમાતરમ્" નો એક પોકાર કરી તેઓ ચાલી ગયા.

## પ્રકરણ ૬ ઠું.

## નિખિલની આત્મકથા.

૮

થોડા દહાડા પછી મારા ગુરૂ પંચુને લઇ મારી પાસે આવ્યા. પંચુના જમીનદારે તેને સો રૂપીઆનો દંડ કર્યો હતો તથા તેની જમીન જપત કરવાની ધમકી આપી હતી.

" શાને માટે ? " મેં પૂછ્યું.

" પંચુ વિદેશી કાપડ વેચતો હતો તે માટે. " મારા ગુરૂએ કહ્યું: " એણે એના જમીનદાર હરીષ કુંદુને કાલાવાલા કરી કહ્યું કે ફક્ત કીના પૈસા લઇ એણે માલ ખરીધો છે. તે વેચાઇ ગયા પછી તે કદિપણ વિદેશી માલ વેચશે નહિ. પણ જમીનદારનું પત્થરનું દીલ પીગળ્યું નહિ. તેણે પંચુને બધો માલ બાળી નાખવાનો હૂકમ કર્યો. એ બિચારો હતાશ થઇ ગયો. એણે ગુસ્સે થઇ રોકડું પરખાવી દીધુ: ' મને એમ કરવું પાલવે એમ નથી. હું ગરિબ છું. તમે શ્રીમંત છો. તમે આ કાપડ ખરીદી લો ને પછી જોઇએ તો બાળી નાખો. ' આ સાંભળી હરીશ કુંદુના ડોળા ચઢી ગયા. તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં બરાડ મારી: ' એ બદમાશને બરાબર સ્વાદ ચખાડવો જોઇએ. એને એક લાત મારો. ' ગરિબ બાપડા પંચુને લાત મારવામાં આવી ને દંડ થયો તે જૂદો ! "

" કાપડનું શું થયું ? "

" આખી ગાંસડી બાળી નાખવામાં આવી. "

" ત્યાં કોણુ કોણુ હતું ? "

" અસંખ્ય માણસો હતા. બધા વંદેમાતરમના પોકાર કરતા હતા. સંદીપ બાબુ પણ હાજર હતા. તેણે કાપડની રાખ હાથમાં લઇ લોકોને કહ્યું: ' બંધુઓ, પરદેશી વેપારની પ્રેતવિધિ માટે તમારા ગામમાં આ પહેલી ચિતા સળગી છે. આ રાખ પવિત્ર છે. સ્વદેશી મંત્રના ઉચ્ચાર સહિત આ પવિત્ર રાખ તમારે મસ્તકે લગાવો '..."

" પંચુ ! " મેં પંચુ તરફ જોઇ કહ્યું: " તું ફરિયાદ માંડ. "

" કોઇ સાક્ષી થશે નહિ..." તેણે કહ્યું.

" કોઇ સાક્ષી થશે નહિ ?..સંદીપ ! સંદીપ ! "

સંદીપ મારી બૂમ સાંભળી ઓરડામાંથી બહાર આવ્યો.

" શું છે ? "

" આ માણસનું કાપડ બાળી નાખવામાં આવ્યું છે તેમાં તમે સાક્ષી થશો ? "

સદીપ હસ્યોઃ “હા. સાક્ષી તો થઇશ.” તેણે કહ્યુંઃ “પણ હું સામા પક્ષનો સાક્ષી થઇશ.”

“આ પક્ષ અથવા પેલા પક્ષના સાક્ષી થવાનો અર્થ શો? તમે સત્યના સાક્ષી ન થાઓ?” મેં કહ્યું.

“જે બનાવ પ્રત્યક્ષ બને છે તેજ ફક્ત સત્ય છે એમ?”

“ત્યારે બીજાં સત્યો કયાં છે?”

“જે બનાવો બનવાજ જોઇએ તે! જે સત્યની ઇમારત અમે ખડી કરવા માગીએ છીએ તેના બાંધકામમાં પુષ્કળ અસત્યની જરૂર પડશે. જેઓ જગતમાં મહાન થયા છે તેમણે સત્યના નવા સિદ્ધાંતો જન્માવ્યા છે–તેઓ જૂનાં સત્યોને અનુસર્યા નથી.”

“અને તેથી...”

“તેથી તમે જેને બનાવટી સાક્ષી કહો છો તેવી સાક્ષી હું પૂરીશ. જેઓએ સલતનતો સ્થાપી છે, સામાજીક પ્રથાઓ પાડી છે તથા ધર્મપંથો સ્થાપ્યા છે તે બધા એજ રસ્તે કામ કરી ગયા છે. જેઓ સત્તા ગજાવવા માગે છે તેઓ અસત્યથી ભડકતા નથી. સત્યની બેડીઓ તેઓ માટે છે કે જેઓ તેનાથી જકડાવા ચાહે છે. તમે ઇતિહાસ વાંચ્યો છે? જે ભયંકર કઢાઇમાં મહાન રાજ્યદ્વારી સૂત્રો ઉકાળવામાં આવ્યાં છે તે બધાની બનાવટમાં ‘અસત્ય’નો અંશ બહુ મોટો હતો તે તમે નથી જાણતા?”

“રાજ્યદ્વારીઓ પોતાની રસોઇ છળપ્રપંચના અગ્નિથી પકાવી રહ્યા છે એ વાત સાચી છે; પણ ...”

“આહ! હું સમજી ગયો. તમે એ રસોઇ બનાવવામાં ભાગ નથી લેવાના. તમે ચુલે ચઢેલી ખીચડી પેઠે લાચારીથી મનમાં ને મનમાંજ બળી રહેનારાઓમાંના એક છો. અંગ્રેજો બંગાલના ભાગલા પાડે છે ને કહે છે કે એ તમારાજ ભલા માટે છે. તેઓ શિક્ષણપર કાપ મૂકે છે ને પાછા નફટ મ્હોડે કહે છે કે અમે શિક્ષણની ઉચ્ચતા વધારીએ છીએ. આટ આટલું થવા છતાં તમે ‘ડાહ્યા નિશાળીઆ’ રહેવા માગો છો ને ખૂણે ખોંચરે જરા જરા બબડયા કરો છો. પણ અમે તો ખરાબ માણસો છીએ. અંગ્રેજોના જૂલમો સામે અસત્યનો કિલ્લો બાંધી આપણે આપણી માતૃભૂમિનું સંરક્ષણ કરી શકીએ કે નહિ તે જોવાનો અમે દૃઢ નિશ્ચય કર્યો છે.”

“આ બાબતપર વાદવિવાદ કરવામાં કંઇ ફાયદો નથી નિખિલ!” મારા ગુરૂ વચ્ચે બોલ્યાઃ “જેઓ પોતાના અંતરમાં રહેલા સત્યને ઓળખી શકતા નથી તેઓ કયાંથી જાણે કે મનુષ્યનું ઉચ્ચતમ ધ્યેય એ સત્યને અંધારામાંથી પ્રકાશમાં લાવવાનું છે! એવા માણસો તો સત્યપર બાહ્ય વસ્તુઓના ઢગલાજ લાદવામાં શૂરા રહેવાના ...”

સંદીપ ખડખડ હસ્યોઃ "બરાબર છે! આબાદ પંતુજીના ગ્હોમાં શોભતો સિદ્ધાંત તમે રજુ કર્યો સાહેબ! પુસ્તકોમાં પણ મેં એવાંજ વિધાનો વાંચ્યાં છે. પણ સ્થૂલ જગતમાં મેં જોયું છે કે મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય બાહ્ય વસ્તુઓનો સંગ્રહ કરવાનુંજ છે. જેઓ એ કલામાં ઉસ્તાદ હોય તેઓ પોતાના ધંધા સંબંધી તદ્દન ખોટી પણ ભભકાદાર જાહેર ખબરો આપે છે, તેઓ પોતાના રાજ્યદ્વારી વેપારના જમે ખર્ચના હિસાબમાં ખોટી રકમો ઉધારે છે ને જમે કરે છે, પોતાનાં દૈનિક પત્રો જૂઠાણાંથી ભરી મૂકે છે અને ગામેગામ અસત્યનાં બીજ રોપી આવવાને ભાષણ કર્તાઓની ફોજ મોકલે છે. આવા મહા પુરૂષોનો હું એક નમ્ર અનુયાયી છું. જ્યારે હું કોંગ્રેસના પક્ષમાં હતો ત્યારે ૧૦ ટકા સત્યમાં ૯૦ ટકા અસત્યનું મિશ્રણ કરતાં હું કદિ પણ અચકાતો નહિ. હવે હું મહાસભાથી છૂટો પડયો છું છતાં મારી કલા ભૂલી ગયો નથી. મારો નિશ્ચિત મત એવો છે કે મનુષ્યનું ધ્યેય સત્ય નથી પણ વિજય છે."

"સાચો વિજય..." મારા ગુરૂએ ભૂલ સુધારી.

"એમ પણ હોય..." સંદીપ બોલ્યોઃ "પણ વિજયનાં ફ્લો પરિપકવ કરવા માટે અસત્યનાં ખેતરોજ ખેડવાં જોઇએ. જમીન છિન્ન ભિન્ન કરી નાખી સઘળે ધૂળ ઉડતી કરવી જોઇએ. સત્યને એની મેળેજ ફાલવા દેશો તો તે કાંટા અને ઝંખારની પેઠે ફાલશે અને તેથી તેનાં ફ્લોનો સ્વાદ એકલા જંતુઓજ ચાખી શકશે." આટલું કહી તે ત્યાંથી ચાલી ગયો.

મારા તરફ જોઇ મારા ગુરૂ સ્મિત કરી બોલ્યાઃ "નિખિલ! સંદીપ નાસ્તિક નથી. તેનામાં ધર્મશ્રદ્ધા છે પણ તે સત્યની ઉંધી બાજુ જુએ છે. અમાસની રાત્રે ચંદ્ર દેખાતો નથી તેથી ચંદ્ર નષ્ટ થઇ ગયો છે એમ ઠરતું નથી. તે વખતે તે પૃથ્વીના બીજા ભાગમાં પ્રકાશતોજ હોય છે."

"તેથીજ હું તેને ચાહું છું. હું તેનાં મંતવ્યો સાથે કદિપણ સંમત થયો નથી. તેણે મારા દીલપર ખૂબ પ્રહાર કર્યા છે. મને તેને લીધે ઘણી યાતના સહેવી પડી છે. હમણાં પણ તે મારા દીલપર ઘા કરી ગયો છતાં હું તેને ધિક્કારતો નથી." મેં જવાબ આપ્યો.

"મને હવે એમ લાગે છે ખરૂં. લાંબા વખતથી તને એની સાથે કેમ બનશે તે વિષે મને અજાયબી ઉપજતી હતી. કેટલીકવાર તું નિર્બલ છે એમ પણ મને લાગ્યું હતું. પણ આજે મને લાગે છે કે તમારા સૂર મળતા નથી પણ ઉભયનો તાલ તો એકજ છે."

તેમનાજ રૂપકને અનુસરી હું બોલ્યો: " મારે મારૂં Paradise Lost અપધાગદ્યમાંજ લખવું એવું બ્રહ્માનું નિર્માણ જણાય છે એટલે મારે કોઇ પદ્યવાદી મિત્રની જરૂર નથી. "

" વારૂ. પણ હવે પંચુનું શું ? "

" તમે કહો છો કે હરીશ બાબુ પંચુની વડીલોપાર્જિત જમીન છીનવી લેવા માગે છે. ધારો કે તે હું ખરીદી લઉં ને પંચુને મારો ખાતેદાર બનાવું તો ? "

" અને દંડ ? "

" જો પંચુ મારો ખેડુત બને તો પછી હરીશ દંડ શી રીતે વસુલ કરી શકે ? "

" એની કપડાંની ગાંસડી ? "

" હું એને બીજી લાવી આપીશ. મારો ખેડુત પોતાની મરજી પ્રમાણે વેપાર કરતો હોય તેમાં તેને કોણ દખલ કરવા આવે છે તે હું જોવા માગું છું. "

" મને ભય લાગે છે, મહારાજ !–" પંચુ દિલગીર ચહેરે બોલ્યો: " તમે મોટા માણસો લડશો ત્યારે પોલીસ ને બીજા લોકો ગમ્મત જોવા ભેગા થશે. પણ જ્યારે અણીનો વખત આવશે ને ગોળીઓ છૂટશે ત્યારે મરો તો અમારો ગરિબોનોજ થવાનો. "

" કેમ ! તને એ લોકો શું કરવાના છે ? "

" મારૂં ઘર બાળી નાખશે અને મહારાજ ! મારાં બચ્ચાં રખડતાં થઇ જશે. "

" તારાં બાલકોને હું સંભાળીશ–" મારા ગુરૂ બોલ્યા:

" તું તને ગમે તે ધંધો કર. તને કોઇપણ સતાવી શકશે નહિ."

તેજ દિને મેં પંચુની જમીન વેચાતી લીધી અને કાયદાસર દસ્તાવેજ કર્યો.

હવે પ્રપંચ નાટકની શરૂઆત થઇ. પંચુ તેના દાદાનો એકલો વારસ હોવાથી તેને તેની જમીન વારસામાં મળી હતી. બધા આ વાત જાણતા હતા. પણ આ સમયે તેની એક કાકી ફૂટી નીકળી. થોડાંક ગાંસડાં પોટલાં, એક તુલસીની માલા અને એક વિધવા ભત્રીજી સાથે તે પંચુને ત્યાં જઇ મીલકતમાં ભાગ માગવા લાગી. પંચુ તો અવાકજ બની ગયો: " મારી કાકી તો વર્ષો થયાં ગુજરી ગઇ છે. " તેણે કહ્યું.

" હા. પણ તે તમારા કાકાની પહેલી સ્ત્રી. તરતજ તેમણે મારી સાથે લગ્ન કર્યું હતું." પંચુની નવી કાકી બોલી.

"પણ મારા કાકા પાછા પરણે શી રીતે? ને તો મારી કાકી પહેલાં ગુજરી ગયા હતા–" પહેલા કરતાં વધુ મુઝવણ સહિત પંચુ બોલ્યો.

આની પણ તે બાઇએ ના પાડી નહિ. તેણે કહ્યું: "તમારી પહેલી કાકી મરી ગયા પછી મારી સાથે લગ્ન થયું હતું એમ કોણે કહ્યું? તમારી કાકીની હયાતીમાંજ તમારા કાકા બીજી કાકી લાવ્યા હતા. મારી શોક સાથે ન બનવાને લીધે તમારા કાકા મરણ પામ્યા ત્યાં સુધી હું પિયરમાંજ રહી અને એમના મરણ પછી સર્વ ધર્મ-વિધિ કરી હું વૃંદાવન ચાલી ગઇ હતી. ત્યાંથી હમણાંજ પાછી આવી. હરીશ કુંદુના માણસો આ વાત જાણે છે. જમીનદાર સાહેબના એકજ હુકમ સાથે તેઓ મારી તરફેણમાં સાક્ષી આપશે. જેઓ લગ્ન પ્રસંગે હાજર હતા તેઓમાંના થોડાક જણ હજી જીવતા છે."

૯

બપોરે હું મારી ઑફિસના કામમાં ગુંથાયલો હતો એવામાં વિમલાએ મને બોલાવવા માટે નોકરને મોકલ્યો. હું ચકિત થઇ ગયો.

"કોણ બોલાવે છે?"

"રાણીમાતા."

"મોટાં રાણી?"

"નહિ મહારાજ! નાનાં રાણીમાતા."

નાની રાણી! મને લાગ્યું કે એક સદી પછી વિમલાએ મને આજે બોલાવ્યો! ઓફિસનું બધું કામકાજ છોડી હું જનાનામાં ગયો. હું અમારા વિલાસભવનમાં દાખલ થયો કે તરતજ વિમલાપર મારી નજર પડી. હું ચમકયો. મને બહુજ અજાયબી લાગી. વિમલાએ સુંદરમાં સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. આ પ્રસંગને માટેજ તે સુસજ્જિત થઇ બેઠી હતી એમ મને લાગ્યું. એ ઓરડામા આટલા દિવસ અવ્યવસ્થાનું રાજ્ય ચાલતું હતું. આજે તેમાં કંઈક અંશે જૂનું સૌન્દર્ય આવેલું જણાયું. વિમલા તરફ આશ્ચર્યભરી નજરે જોઇ હું મૌન ઉભો રહ્યો.

તે જરા શરમાઇ અને જમણા હાથની આંગળીઓ વડે ડાબા હાથની બંગડીઓ સાથે રમત કરવા લાગી. પછી તેણે એકાએક મૌન તોડી કહ્યું: "જુઓ! આખા બંગાલમાં ફકત આપણા ગામમાંથીજ પરદેશી માલનો બહિષ્કાર ન થાય તે શું યોગ્ય છે?"

"એ જો અયોગ્ય હોય તો યોગ્ય શું છે તે જણાવશો?" મેં પૂછ્યું.

"વેપારીઓને કહો કે બધો માલ કાઢી નાખે."

"તેમનો માલ મારો નથી."

"પણ બજાર તો તમારૂં છે ને?"

"ખરૂં જોતાં એ બજારપર તેમાં જેઓ વપાર કરે છે તેમનોજ વધુ હકક છે."

"તો તેમને હિંદી માલનો વેપાર કરવાનું કહો."

"હું તો એમ થાય તો ઘણોજ આનંદ પામું. પણ ધાર કે તેઓ તેમ ન કરે તો?"

"કેમ ન કરે? શું તેઓ એટલા બધા ઉદ્ધત છે કે તેમના મહારાજાની આજ્ઞાનો અનાદર કરે? તમે ગામના..."

"આજે મને ઘણું કામ છે એટલે એ વિષયપર હું વિશેષ ચર્ચા કરવા માગતો નથી. પણ હું કોઇપણ જાતનો જુલમ ગુજારવા માગતો નથી એ તો ચોકસજ છે."

"એ જુલમ તમારા સ્વાર્થ માટે નથી-દેશને માટે છે."

"દેશને માટે જુલમ કરવો એટલે દેશના ઉપરજ જુલમ કરવો, પણ મને લાગે છે કે આ બીના તારે ગળે હમણાં ઉતરે એમ નથી." આટલું કહી હું જનાનામાંથી બહાર નીકળી આવ્યો.

સઘળું દીવા જેવું સ્પષ્ટ થઇ ગયું. દુનિયા કેમ ચાલે છે તેનું મને અચાનક ભાન થયું. મને લાગ્યું કે પૃથ્વીનો સઘળો બોજો દૂર થઇ ગયો છે. અને તે પોતાની અનંત શકિતના પ્રભાવે દિવસ અને રાત્રીના મણકા ફેરવતી આગળ ને આગળ ધસી જાય છે. જીવનની મુશ્કેલીઓની તેને પરવા નથી. દુઃખોનો બોજો તેને લાગતો નથી. વિશાલ જગત્ સમક્ષ કેટલું અનંત કાર્ય પડેલું છે અને છતાં તે કેટલી અમર્યાદ સ્વતંત્રતા ભોગવે છે? કોઇ પણ તેની સ્વતંત્રતાનો અવરોધ કરી શકતું નથી-કોઇ કરી શકશે પણ નહિ. મારા અંતરમાં આનંદનો ફૂવારો ફૂટયો અને તેની સેર આકાશ સુધી ઉંચે ઉડશે એમ મને લાગ્યું.

મારી ભાવનામાં આવું પરિવર્તન કેમ થયું? શોકમગ્ન મારા હૃદયમાં આનંદની પ્રબલ ધારા કયાંથી ફૂટી? પ્રથમ તો મને આ પ્રશ્નનો સરલ જવાબ ન મળ્યો. પણ થોડીજ વારમાં મને સ્પષ્ટ જણાયું કે જે બંધનથી જકડાઇને હું રાતદિવસ તડફડયા કરતો હતો તે બંધન અચાનક તૂટી ગયું હતું. એકાએક મારી સઘળી ભ્રમણા નષ્ટ થઇ ગઇ તેથી સાનંદાશ્ચર્ય ઉપજ્યું. વિમલા સાથેના મારા જીવનના સઘળા પ્રસંગો મને ચિત્રપટ પર આલેખેલાં ચિત્રો પેઠે સ્પષ્ટ જણાવા લાગ્યાં. મારી ખાત્રી થઇ ગઇ કે મારી

પાસેથી બહિષ્કારના આજ્ઞાપત્ર પર સહી લેવા માટેજ તેણે આજનો ઢંઢેરો કર્યો હતો. વિમલાનો શૃંગાર તેના અંતરથી જૂદો છે એવી મને આજસુધી કદિપણ કલ્પના આવી ન્હોતી. પણ આજે તેણે તેના વાળને જે અંગ્રેજી ફેશનથી શણગાર્યા હતા તેમાં મને પૂર્ણ કૃત્રિમતા જણાઇ. જે કેશકલાપનું ભવ્ય સૌન્દય હું પ્રથમ આનંદથી ઉભરાતા હૃદયે જોઇ રહેતો, જે સુંદર કાળા વાળોની લટો સાથે રમત કરવા માટે હું સ્વર્ગને પણ તૃણવત્ ગણવા તૈયાર હતો તે આજે બજારમાં વેચાવા નીકળ્યું હતું.

શયનગૃહના પિંજરામાંથી બહાર નીકળી હું તેજસ્વી સૂર્યના પ્રકાશમાં આવ્યો. વરંડામાં પુષ્પોના છોડોપર સુગંધી પુષ્પો ખીલી રહ્યાં હતાં. પક્ષીઓ કિલકિલાટ કરતાં નાચતાં હતાં. દૂર એક બેલગાડી પડેલી હતી. એક બળદ લીલું ઘાસ ચરતો આમ તેમ ફરતો હતો અને બીજો બળદ જમીનપર બેસી આરામ લેતો હતો. બળદની પીઠપર બેસી એક કાગડો જીવજંતુપર ત્રાપ મારતો હતો.

જગત્‌ના સાદા અને સામાન્ય જીવનની હું નજીક આવ્યો. તેનો શ્વાસો શ્વાસ પણ મારી ત્વચાને સ્પર્શવા લાગ્યો. પુષ્પોનો મધુર પરિમલ મારા દીલને આલ્હાદિત કરવા લાગ્યો. સાદા સ્વતંત્ર જગત્‌માં હું પણ સ્વતંત્ર થઇ ગયો અને સ્વતંત્રતાનું મધુર–અનિર્વચનીય સંગીત કોઇ અગમ્ય પ્રદેશમાંથી મારા કાનને સંભળાયું.

આપણા આદર્શોમાં જે સ્વાતંત્ર્ય ઓતપ્રોત થઇ રહેલું છે તેની શોધમાં ભટકનારા વીરો પુરૂષો છે. જે પતાકા નીચે ભવિષ્યમાં અમે એકત્ર થવા માગીએ છીએ તે પતાકા બનાવનારી સ્રીજ ખરી સ્રી છે. ઘરમાં અમારે માટે જે જાદુની જાળ પાથરે છે તેનો દમ્ભ અમારે ખુલ્લો કરવો જોઇએ. પોતાના મોહિની સ્વરૂપથી અમને આંજી નાખી એ જાદુગરી અમને અમારા કર્ત્તવ્યપથથી વિમુખ ન કરે તે માટે અમારે સાવધ થઇ જવું જોઇએ.

આજે મને લાગે છે કે હું છેવટ સુધી ટકી રહીશ. હું સાદાઇ, સ્વાભાવિકતા અને સરલતાના પ્રવેશદ્વાર સમીપ આવી પહોંચ્યો છું. હવે સર્વ સહી લેવાને–સઘળી વસ્તુઓ તેના વાસ્તવિક સ્વરૂપમાં જોવાને હું તૈયાર છું. મેં મારી મુક્તિ મેળવી લીધી છે. બીજાને સ્વતંત્રતા આપવાને હું તૈયાર છું. મારા કર્ત્તવ્યમાંજ મારી સાચી મુક્તિ છે.

હું જાણું છું કે મારૂં હૃદય કોઇ કોઇવાર દુઃખી થશે પણ હવે એ દુઃખનું સત્યસ્વરૂપ હું જાણું છું એટલે મને તેની પરવા નથી. એ દુઃખ ફક્ત મનેજ અસર કરશે. તેનું કંઇ નહિ. આખી માનવજાતિનાં દુઃખો હું મારા તાજમાં જડી લઇશ.

ઓ ભવ્ય સત્ય ! તું મારે પડખે રહેજે. કદિપણુ માયાના જૂઠા સ્વર્ગની મોહિનીમાં મને ફસાવીશ નહિ. હું એકલો પડી જાઉં, સર્વ મારો ત્યાગ કરે તોપણુ ઓ પ્રભુ ! તું તારેજ માર્ગે મને લઇ જજે. સત્યના દુંદુભી નાદને આશરે હું અમર વિજય મેળવી લઇશ.

## સંદીપની આત્મકથા.

૭

વિમલાએ બોલાવવાથી હું તેની પાસે ગયો. થોડીક વાર તે એક શબ્દ પણુ બોલી શકી નહિ. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં હતાં અને હમણાં અશ્રુનું પૂર વહેવા માંડશે એમ મને લાગ્યું. તરતજ હું સમજી ગયો કે નિખિલ પાસે તે હાર ખાઇ આવી હતી. તે પોતાનું ધાર્યું કરી આવશે એવો તેને વિશ્વાસ હતો પણુ તેના વિશ્વાસપર મને શ્રદ્ધા ન્હોતી. પુરૂષની નિર્બલતા ક્યાં છે તે સ્ત્રી તરત જાણી જાય છે પણુ પુરૂષની શકિત ક્યાં છે તેનો તેને તાગ લાગતો નથી. ખરી વાત એ છે કે જેમ સ્ત્રી પુરૂષને મન એક ભેદ સમી છે તેમ પુરૂષ પણુ સ્ત્રીને મન ભેદ સમોજ છે. જો એમ ન હોત તો સ્ત્રી અને પુરૂષના ભેદ પાડવામાં વિધાતાએ પોતાની શકિતનો નિરર્થક વ્યય કરેલો ગણાત.

આહ ! અભિમાન ! મગરૂરી ! વિમલાને તેનો હેતુ ન સર્યો તેનું દુઃખ ન્હોતું; પણુ જેને ચળાવવા માટે તે કંઠે પ્રાણુ આણીને સોળે શૃંગાર સજી ગઇ હતી તે ન ચળ્યો–તેની સુન્દરતા કંઇ કરી શકી નહિ–તેની વિનવણી ધૂળમાં મળી–તેથી તેનું અભિમાન જખમાયું હતું અને એ જખમથી તે દુઃખી થતી હતી. 'આ હું' અને 'આ મારૂં' એવી સ્ત્રીઓની માન્યતાની આસપાસ આકર્ષણો, પ્રલોભનો અને વંચનાની કેવી ગાઢ જાળ છવાયલી હોય છે ? એમાંજ તેનું ખરૂં સૌન્દર્ય છે. પુરૂષ કરતાં સ્ત્રીનું વ્યક્તિત્વ નીરાળુંજ હોય છે. સ્ત્રીમાં અહંભાવ વિશેષ હોય છે. પુરૂષને ઘડતી વેળા બ્રહ્મા નિશાળનો મહેતાજી હતો. તેના કોથળામાં તે વખતે ફક્ત સિદ્ધાંતો અને નીતિનાં તત્વોજ ભરેલાં હતાં; પણુ સ્ત્રીને ઘડતી વેળા તેણે પોતાની મહેતાગીરી છોડી દીધી, તે કલાકાર બની ગયો અને ફક્ત પીંછી અને રંગની ડબ્બી લઇ સ્ત્રીઓ ચીતરવા બેઠો !

વિમલા સ્તબ્ધ ઉભી રહી. તેના અભિમાનના ચૂરેચૂરા થઇ ગયા હતા. ક્ષિતિજ તરફ ગબડી જતાં વાદળાંમાં વીજળી ચમકે છે ને પૂર જોશથી વરસાદ વરસવાનાં ચિન્હો જણાય છે તેવીજ રીતે વિમલાની

આંખો ચમકી રહી હતી ને અશ્રુનું પૂર તે જેમ તેમ ખાળી રહી હતી. આ સમયે તે મારી નજરે એટલી બધી મોહક જણાઇ કે હું તેની છેક નજીક ગયો. મેં તેનો ધ્રુજતો હાથ પકડયો. તે કંઇ બોલી નહિ. હાથ ઝૂંટવી પણ ન લીધો.

"મધુ !..." મેં કહ્યું: "આપણે બન્ને મિત્રો છીએ, સ્નેહી છીએ કેમકે આપણું ધ્યેય એકજ છે. આવ–અહિં બેસ..."

મેં તેને એક સોફાપર બેસાડી. તે બેઠી. મારી ઇચ્છા સામે તેણે જરાપણ વિરોધ બતાવ્યો નહિ. પણ આહ ! આશ્ચર્ય ! પદ્મા નદીનો ધસમસતો ધોધ એકાદ સામાન્ય ટેકરો આવતાં ત્યાંથી વાંકો વળી જાય છે તેમ મારા પ્રચંડ વિકારપર અચાનક અંકુશ પડયો ! જ્યારે મેં વિમલાનો હાથ દબાવ્યો ત્યારે મારા અંગ પ્રત્યંગમાં જાદુના ઝણકાર થયા–મારી નસેનસમાં વીણાના તાર ઝણઝણી રહ્યા. પણ બીજીજ ક્ષણે એ મધુર સંગીત બંધ પડી ગયું. શું થયું ? શું નડયું ? કોણ જાણે !

શું નડયું ? પુનઃ મેં મારા મનને પ્રશ્ન પૂછયો. ફક્ત એકજ ચીજ નડતી ન્હોતી. નડતરોની મોટી ગાંસડી મારા સુખદ સંગીતના તાર ભેદી નાખતી હતી. એ નડતર સ્પષ્ટ ન્હોતી–કંઇક ગૂઢ–અતિ ગૂઢ વિરોધની એ ભાવના હતી. ગમે તેમ હો પણ એટલું તો મને સ્પષ્ટ જણાયું કે હું મારા જીવનના નિશ્ચિત સિદ્ધાંતોથી ચળ્યો છું. હું મારી જાતનેજ ઓળખતો નથી. તેથીજ મને તેનાપર આટલો બધો પ્રબલ મોહ ઉપજે છે! જો એક વાર હું મારા જીવનનો ભેદ પામી જાઉં તો સર્વસ્વનો ત્યાગ કરી મુક્ત થઇ જાઉં !

સોફાપર બેસતાંજ વિમલાનું વદન ઉતરી ગયું. તેનું મ્હો રૂની પુણી જેવું સફેદ થઇ ગયું. કેવી ગંભીર, કટોકટીની પલ આવી ને ચાલી ગઇ અને છતાં તે બચી ગઇ એ વાત તેના લક્ષમાં આવી હોય એમ મને લાગ્યું. ધૂમકેતુ સપાટાબંધ ચાલી ગયો પણ તેના તેજસ્વી પુચ્છનું વર્ચસ્વ હજુ કાયમ હતું. તેની બેભાની ટાળવાના ઇરાદાથી હું બોલ્યો:

"મધુરાણી ! આપણા માર્ગમાં મુશ્કેલીઓ તો આવશેજ. પણ તેથી નિરાશ થવાને બદલે આપણે તેની સામે લડવાને કમ્મર કસવી જોઇએ. કેમ ખરૂં છે ને રાણી ?"

તે સહેજ ખાંસી. જાણે રૂંધાઇ ગયલું ગળું સાફ કરતી હોયની તેમ ! ફક્ત એકજ બોલ તે બોલી શકી: "હા."

"આપણે આપણો કાર્યક્રમ નક્કી કરી લઇએ..." એમ કહી મે ગજવામાંથી કાગળ અને પેન્સીલ કાઢયાં.

કલકત્તાથી આવેલા સ્વયંસેવકોનાં નામોની મેં નોંધ કરવા માંડી અને તેમને કયાં કામ સોંપવાં તે પણ લખવા માંડયું. હજુ મારી નોંધ પૂરી થાય તે પહેલાં વિમલા બોલીઃ "હમણાં એ રહેવા દો. તમને હું સાંજે પાછી મળીશ." તરતજ તે ઉભી થઇ અને તે ઓરડો છોડી ગઈ. કોઇપણ વિષયમાં તેનું ચિત્ત લાગે તેમ ન્હોતું. થોડીકવાર એકાંતમાં બેસીને અથવા પલંગપર પડીને મનમુરાદ રડી લેવાની તેને જરૂર જણાઇ હશે!

જ્યારે તે મને છોડી ગઇ ત્યારે જેમ સંધ્યા સમયે સૂર્ય અસ્ત થયા પછી આકાશમાં ક્ષિતિજપટપર ઘેરો લાલ રંગ વધી જાય છે તેમ મારા વિકારની કેફ વધવા લાગી. એક અણમોલ પલ મેં મૂર્ખાએ ગૂમાવી દીધી તે માટે મને લાગી આવ્યું. હું કેવો કાયર બની ગયો! તે મારી કાયરતા જોઇ ધિક્કારમાંજ ચાલી ગઈ હશે–અને તેને મારી ભીરૂતા પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો હોય તેમાં કંઇ નવાઇ નથી.

આવા વિચાર સાગરમાં હું ગોથાં ખાતો હતો એવામાં નોકરે અમૂલ્યના આગમનની ખબર આપી. અમૂલ્યને હમણાં બીજે કયાંક મોકલી દેવાનું મને મન થયું પણ હું મારો નિશ્ચય અમલમાં મેલું તે પહેલાં તો તે ઓરડામાં ઘુસી આવ્યો. તે આવ્યો એટલે તેની સાથે વાત કર્યા વિના છૂટકોજ નહોતો. અમે દેશના જૂદા જૂદા ભાગમાં મીઠું, ખાંડ અને કાપડને માટે જે મારામારી ચાલી રહી હતી તેની ચર્ચા કરવા લાગ્યા. વાતાવરણમાંથી મારી કેફ અલોપ થઇ ગઇ. હું જાણે સ્વપ્નમાંથી જાગ્રત થયો હોઉંની એવું લાગ્યું. મારા હૃદયમાં પ્રેમની–વિકારની જે ભરતી આવી હતી તેને બદલે તરતજ પ્રેમનું સ્થાન વંદેમાતરમે ઝૂટવી લીધું.

અમૂલ્ય અવનવી ખબરો લાવ્યો હતો. હરીશ કુંદુની જાગીરના ઘણાખરા વેપારીઓ અમારા સંઘમાં ભળી ગયા હતા. નિખિલના ઘણાખરા અમલદારો પણ છૂપી રીતે અમારા પક્ષના થયા હતા અને તેઓ અમારા લાભ માટે પરદા પાછળથી દોરી ખેંચી રહ્યા હતા. મારવાડી વેપારીઓ જો તેમના હાથમાં રહેલો માલ વેચવા દેવામાં આવે તો બદલામાં અમુક દંડ આપવાને તૈયાર હતા. થોડાક મુસલમાન વેપારીઓ હજુ અમારા પંઝામાં સપડાયા ન્હોતા.

એક મુસ્લીમ એક જર્મન બનાવટની શાલ લઇ ઘેર જતો હતો. અમારા ગામના યુવાનોએ તે ખૂંચવી લઇ બાળી નાખી તેથી મામલો ગંભીર થઇ ગયો હતો. અમે તેની શાલના બદલામાં દેશી બનાવટની શાલ ખરીદી આપવાની કબૂલાત આપી. પણ સસ્તી,

દેશી અને ગરમ શાલ લાવવી ક્યાંથી ? કાશ્મીરી શાલ તેને આપવી પાલવે તેમ ન્હોતું. તે નિખિલ પાસે ગયો અને નિખિલે તેને અદાલતમાં જવાની સલાહ આપી. તે અદાલતમાં ગયો પણ વકીલ પણ અમારાજ પક્ષનો હતો એટલે તેનું કંઇ વળ્યું નહિ. નિખિલના અમલદારોએ પણ અમને છૂપી રીતે એ કામમાં ઘણી મદદ કરી.

પણ સવાલ એ છે કે પરદેશી માલની હોળી કરી બદલામાં દેશી માલ આપવાને તથા તે ઉપરાંત અદાલતમાં લડવાને પૈસા ક્યાંથી લાવવા ? ખૂબી તો એ હતી કે અમે જેમ જેમ હોળી કરતા ગયા તેમ તેમ વિદેશી કાપડની માંગ વધતી ગઇ અને યૂરોપીઅન વેપારીઓને તાગડધીન્ના થયા. એક નવાબ સાહેબ એકવાર હાંડી ઝુમ્મરવાળાની દુકાને ગયા હતા. કાચ ફૂટવાનો અવાજ નવાબ બહાદૂરના કાનને એટલો બધો મધુર લાગ્યો કે તેણે આખી દુકાનમાંના ઝુમ્મરો ભાગી નખાવ્યા ને દુકાનદારને ત્યાં સોનાનો સુરજ ઉગ્યો. આબાદ એ નવાબના જેવીજ અમારી મનોદશા થઇ હતી.

બીજો સવાલ એ છે કે હિન્દુસ્થાનમાં સસ્તું તથા સુંદર ગરમ કાપડ મળતું નથી તેનું શું ? વિદેશી ફલૅનલ, મરીના વિગેરેનો મોહ હજુ લોકો છોડી શકતા નથી. ત્યારે શું અમારે અમારા બહિષ્કારને મોળો પડવા દેવો ? આટલો આત્મભોગ લોકો ન આપે તો તેઓ સ્વરાજ્યને લાયક કેમ ગણી શકાય ?

"આમ જો !..." મેં પ્રથમ સવાલનો ફડચો શોધી કાઢી જણાવ્યું: "જેમની પાસેથી આપણે પરદેશી માલ ખૂંચવી લઇએ છીએ એટલે કે જપત કરીએ છીએ તેમને બદલામાં સ્વદેશી માલ આપવાની પ્રથા બંધ કરો. જેઓ વિદેશી માલ વાપરે છે તેઓ પાપીઓ છે. તેમનાં પાપની સજા તેમનેજ થવી જોઇએ—આપણને નહિ. જો તેઓ સરકારની મદદ લેવા જાય તો તેમના ધનધાન્યના કોઠાર બાળી નાખી વેર લો ! યાદ રાખ અમૂલ્ય ! આ યુદ્ધ છે. જો તું બીજાને દુઃખી કરતાં ડરતો હોય તો તું કોઇ સુન્દર છોકરીના પ્રેમની શોધમાં જા. બ્હીકણોનું આ યુદ્ધમાં કામ નથી."

ગમે તેમ થાય પણ કોઇપણ વિદેશી માલ આ દેશમાં નજ વપરાવા દેવો એવો દૃઢ નિશ્ચય કરીને મેં બીજા સવાલનો અંત આણી નાખ્યો. જૂના જમાનામાં જ્યારે આ દેશમાં આજના જેવી સુંદર વિદેશી શાલો ન્હોતી ત્યારે આપણા ખેડુતો જાડી, બરછટ ખાદી વાપરીને પોતાનાં શરીર ઢાંકતાં હતાં. તેમણે એ જૂના જમાનાના જીવનની સાદાઇ પુનઃ ધારણ કરવીજ જોઇએ. ખાદીના પોષાકમાં

લોકો હાલના જેવા ભભકાદાર નહિ દેખાય; પણ હમણાં તેઓ કેવા દેખાય છે તેપર વિચાર કરવાની અમને નવરાશ નથી !

ઘણા ખરા ખલાસીઓ પોતાનાં વહાણમાં વિદેશી માલ ન લઇ જવા માટે તૈયાર થયા હતા પણ તેમનો મુખી મીરઝાં હજુ અમારી સત્તા સ્વીકારતો ન્હોતો.

" તમે તેનું વહાણ ડુબાડી ન શકો ? " મેં બંદરપરના કારભારીને પૂછયું.

" આહ ! એમાં શું મોટો વાઘ મારવાનો છે ? પણ પાછળથી જો મારાપર ધાડ આવે તો ? " કારભારી બોલ્યો.

" તમારા પર પાછળથી કંઇ લફરું થાય એવું કાચું કામ શામાટે કરો ? કામ કરો તો સોળેસોળ આના પાકું કરો કે પાછળથી ખટપટજ નહિ; છતાં જો કંઇ આવી પડશે તો તે હું મારે માથે વહોરી લઇશ. "

મીરઝાંના વહાણમાંથી માલ ઉતાર્યા પછી તેને ડક્કા આગળ લાંગરવામાં આવ્યું હતું. વહાણપર કોઇ હાજર ન્હોતું. સઘળાને બંદરના કારભારીઓએ મીજબાનીમાં નોતર્યા હતા. રાતની વખતે વહાણમાં પત્થરો ભરીને તેને છોડી દેવામાં આવ્યું અને સહેજ ઉંડા પાણીમાં જતાંજ તે ડુબી ગયું. આ રીતે અમે અમારી સામે થવાની ધૃષ્ટતા કરનાર " દેશદ્રોહી " ને તેની નાલાયકીનું ફલ ચખાડયું.

મિરઝાં આ વાતની ખબર મળતાંજ બધું સમજી ગયો. તે રડતો રડતો મારી પાસે આવી વિનંતી કરવા લાગ્યો: " મારી ભૂલ થઇ, મહારાજ ! મને માફ કરો. "

" અચાનક તને તારી ભૂલનું શી રીતે ભાન થયું ? " મેં ધિક્કારભર્યા સ્વરે પૂછયું.

તેણે સ્પષ્ટ જવાબ ન આપ્યો. તે બોલ્યો: " મહારાજ ! મારૂં વહાણ ૨૦૦૦ રૂપીઆનું હતું. મને મારી ભૂલ હવે જણાઇ છે. જો આ વખતે માફ કરો તો હું કદિપણ...." એમ કહી તે મારે ચરણે પડયો.

મેં તેને દશ દિવસ પછી આવવાનું કહ્યું. જો તેને બે હજાર રૂપીઆ આપવામાં આવે તો તે અમારો ગુલામ થઇ જાય. આવાજ માણસની અમને જરૂર છે; પણ જ્યાં સુધી અમારી પાસે ખૂબ પૈસા ન હોય ત્યાં સુધી આવા ગુલામોની ફોજ એકઠી થવી અસંભવિત છે.

સાંજે વિમલા દિવાનખાનામાં આવી. હું તેને આવકાર આપવા ઉભો થયો. તરતજ મેં તેને કહ્યું:

" રાણી ! બધું બરાબર છે. વિજય નજીક આવી પહોંચ્યો છે પણ પૈસા વિના બધું નકામું ! "

"પૈસા ? કેટલા જોઇએ ?"

"બહુ નહિ. પણ ગમે તે રસ્તે પૈસા મેળવવાજ જોઇએ."

"પણ કેટલા ?"

"હાલ તુરત ફક્ત પચાસ હજારથી કામ ચાલશે."

'પચાસ હજાર' સાંભળી વિમલા મનમાં ડઘાઇ ગઇ; પણ તેણે પોતાનો મનોભાવ વ્યક્ત થવા દીધો નહિ. એકવાર તે હાર ખાઇ આવી હતી. આ બીજી કસોટી હતી. આ વખતે તે હાર કબૂલે તો તેનું વ્યક્તિત્વ કોડીનું થઇ જાય !

"રાણી !" મેં કહ્યું: "તમેજ એકલાં અશકયને શકય બનાવવાની શક્તિ ધરાવો છો. ખરેખર, તમે આજ સુધીમાં તમારી અજેય શક્તિ સિદ્ધ કરી આપી છે. તમે કેવાં કેવાં મહદ્ કાર્યો શકય બનાવ્યાં છે તે જો હું તમને કહું તો તમે આશ્ચર્યચકિત થઇ જશો. હમણાં એ વાત જવા દો. હાલમાં તો પૈસા જોઇએ છે."

"તમને પૈસા જોઇએ છે ને ! તે મળી રહેશે." તે બોલી.

તેણે પોતાના અલંકાર વેચવાનો વિચાર કર્યો હશે એવી મેં કલ્પના કરી. તેથી મેં તેને કહ્યું: "તમારા અલંકાર હમણાં રાખી મૂકજો. તેની જરૂર ક્યારે પડશે તે નક્કી નથી." વિમલા મારા તરફ શુન્ય નજરે જોઇ રહી. તે અવાક્ જેવી થઇ ગઇ. મેં પુનઃ શરૂ કર્યું: "આ પૈસા તમારા પતિની તિજોરીમાંથી આવવા જોઇએ."

વિમલા વધુ ડઘાઇ. તેનાપર વજ્રપ્રહાર થયો. થોડીકવાર તે સ્તબ્ધ રહી. ગાઢ વિચારમાં પડી ગઇ. અંતે તે બોલી: "એ પૈસા હું કેવી રીતે લઇ શકું ?"

"શું નિખિલના પૈસા તે તમારા નથી ?"

"નહિ." તે બોલી. તેના જખમાયલા અભિમાનપર તાજો ઘા થયો.

"જો એ પૈસા તમારા ન હોય તો તેના પણ નથી. તે દેશના છે–માતૃભૂમિના છે. સ્વદેશને જ્યારે દ્રવ્યની અત્યંત જરૂર છે ત્યારે નિખિલ દેશના પૈસા પચાવી બેઠો છે." મેં કહ્યું.

"એ બધું ખરૂં. પણ મારે એ પૈસા મેળવવા કેવી રીતે ?"

"તમારે તે લાવવાજ પડશે અને તમે લાવશો શુદ્ધાં. કેવી રીતે લાવવા તે તમે સારી પેઠે જાણો છો. ઇનસાફની રૂએ એ પૈસા માતૃભૂમિના છે અને તમારે તે માતૃભૂમિને ચરણે ધરવાજ જોઇએ. વંદેમાતરમ્ ! આ જાદુઇ શબ્દો નિખિલની તિજોરીના લોખંડી દરવાજા ઉઘાડી નાખશે, તેના ઓરડાની દિવાલો ભેદી નાખશે તથા જેઓ માતૃભૂમિની હાકલની અવગણના કરે છે તેમને ફના કરી દેશે. બોલો, મધુરાણી ! વંદેમાતરમ્ !"

"વંદેમાતરમ્ !"

# પ્રકરણ ૭ મું.

## સંદીપની આત્મકથા.

### ૮

અમે મર્દો છીએ, પુરૂષો છીએ. રાજા છીએ. અમને અમારી ખંડણી મળવીજ જોઇએ. આ જગતમાં આવ્યા ત્યારથી અમે જગતને લૂંટતા આવ્યા છીએ. અને અમારી માગણી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ જગત્ વધુ ને વધુ નમતું રહ્યું છે. સૃષ્ટિના આરંભથી અમે ફલફૂલ ચૂંટવામાં, વૃક્ષોના કાપીને ટૂકડા કરવામાં, જમીન ખોદી નાખવામાં તથા પશુ પક્ષીઓને મારી નાખીને ખાઇ જવામાં આનંદ માનતા આવ્યા છીએ. સમુદ્રને તળિયેથી, પૃથ્વીના પડમાંથી, અરે ! મૃત્યુના પંઝામાંથી પણ અમને જે જે જોઇએ તે અમે ઝુંટવી લઇએ છીએ. સૃષ્ટિના ખજાનાની એક પણ વસ્તુ અમારા પંઝાથી બચી શકી નથી.

જેઓ મર્દો છે તેમની વાસના તૃપ્ત કરતાં પૃથ્વીને હર્ષ થાય છે. સૃષ્ટિ પોતાનું બળિદાન આપી આપીનેજ ફલરૂપ, સુન્દર અને પૂર્ણ થઇ છે. જો તેણે એવો ભોગ ન આપ્યો હોત તો તે વેરાન જંગલ જેવીજ રહેત; તે પોતાનું સૌન્દર્ય પ્રકટાવી શકત નહિ; તેના વિધવિધ ભંડારના દ્વાર ઉઘડત નહિ ને તેનાં રત્નો તથા મોતીઓ સુન્દરીઓના લલિત લાવણ્યને શોભાવવા બહાર આવત નહિ !

એજ રીતે ફક્ત અમારા હકની શક્તિને પ્રતાપે અમે સ્ત્રીઓની સઘળી ગુપ્ત શક્તિઓ બહાર આણી છે. પુરૂષોને શરણે થતાં થતાં સુન્દરીઓએ પોતાની સાચી મહત્તા મેળવી લીધી છે. તેમનાં સર્વ સુખનાં રત્નો અને દુ:ખનાં મોતીઓ અમારા બાદશાહી ખજાનામાં મેલી દઇને તેમણે પોતાની સાચી સંપત્તિ ખોળી કાઢી છે. એ પરથી સિદ્ધ થાય છે કે પુરૂષનો સ્વીકાર તેજ દાનરૂપ છે, કેમકે સ્ત્રી જે આપે છે તેથી બમણું મેળવે છે.

વિમલા પાસેથી હમણાં મેં જે માગણી કરી તે ખરેખર બહુ મોટી છે ! પ્રથમ તો મારા મનમાં આશંકા ઉત્પન્ન થઇ. તેમાં મારા પુરૂષત્વનોજ દોષ ! પોતાના મનમાં અનેક તર્ક વિતર્ક લડાવ્યા કરવાની પુરૂષોને આદતજ પડેલી હોય છે. મને લાગ્યું કે મેં વિમલાને બહુ ભારી કામ સોંપ્યું છે. તેને પાછી બોલાવી આવી ભાંજગડમાં પડી તારે તારા જીવનને કલુષિત કરવાની જરૂર નથી એમ કહી દેવાનો મને વિચાર આવ્યો. સ્ત્રીના હૃદયની શાંતિના મૂલમાં અશાંતિ ઉત્પન્ન કરી તેનું જીવન સફલ કરવું, દુ:ખના અગાધ અને અમાપ સમુદ્રનું મંથન કરી જગતને સુખી કરવું એ પુરૂષોનું ધર્મ કર્ત્તવ્ય છે. એમ હોવાને લીધેજ પ્રભુએ પુરૂષોના હાથમાં જોર આપ્યું

છે અને તે ગમે તેનાપર પંઝો મારી શકે છે. આ સર્વ બીના હું આ વખતે ભૂલી ગયો.

હું–સંદીપ વિમલા પાસેથી કોઇ મહદ્ બળિદાનની માગણી કરૂં–તેને મૃત્યુને આલિંગવાનું નિમંત્રણ કરૂં તે માટે તેનું હૃદય આતુરતાથી રાહ જોઇ રહ્યું હતું. એવી આતુરતા તેના દીલમાં ન જાગે તો તે સુખી થાય તેમ ન્હોતું. તેને રૂંવે રૂંવે આવેશ પચી ગયલો છે. તે તેના શાંત સુખી જીવનના એકરંગીપણાથી એટલી બધી અતૃપ્ત થઇ ગઇ હતી કે કેટલાંય વર્ષોથી હૃદય ઠાલવીને રડવાની સંધિ ક્યારે મળે તેની તે રાહ જોઇ રહી હતી! તેથીજ મને પહેલીવાર જોઇને તેના હૃદયપટપર અલ્પ સમયમાં છવાનારાં દુઃખનાં વાદળની આગાહીરૂપ મ્લાન છટા છવાઇ હતી! જો હું તેની દયા ખાઇ તેને દુઃખમાં પડતી બચાવી લઉં તો મારા પુરૂષ જન્મનું સાર્થક શું?

મને કચવાટ થાય છે તેનું કારણ એ છે કે મારી માગણી પૈસા સંબંધી છે. એ માગણીમાં ભિક્ષાની ગંધ છે. પૈસા પુરૂષોના છે–સ્ત્રીઓના નથી. એ ભિક્ષાની ગંધ કાઢી નાખવા માટેજ મારે જાણીજોઇને મોટી રકમની માગણી કરવી પડી. એક કે બે હજાર માગ્યા હોત તો તે નાની શી ચોરી જણાત. પચાસ હજારની માગણીમાં ભલે થોડી ભિક્ષાવૃત્તિ હોય પણ તેમાં એક પરાક્રમી લુંટારાનો ગર્વ તો અવશ્ય શમાયલો છે.

ખરેખર, હું અઢળક લક્ષ્મીનો સ્વામી હોવો જોઇએ. મારી અનેક વાસનાઓ દ્રવ્યને અભાવે અતૃપ્ત રહે છે. અનેક પરાક્રમો દ્રવ્યને અભાવે હું કરી શકતો નથી. એ મને રૂચતું નથી. જો મારૂં નસિબ મને અન્યાય કરત તો હું તેને માફ કરત; પણ તેની અરસિકતા અક્ષમ્ય છે. મારા જેવા માણસને ઘરનું ભાડું ચૂકવવાના વાખા પડતા હોય અથવા ઇન્ટરક્લાસની ટીકીટ લેતી વેળા રૂપીઆ, આના પાઇની ગણત્રી કરવી પડતી હોય તો તે દુઃખકારકજ નહિ પણ અશિષ્ટ જંગલીપણું પણ છે.

એ પણ સ્પષ્ટ છે કે નિખિલની વડિલોપાર્જીત મીલકત તેને કામની નથી. તેને તેની જરૂર પણ નથી. તે જો ગરીબ જનમ્યો હોત તોજ શોભત. તેણે તેના ગુરૂરાજ સાથે આનંદપૂર્વક ગરીબીની ધુંસરી નીચે મસ્તક નમાવ્યું હોત!

દેશસેવામાં પચાસ હજાર ફેંકી દેવાની તક મને એકવાર મળે એમ હું ચાહું છું. હું નવાબ થવાજ જનમ્યો છું. આ કંગાળ ગરીબીનો બુરખો ફક્ત એક દિવસ પણ ફેંકી દઇ મારા ખરા સ્વરૂપમાં વ્યક્ત થવાનું મહાન સ્વપ્ન હું લાંબા વખતથી જોઇ રહ્યો છુ.

વિમલા પચાસ હજાર રૂપીઆ લાવી શકશે કે કેમ તે વિશે મને મોટી શંકા છે. બહુ બહુ તો હજાર બે હજાર લાવે એવો સંભવ છે. ભલે તેમ. આખો ન મળે તો અરધો રોટલો પણ ગનીમત ! બીલકુલ ન મળે તેના કરતાં થોડું લઇ સંતુષ્ટ થવું તે શાણા માણસોનું કામ છે

પણ મારા વ્યક્તિગત વિચારો સંબંધી ભવિષ્યમાં કોઇવાર વિચાર કરી લઇશ.

હમણાંજ મને ખબર મળી છે કે મારૂં અગત્યનું કામ છે. કંઇ આફત આવી પડી છે...

વાત એમ છે કે જે માણસે મિરઝાંનું વહાણ ડુબાવી દીધું હતું તેની પોલીસને કંઇક બાતમી મળી છે. તે એક જૂનો ગુનેહગાર છે. પોલિસ તેની તપાસમાંજ છે પણ તે સાત પાણીએ ધોયલો બદમાસ છે. તે સહેજમાં પકડાવાની આશા નથી. છતાં ક્યારે શું થશે તે નક્કી નથી. નિખિલ હવે અમારા પર તિક્ષ્ણ નજર રાખે છે એટલે તેનો કારભારી પોતાનું ધાર્યું કરી શકે તેમ નથી.

" મારા પર જો વાદળી આવી " કારભારીએ મને કહ્યું: " તો હું તમને પણ સાથે ઘસડીશ, સાહેબ ! "

" મારી સામે આરોપ મેલવાની તારી પાસે કંઇ સાબીતી છે ? " મેં કહ્યું.

" તમારો એક કાગળ મારી પાસે છે ને અમૂલ્ય બાબુના તો અનેક પત્રો છે. "

હવે મને ખબર પડી કે જે કાગળ પર * Urgent એ શબ્દ લખેલો હતો અને જેનો જવાબ મેં ઉતાવળમાં મારે હાથેજ લખી નાખ્યો હતો તે કાગળ મને શીશામાં ઉતારવા માટેજ લખવામાં આવ્યો હતો ! ધીમે ધીમે મને પણ ઘણું શીખવાનું મળતું જાય છે !

હવે બચવાની એકજ બારી હતી. પોલિસને લાંચ આપવી ને મીરઝાંને વહાણના પૈસા આપી દઇ ચૂપ કરી નાખવો. સ્વદેશ સેવા માટેના અમારા આ પરાક્રમ પાછળ અમે જે પૈસા વેરી રહ્યા છે તેનો મોટો ભાગ નિખિલનો કારભારી પચાવી જાય છે એ બીના પણ હવે મને સ્પષ્ટ જણાઇ. કંઇ નહિ. મારે એ બાબતમા આંખ આડા કાન કરવા જોઇએ; કારણ કે મારી પેઠે તે પણ પૂરતા આવેશથી વંદેમાતરમની બાંગ તો મારે છે ને ?

અમે જેવું કામ કરી રહ્યા છીએ તેવું કામ એમજ ચાલે છે ! એ કાર્ય ગળતા વાસણ જેવું છે. તેમાં જેટલું ભરો તેટલું થોડું. તે ગળીજ જવાનું. દરેક મનુષ્યના હૃદયના ખૂણામાં નીતિનો એક

* અત્યંત જરૂરી.

ઝીણો દીવો બળ્યા કરે છે. એવો દીવો મારા દીલમાં પણ છે. તેથી હું કારભારી પર ગુસ્સે થઇ તેની અપ્રમાણિકતા માટે તેને ઠપકો આપી આપણા દેશીઓ સ્વરાજ્ય માટે નાલાયક છે એમ કહેવાની અણીપર હતો. પણ નહિ. જો કોઇ પરમેશ્વર હોય તો હું તેનો અત્યંત આભારી છું કેમકે તેણે મને એવું હૃદય આપ્યું છે કે જે સર્વ જોઇ શકે છે. મારાથી કંઇપણ છૂપું રહેતું નથી. હું બીજાને ભમાવું છું પણ હું પોતે કોઇ ભ્રમણામાં ભમતો નથી. તેથીજ મારો ક્રોધ વધુ વાર ટકયો નહિ.

ખરૂં સત્ય તો તે કે જે નિર્મલ સત્ય હોય. તેમાં સારા યા માઠાને સ્થાનજ નથી. એવું સત્ય તે વિજ્ઞાન! તળાવ એટલે જમીનમાં ન પચેલા પાણીનો જથ્થો–બીજું કંઇ નહિ. પૃથ્વીની પ્રત્યેક વસ્તુની પેઠે વંદેમાતરમની નીચે પણ માટીની જમીન રહેલી છે અને તેની શોષક શકિત ભૂલી જવી પરવડે તેમ નથી. કારભારીને જે જોઇશે તે તે લેશે. મને જે જોઇએ તે હું લઉં છું. આવી નજીવી જરૂરીયાતો અમારા મહાન્ કર્તવ્યની અસંખ્ય જરૂરોનો એક અંશજ છે. જો સડસડાટ રથ ચલાવવો હોય તો ઘોડાઓને ચણા ખવડાવવા જોઇએ ને પૈંડામાં તેલ પણ પૂરવું જોઇએ.

આ બધાનો સાર એ કે પૈસા જોઇએ–ખૂબ જોઇએ ને જલદી જોઇએ. તુરતા તુરત જે મળે તે અમારે લઇ લેવું જોઇએ કેમકે હવે થોભી શકાય તેમ નથી. તાત્કાલિક લાભ અંતિમ લાભને ગળી જાય છે. આજે જો ૫૦૦૦ મળે તો આવતી કાલે પચાસ હજાર મળશે, એ વાત હું જાણું છું પણ મારે મારી ઉતાવળની સજા ખમી લેવી જોઇએ. વારંવાર મેં નિખિલને કહી નાખ્યું છે કે જેઓ સંયમી થઇ ધીમે ધીમે આગળ વધે છે તેઓ ત્યાગનું રહસ્ય સમજતા નથી. અમારા જેવા લોભીઆઓનેજ ડગલે ને પગલે અમારા લોભનાં બળિદાન આપવાં પડે છે!

મનુષ્યના મુખ્ય પાપોમાં વાસના મોટામાં મોટું પાપ છે અને તે મર્દો માટે છે. પણ ભ્રમ નામર્દો માટે છે અને એ ભ્રમ તેમને ડગલે ડગલે નડે છે. ભ્રમને લીધે તેઓ ભૂત અને ભાવીમાં ગબડયા કરે છે પણ વર્તમાનમાં ડગલાં ભરતાં તેઓ મુઝાય છે. જેઓ દૂરથી આવતા સ્વર તરફ ઉત્સુકતાથી કાન માંડી રહે છે તથા નજીકની વસ્તુઓ તરફ બેદરકાર રહે છે તેઓ પોતાના પ્રિયતમના સ્મરણમાં ભાન ભૂલેલી શકુંતલા સમા છે. અચાનક મહેમાન આવી પહોંચે છે, તેનું સ્વાગત થતું નથી ને પરિણામે જેનું સતત ચિંતન થતું હોય તેજ આપણને ન મળે એવો શાપ આપણા મસ્તકપર ચ્હોંટે છે!

તે દિને મેં વિમલાનો કોમલ હાથ દાબ્યો હતો. હજુ પણ તેનું હૃદય એ સ્પર્શથી થડકી રહ્યું છે ને મારા હૃદયમાં પણ તેનો સ્પર્શ પ્રબલ આંદોલનો જન્માવી રહ્યો છે. વારંવાર એવા સ્પર્શથી એ હૃદયકંપને શબવત્ બનાવી દેવામાં મઝા નથી કેમકે હમણાં તેમાં સંગીત છે—ચાલુ પુનરાવર્ત્તનથી એ સંગીત સામાન્ય વસ્તુ બની જશે. હમણાં વિમલાના હૃદયમાં "કેમ ?" એ શબ્દને સ્થાનજ નથી. વિમલા એવી વ્યકિત છે કે જેના જીવનની મસ્તી ટકાવી રાખવા માટે ભ્રમણાનો હું નાશ કરવા માગતો નથી.

મારી સામે હમણા એટલાં બધા કામો પડેલાં છે કે મારે આવેશ રૂપી શરાબની પ્યાલી પરતું પીજુ જોઇનેજ સંતુષ્ટ થવું પડશે. ઓ વાસનાભૂખ્યા માનવી! તારી આકાંક્ષાને દાબી દે ને પ્રલોભનોની સર્વ નાજુક ભાવનાઓ વ્યક્ત થાય ત્યાં સુધી ભ્રમની—મોહની—જાદુઇ બંસી બજાવ્યો જા ! શરાબની પ્યાલી ગટગટાવી જવાનો આ વખત નથી.

૯

અમારૂં કામ ધીમે ધીમે ઠીક ચાલી રહ્યું છે, હિંદુમુસ્લીમ બીરાદરીની ગગન ગરજાવનારી બાંગો મારવા છતાં અમે સાચા બીરાદર થઇ શકીએ એમ અમને લાગતું નથી. મુસ્લીમો અમારા મિત્રો ન થાય તો તેમને દબાવી દઇને બલજોરીથી અમારે પડખે લાવવા પડશે. તેમને અમારે ભાન કરાવવું પડશે કે અમે આ ભૂમિના માલીક છીએ. તેઓ હમણાં દાંત કચકચાવી રહ્યા છે પણ એક દિવસ જરૂર તેઓને અમારી મોરલીના સૂરપર નાચવું પડશે.

પણ નિખિલનું તત્વજ્ઞાન અહિં પણ આડખીલી નાખે છે. તે કહે છેઃ ' જો સંયુકત હિંદુસ્થાનની કલ્પનાનો સાક્ષાત્કાર કરવો હોય તો મુસલમાનોને પણ તેમાં સ્થાન મળવું જોઇએ. '

"બરાબર છે." મેં કહ્યું: " પણ તેમનું સ્થાન કયાં છે તે આપણે નકકી કરવું જોઇએ અને તેમને તે સ્થાનેજ રાખવા જોઇએ; નહિ તો તેઓ વારંવાર આપણને નડવાના."

"એટલે તમે એક જૂલમ નાબુદ કરી બીજો જૂલમ સ્થાપવાની પેરવી કરવા માગો છો."

"ત્યારે તમે શું ચાહો છો ?"

"જગત્‌માં મારામારી અથવા કલહકંકાશ દુર કરવાનો એકજ સુપ્રસિધ્ધ માર્ગ છે." નિખિલ અર્થપૂર્ણ ભાવ સહિત બોલ્યો.

ભલા માણુસો જે કથાઓ લખી ગયા છે તેમની પેઠે નિખિલના વાદવિવાદનો અંત હમ્મેશાં નીતિના તત્વોમાંજ આવે છે. ચમત્કાર તો એ છે કે નૈતિક આદર્શો સાથે તેને ગાઢ સહવાસ હોવા છતાં હજુ

તેને તે પર શ્રદ્ધા છે ! તે ખરેખર એક નિશાળીઓજ છે. તેનામાં એક ગુણ છે અને તે નિષ્કપટપણાનો ! આવા માણસો મૃત્યુ થતાં સઘળું ખતમ થઇ જાય છે એમ પણ માનતા નથી. તેમની આંખો મૃત્યુની પેલે પારનો કોઇ અણઓળખ્યો પ્રદેશ જોવાને ઇંતેઝાર હોય છે !

લાંબા વખતથી મારા મનમાં એક યોજના ઘોળાયા કરે છે. તેનો જો અમલ થાય તો આખા દેશમાં હોળી સળગે—આખો દેશ પ્રજ્વલિત થઇ જાય એવી મારી ખાત્રી છે. માતૃભૂમિનું સાચું સ્વરૂપ જોયા વિના આપણા દેશબાંધવોમાં કદિપણ જ્વલંત દેશાભિમાન જાગ્રત થવાનું નથી. આપણે માતૃભૂમિને દેવી સ્વરૂપ આપવું પડશે. મારા સાથીઓ તરતજ આ ભાવ સમજી ગયા.

"આપણે એવી મૂર્તિ બનાવીએ—" તેઓએ મોટે સ્વરે કહ્યું.

"એવી મૂર્તિ નવી બનાવવાથી કંઇ દહાડો વળશે નહિ. ચાલુ મૂર્તિઓમાંથીજ એક માતૃભૂમિની મૂર્તિ છે એમ આપણે લોકોના મન પર ઠસાવવું પડશે. અંધશ્રદ્ધાથી જુના ધર્મ તરફ લોકોનો જે પ્રચંડ પ્રવાહ વહી જાય છે તેજ પ્રવાહને આપણે આપણી તરફ વાળવો પડશે."

આમાં પણ નિખિલની નડતર ખરીજ ! તેણે મને કહ્યું: "જેને આપણે સત્ય ધર્મ માનીએ છીએ તેમાં ભ્રમણાની—મોહની સહાય લેવી કામની નથી."

"નિર્બલ મનના લોકો માટે ભ્રમણાઓની જરૂર છે. અને જગતનો મોટો ભાગ નિર્બલ મનનોજ હોય છે. એ કારણને લીધેજ દરેક દેશમાં જૂદાં જૂદાં દેવ દેવીઓ નક્કી કરી રાખેલાં છે કેમકે મનુષ્યો પોતાની નિર્બલતા સારી પેઠે સમજે છે. જગત્નો મોટો ભાગ ભ્રમપરજ જીવે છે અને ભ્રમમાંજ મરે છે." મેં કહ્યું.

"નહિ." નિખિલ બોલ્યો: "પ્રજાની ભ્રમણાઓ દૂર કરવા માટેજ પ્રભુની જરૂર છે. જે દેવ દેવીઓ પ્રજાનો ભ્રમ કાયમ રાખે છે તે સર્વ જૂઠાં છે."

"તેથી શું ? અમારૂં કાર્ય રામશરણ થઇ ન જાય તે માટે જો ખોટા દેવોની પૂજા કરવાની જરૂર જણાય તો તેમ પણ કરવું જોઇએ. તેમાં ખોટું શું છે ? કમનસિબે આપણામાં અનેક ભ્રમો—અનેક વહેમી રિવાજો હજુ ચાલુ છે પણ તેમનો ઉપયોગ અમારા કામમાં કેમ કરી લેવો તે મને સુઝતું નથી. બ્રાહ્મણો તરફ નજર કરો ! અમે તેમને પૃથ્વીપરના દેવ માનીને તેમની ચરણરજ માથે ચઢાવીએ છીએ છતાં તેમનું સઘળું બલ વ્યર્થજ જાય છે ! તેઓ આપણને જરાપણ કામ લાગતા નથી. હમ્મેશાં નમ્ર અને કોઇની પણ ચરણરજ મસ્તકે અથવા પીઠપર લગાવી ચિત્ર વિચિત્ર સ્વરૂપ ધારણ

કર્યા સિવાય કંઇ કામ થઇ શકેજ નહિ એવું માનનારો એક મોટો વર્ગ હમ્મેશાં દુનિયામાં રહેવાનોજ. તેમને કોઇને કોઇ ભ્રમણાથી ભમાવ્યા વિના તેઓ એક ડગલું પણ આગળ વધવાના નથી. યુગયુગથી આપણે બ્રાહ્મણોનું રક્ષણ કર્યું-તેમને દેવ માન્યા-તેમની પુજા કરી; છતાં આપણી જરૂરની વેળાએ તેઓ આપણા પ્રવાહને વેગવંત બનાવવાને મેદાને ન પડે એ શું જેવી તેવી શોચનીય બીના છે ?"

પણ આ બધું નિખિલને ગળે ઉતારવું અશકય છે. સત્ય માટે તે એટલો બધો હઠાગ્રહી છે કે ન પૂછો વાત! જાણે સત્ય જેવી કોઇ બાહ્ય વસ્તુ અસ્તિત્વમાં હોયની! કેટલીયવાર માથાકૂટ કરીને મેં તેને સમજાવ્યું કે જ્યાં અસત્યનો વાસો હોય ત્યાંજ સત્ય રહી શકે. પણ પત્થરપર પાણી! આપણા દેશમાં પ્રાચીન કાલમાં લોકો આ વાત સમજતા હતા તેથીજ તેમણે હિમ્મતથી જાહેર કર્યું હતું કે મંદ બુદ્ધિવાળા માટે અસત્ય તેજ સત્ય છે. જેઓ દેશનેજ દેવી માને છે તેઓને માટે માતૃભૂમિની મૂર્તિ તેજ ભવ્ય સત્ય છે! આપણા રિવાજો તથા સ્વભાવને લીધે આપણા દેશનું ખરું સ્વરૂપ આપણે ઓળખી શકતા નથી પણ તેની છાયા-તેની મૂર્તિમાં આપણે સહેલાઇથી શ્રદ્ધા રાખી શકીએ. જેઓ ખરેખર કંઇ કામ કરી બજાવવા માગતા હોય તેમણે આ બીના ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

આવી વાત સાંભળીને નિખિલને સંતાપ થાય છે. "સત્યને માર્ગે પ્રયાણ કરવાની શક્તિ તમે ગુમાવી બેઠા છો તેથી આકાશમાંથી કોઇક દેવી ચમત્કારથી તમને તમારી ઇચ્છીત વસ્તુ મળી જશે એવી આતુરતામાં તમે જીવો છો! તેથીજ સદીઓ થયાં દેશ સેવાનું કાર્ય અનામત પડયું છે તો પણ તમે હજુ મૂર્તિ બનાવવાની અને તેની સમક્ષ હાથ જોડીને તેની કૃપા મેળવવાની કલ્પના કરી રહ્યા છો!"

"અમે અશકયને શકય બનાવવા માગીએ છીએ. અમે અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા મથીએ છીએ. તેથીજ અમે દેશને પ્રભુનું સ્વરૂપ આપવા માગીએ છીએ" મેં કહ્યું.

"શકય કામ કરવાની તમારામાં ભાવનાજ નથી એવો તમારા બોલવાનો અર્થ જણાય છે." નિખિલે જવાબ વાળ્યો. "હાલ જે પરિસ્થિતિ છે તેમાં જરાપણ સુધારો કરવાની તમને પરવા નથી; અને છતાં તમે દેવી પરિણામ નીપજાવવાની આશા રાખો છો."

"આમ જુઓ નિખિલ!" છેવટે અત્યંત ક્ષુબ્ધ થઇ હું બોલ્યો: "તમે જે વાત કરો છો તે નીતિપાઠ તરિકે સારી છે. મનુષ્યના વિકાસક્રમની એક સ્થિતિમાં એ વિચારો બાલકને જેમ દુધ ઉપયોગી છે તેમ ઉપયોગી હતા. પણ હવે એ વિચારો કામના નથી કેમકે મનુષ્યોને હવે દાંત ઉગ્યા છે.

" જે વસ્તુનું બીજ રોપવાનું સ્વપ્નમાં શુદ્ધાં આપણને સ્મરણ થતું નથી એવી વસ્તુઓ દેશમાં ચારેતરફ હસ્તીમાં આવી છે તે તમે જોતા નથી ? એ શાને પ્રતાપે ? કઇ શકિતથી એ હસ્તીમાં આવી ? દિનપ્રતિદિન ક્રમશઃ વ્યક્ત થતી જતી અમારી દેવીના એ પ્રતાપ—અમારા પ્રભુની એ શક્તિ! એ દેવીને મૂર્ત સ્વરૂપમાં વ્યક્ત કરવાનું પ્રતિભાસંપન્ન પુરૂષોનું કર્તવ્ય છે. જેનામાં પ્રતિભા હોય તે દલીલ કરતો નથી—તે તો જન્માવે છે. દેશ જેની કલ્પના કરે છે તેને હું મૂર્તિમંત બનાવવાનો પ્રયાસ કરી રહ્યો છું.

" હું દેશમાં ચારે તરફ એવી વાત ફેલાવીશ કે માતૃભૂમિએ મને સ્વપ્નમાં દર્શન દીધાં છે. બ્રાહ્મણોને હું કહીશ કે દેવીએ તેમને તેના પુજારી નીમ્યા છે અને દેવીની પુજા કરવામાં આજસૂધી તેમણે જે બેપરવાઇ બતાવી છે તેથીજ તેમનો અધઃપાત થયો છે. હું જૂઠું બોલું છું એમ તમે કહેવા માગો છો ને ? નહિ. હું કહું છું કે એજ સત્ય છે. એટલુંજ નહિ પણ એ તે સત્ય છે કે જે મારે મ્હોડે સાંભળવાને દેશ લાંબા વખતથી આતુર થઇ રહ્યો છે. મારો સંદેશ સંભળાવવાનો અણમોલ પ્રસંગ મને મળશે ત્યારે તેની અસર કેવી મહાન થશે તેનું તમને ભાન થશે. "

" મને જે દુઃખ થાય છે તે એ કે મારૂં આયુષ્ય મર્યાદિત છે અને તમે જે પરિણામની વાત કરો છો તે અંતિમ પરિણામ નથી. તે પછી પણ કંઇક એવું પરિણામ આવશે કે જે તમે આજે કલ્પી શકતા નથી. "

" મને ભવિષ્યની દરકાર નથી. હું તો આજનુંજ પરિણામ જોવા માગું છું." મેં કહ્યું.

" અને હું અનંત કાલ સૂધી નીભી રહે એવું પરિણામ લાવવા મથી રહ્યો છું."

બંગાલને પ્રભુએ અદ્‌ભૂત કલ્પના શકિત અર્પેલી છે. નિખિલને પણ એ દૈવી બક્ષીસ મળેલી હશે પણ તેના રમ્ય તરંગવાદ પર સાત્વિક ભાવનાની છાયા ફરી વળી હતી. તત્વજ્ઞાનના દરિયા ડહોળવામાં તેણે તેની કલ્પના શકિત લગભગ મારી નાખી હતી. બંગાલે દુર્ગા માતાની ભકિતને કેવું ઉચ્ચતમ સ્વરૂપ આપ્યું છે તે જુઓ! બંગાલનું એ મહદ પરાક્રમ છે. હું કસમપૂર્વક કહું છું કે દુર્ગા રાજકીય દેવી છે. મુસલમાનોના પ્રચંડ આક્રમણો સામે ટક્કર ઝીલવાની પ્રજામાં તાકાત ઉત્પન્ન કરવાને મારા જેવા કોઇ દેશભકતે દુર્ગાને માતૃભૂમિની પ્રતિમા તરિકે—શકિતના વ્યકત સ્વરૂપ તરિકે નક્કી કરી હશે! પોતાના ધ્યેયને આવું ચમત્કારિક દૃશ્ય સ્વરૂપ આપવાની ભારત વર્ષના બીજા કયા પ્રાંતે કલ્પના કરી છે ?

કલ્પના શક્તિની પ્રભુએ અમને લ્હાણી કરેલી છે. નિખિલ એ લ્હાણી ગૂમાવી બેઠો છે તે તેના જવાબ પરથીજ મને જણાઇ ગયું. તે બોલ્યો: "મુસલમાનોના અમલમાં મરાઠાઓ અને શીખોએ પોતાના બાહુબલપર વિશ્વાસ રાખ્યો હતો અને તેઓએ પોતાના હાથમાં શોભતાં હથિયારો દ્વારા ફળ મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ બંગાલીઓએ પોતાની દેવીના હાથમાં શસ્ત્ર મૂકીને તેની સમક્ષ યજ્ઞના મંત્રો ભણવામાંજ સંતોષ માન્યો. પણ તેમની માતૃભૂમિ ખરેખરી દેવી ન્હોતી એટલે તેમને બદલામાં બકરા ને ભેંસના કપાયલાં મસ્તકોજ મળ્યાં ! જે દિને આપણે સત્યને પંથે પ્રયાણ કરી આપણા દેશનું કલ્યાણ કરવાનો આરંભ કરીશું તે દિને સર્વશક્તિમાન પરમાત્મા આપણને જરૂર વિજય આપશે."

કમનસિબી એ છે કે નિખિલના શબ્દો કાગળપર અત્યંત મોહક લાગે છે ! પણ મારા શબ્દો કાગળ ખરડવા માટે નથી. તે તો જીગરમાં કોતરી રાખવાના છે. વિદ્વાન નિબંધકાર ખેતી વિષે શાહી ને કાગળનું નખ્ખોદ વાળીને ચર્ચા કર્યા કરે છે પણ ખેડુત હળની અણીથી જમીન ખોદીને ભૂમિપર સ્પષ્ટ ચિન્હો પાડી પોતાના શ્રમનું સાર્થક થયલું માને છે !

૬૦

પુનઃ જ્યારે હું વિમલાને મળ્યો ત્યારે જરા પણ આડપડદો ન રાખતાં મેં જોરથી ચાવી ફેરવી.

"લાખો વર્ષોથી જેની પૂજા કરવાને આપણે આ દુનિયામાં જન્મ લઇએ છીએ તે પ્રભુ જ્યાંસુધી આપણી નજરે ન પડે ત્યાંસુધી આપણે ખરા અંતઃકરણથી તેનાપર શ્રદ્ધા રાખી શકીએ ખરાં ?" મેં શરૂ કર્યું:

"મેં તમને કેટલીય વાર કહ્યું છે કે જો તમે મારી નજરે ન પડયાં હોત તો હું સ્વદેશને એકજ સ્વરૂપમાં જોવાને કદિપણ ભાગ્યશાલી થયો ન હોત. હું જે કહું છું તે તમે બરાબર સમજો છો કે નહિ તે હું હજુ પણ જાણતો નથી. સ્વર્ગ ભૂમિમાં દેવો અદ્રશ્ય રહે છે પણ પૃથ્વીપરના મનુષ્યોને દર્શન દેતાં તેમને અત્યંત આનંદ થાય છે."

મારા તરફ ચમત્કારિક નજરે જોઇ ગંભીર સ્વરે વિમલા બોલી- "હું સમજું છું સંદીપ !" પહેલીજવાર તેણે આજે મને 'સંદીપ' કહી બોલાવ્યો. મને લાગે છે કે વિજય નજીક આવતો જાય છે. સંદીપબાબુ મટી આજે હું સાદો સંદીપ બન્યો અને પ્રિયજનનેજ એવા નામે બોલાવવામાં આવે છે તે તો તું જાણે છે ને વાંચનાર ?

"અર્જુન કૃષ્ણને પોતાનો સારથી માનતો હતો…" હું પુનઃ બોલવા લાગ્યો: "પણ એજ સારથીમાં પરમાત્માનું વિરાટ સ્વરૂપ હતું. અર્જુનને તે જોવાનો લ્હાવો એક દિવસ મળ્યો અને ત્યારેજ તેને સત્યનાં સાચાં દર્શન થયાં. તમારૂં વિરાટ સ્વરૂપ હું મારા દેશમાં જોઇ રહયો છું. ગંગા અને બ્રહ્મપુત્રા તમારી ગરદનની આસપાસ લટકતી સોનાની માળાની સેરો છે. નદિના બન્ને કિનારા પર દૂર દૂર આવેલી વૃક્ષની ઘન ઝાડીઓ મને તમારી કાજળઘેરી આંખો સમી લાગે છે. સૂર્યકિરણો સાથે રમતી તમારી સાડીની ચમક ખેતરોમાં મલકાતા તરૂઓ પરના પ્રકાશ સમી રમણિય છે અને ઉન્હાળાની ધીખતી ગરમી સમયે રેતીના રણમાં લાલ જીભ બહાર કાઢી ભ્રમતા સિંહની પેઠે આકાશ રકત વર્ણ ધારણ કરે છે તે રકિતમા—તે આરકતના કંઇજ નહિ પણ તમારા નિર્દય ક્રોધની જ્વાલા છે એમ મને લાગે છે.

"જ્યારે મારી દેવી પોતાના આશ્ચર્યજનક સ્વરૂપમાં મને દર્શન દઇ રહી છે, જ્યારે તે મારાપર પોતાની અમીધારા વર્ષાવી રહી છે ત્યારે તેના ભક્ત તરિકે અખિલ દેશમાં તેની પૂજાની તૈયારી કરવાનું મારૂં કર્તવ્ય છે. જ્યારે દેશમાં એ દેવીની પુજા થશે ત્યારેજ તેને નવજીવન મળશે.

તોમારિ પ્રતિમા ગડિ મંદિરે મંદિરે.

મંદિરે મંદિરે અમે તારી મૂર્તિ પધરાવીશું. પ્રજા હજુ એ વાત બરાબર મનપર લેતી નથી. પણ હું તારે નામે પ્રજાને જાગ્રત કરીશ અને પૂજા માટે તેમની સમક્ષ એક એવી પ્રતિમા રજુ કરીશ કે જેનાપર સર્વને શ્રદ્ધા રહે. એ શ્રદ્ધાના બળે દેશ થનગન થનગન નાચી રહેશે. એ વર—એ શકિત તું મને આપ !—"

વિમલાની પાંપણો નીચી નમી ગઇ. તે જ્યાં બેઠી હતી ત્યાં સ્ફટિકની પૂતળી પેઠે નિશ્ચલ બેસી રહી. મેં મારૂં જાદુઇ ભાષણ ચાલુજ રાખ્યું હોત તો તે તરતજ કોક સુખદ બેભાનીનો લ્હાવો ચાખત ! જ્યારે હું બોલતો બંધ થયો ત્યારે તેણે પોતાનાં વિશાલ નયનો ખોલ્યાં. તેનાં ચકિત નયનોમાં મારા જાદુની સ્પષ્ટ અસર હતી. તે મારા તરફ સ્થિર દૃષ્ટિએ જોઇ મંદ સ્વરે બબડી:

"ઓ પ્રલય માર્ગના પ્રવાસી ! તારી કુચને ખાળી શકે એવો આ દુનિયામાં કોણ છે ? તારી ઇચ્છાની વિરૂદ્ધ થવાની કોઇનામાં શકિત નથી તે શું હું જાણુતી નથી ? રાજાઓ તારે ચરણે તેમનાં તાજ ધરી જશે; શ્રીમંતો તેમની તિજોરીના દ્વાર તારે માટે ઉઘાડાં મૂકશે અને મુફલિસો—જેમની પાસે કંઇજ ધરવા જેવું નહિ હોય તેઓ—તારે માટે પોતાના પ્રાણનાં બલિદાન આપશે. ઓ મારા પ્રભુ ! મારા

સુલતાન ! તું મારામાં શું જોઇ ગયો છે તે હું જાણુતી નથી; પણ તારી ભવ્યશક્તિ તો મારા હૃદયને પ્રજ્વલિત કરી રહી છે. તારી આગળ હું કોણુ ? મારામાં શું બળ્યું છે ? તારી વિનાશક શક્તિ કેટલી ભયાનક છે ? એ શક્તિ મારો સંપૂર્ણ નાશ ન કરે ત્યાંસુધી જીવનની મઝા મને નથી જણાવાની. મારાથી હવે નથી સહેવાતું. મારૂં હૃદય તૂટું–તૂટું થઇ રહ્યું છે. ”

ધીમેથી તે પોતાની બેઠકપરથી ઉઠીને મારે ચરણે પડી. મારા બન્ને પગોપર તેણે પોતાના નાજુક કમલ દાંડી સમા હાથો મૂકયા અને પછી તેની ભરાયલી છાતી ખાલી કરવા ડૂંસકે ડૂંસકે રોવા લાગી.

આનું નામ જાદુ ! મોહિની વિદ્યા ! એજ કામણભરી સત્તા આખા જગતને જીતી શકે છે ! શસ્ત્રો, સાધનો, યુક્તિઓની કશી જરૂર નથી. ફક્ત અનિવાર્ય પ્રલોભનની માયા સારા વિશ્વને જીતવાને બસ છે ! સત્યમેવજયતે ? કોણુ કહે છે ? અંતે તો માયાનોજ વિજય છે. દશ ભુજાવાળી અને સિંહપર સવાર થયલી દેવીની કલ્પના કરીને જ્યારે બંગાલે આખા દેશમાં તેની પૂજાનો પ્રચાર કર્યો ત્યારે માયાની અમોઘ શક્તિનું તેને પૂરેપૂરૂં ભાન થયું હતું. હવે જગતને જીતવાને–જગતને મોહિત કરવા માટે બંગાલે કોઇ નવીજ મૂર્તિની કલ્પના કરવી જોઇએ. વંદેમાતરમ્ !

હળવે હાથે મેં વિમલાને ઉઠાડી ખુરશીપર બેસાડી. તેના દીલમાં ઉભરાતો આવેશ શમી જાય તે પહેલાંજ હું મારૂં કાર્ય સાધી લેવા માગતો હતો તેથી મેં તરતજ કહ્યું.

“ રાણી ! દેવી માતાએ સ્વદેશમાં તેની પૂજા પ્રચારવાનું કામ મને સોંપ્યું છે. પણુ અફસોસ ! હું રંક, મુફલેસ છું.”

હજુ વિમલાના વદનપર લજ્જાની ગાઢ છાયા હતી. તેની આંખોમાં આવેશનું ઘેન હતું. તેનો સ્વર કિંચિત અસ્પષ્ટ હતો. તે ફેરી સ્વરે બોલી: “ તમે રંક–મુફલેસ ? કોણુ કહે છે ? સર્વની મીલકત તમારીજ છે ને ? મારા અલંકારો કયા મુહૂર્તમાં કામ લાગવાના હતા ? લઇ જાઓ–દેવીની ભકિતના પ્રચારાર્થે મારા સર્વ અલંકારો લઇ જાઓ. મારે તેમનું કંઇ કામ નથી.”

પહેલાં પણુ એકવાર વિમલાએ પોતાના અલંકારો આપવાની માગણી કરી હતી. કોઇ પણુ બાબતમાં મર્યાદા બાંધવાની મને ટેવ નથી. પણુ આ બાબતમાં હદમાં રહેવાની મને જરૂર જણાઇ. આવો સંકોચ મને કેમ થાય છે તે હું જાણું છું. પુરૂષો સ્ત્રીઓને અલંકારો આપે છે–લેતા નથી. સ્ત્રી પાસેથી અલંકારો લેવાથી પુરૂષનું પુરૂષત્વ કલંકિત થાય છે.

પણ મારે મારી જાતને ભૂલી જવી પડશે. તેના અલંકારો હું લઉં છું? નહિ. એ અલંકારો તો દેવીને ચરણે સમર્પણ કરવાના છે. દેવી પૂજાનો એ મહાન સમારંભ પૂર્વે કદિપણ ન ઉજવાયો હોય તેમ ઉજવાવો જોઇએ. અમારા ઇતિહાસમાં એ ઉત્સવ સુવર્ણાંકિત થવો જોઇએ. પ્રજાને એ સમારંભ દ્વારા હું એક અણમોલ વારસો આપી જઇશ. અજ્ઞાન મનુષ્યો દેવતાઓની પૂજા કરે છે પણ હું સંદીપ-દેવ દેવીઓનો સૃષ્ટા તથા વિધાતા છું.

પણ એ બધી આઘેની વાત છે. અમારી હાલની ભીડ કેમ ભાગવી? ત્રણ હજારની તો અનિવાર્ય જરૂર છે. પાંચ હજારથી સરલતાથી કામ પતી જશે. પણ જે ઉંચી ભૂમિકામાં અમે હમણાં સહેલ કરી આવ્યા ને પછી પૈસાની વાત હું કયે મ્હોડે કરૂં? અને છતાં જે પલ જાય છે તે અમૂલ્ય છે! પૈસા મેળવ્યા વિના બીજો કોઇ આરોજ રહ્યો નથી.

સઘળા સંકોચને મેં દુર ફેંકી દીધો. એકદમ ઉભો થઇ હું બોલ્યો: "રાણી! આપણું કાર્ય અટકી પડવાની અણી પર છે. અમારી પાસે પૈસા નથી"

વિમલા ચમકી. ડઘાઇ ગઇ. તે પેલા અપ્રાપ્ય ૫૦,૦૦૦ નો વિચાર કરતી હતી. તેના હૃદય પર ભારી બોજો હતો—હૃદયની વેદના સાથે તે લડી રહી હતી. ગરિબ બિચારી! રાતે ઉંઘતી પણ નહિ હોય! પણ તેની પ્રેમમય ભક્તિ પર ન્યોછાવર કરવા જેવું તેની પાસે બીજું શું છે? તે કંઇ પોતાનું હૃદય મારે ચરણે ધરી શકે એમ નથી! પચાસ હજાર રૂપિઆ આપી તે પોતાના હૃદયનો ભાર હલકો કરવાનાં વલખાં મારી રહી હતી. તેને એ અશકય ઘટના શકય બનાવવા માટે કેવી વ્યથા થતી હશે એ વિચારથી મને પણ દુઃખ થયું. કારણ કે હવે તે મારીજ છે. મૂલ સહિત છોડને ઉખેડી નાખવાની ધમાધમ હવે પૂરી થઇ છે. હવે તો તેને વ્હાલસહ જલસિંચન કરવાની જરૂર છે.

"રાણી! પચાસ હજાર રૂપિયાની હમણાંજ કંઇ જરૂર નથી." મેં કહ્યું: "ગણત્રી કરતાં મને લાગે છે કે હાલમાં પાંચ હજાર અથવા ત્રણ હજાર પણ ચાલી રહેશે."

આ સાંભળી વિમલાના હૃદયનો ઘણો ભાર ઓછો થઇ ગયો.

"તમને હું પાંચ હજાર રૂપિયા આણી આપીશ." મધુર ગીતની પેઠે તેના વદનમાંથી આ મોહક શબ્દો નીકળ્યા. પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણચંદ્ર સમક્ષ રાધાજ કોઇ મધુર સંગીત ગાઇ રહી હોયની એવો મને ભાસ થયો.

For my lover will I bind in my hair
The flower which has no equal in the three worlds !*

*મારા પ્રિયતમને રીઝવવાને મારી વેણીમાં હું તે ફૂલ ગુંથીશ કે જેની ત્રિભુવનમાં જોડી ન હોય!

આબાદ એજ સ્વર, એજ ગાન ! પાંચ હજાર હું આણી આપીશ ! મારી વેણીમાં હું તે ફૂલ ગૂંથીશ કે જેની જોડીજ ન હોય !

બંસીના નાના કાણામાંથી આ મધુર સંગીત ઝરે છે ! મારે વધુ લોભી થઇ એ સુંદર સંગીતને અસુરૂં ન બનાવવું ન જોઇએ; નહિ તો સંગીતનું માધુર્ય ઉડી જશે ને સામા સવાલ પૂછાશેઃ "કેમ ? શા માટે ? શું કામ છે ? હું એટલા બધા ક્યાંથી લાવું ? શી રીતે લાવું ?" બધું શુષ્ક ગદ્ય થઇ જશે. રાધાના ગીત સાથે એક શબ્દનો પણ મેળ નહિ મળે ! તેથીજ હું કહું છું કે માયાજ સત્ય છે. એ માયાજ મધુર બંસરી છે. સત્ય તો પોકળ ભ્રમ છે !

એ શુદ્ધ પોકળપણાનો નિખિલને હમણાં શોખ લાગ્યો છે. તેના વદનપર એ ભાવ સ્પષ્ટ તરવરી રહે છે અને તે મને પણ દુઃખ દે છે. પણ તેમાં નિખિલનોજ દોષ છે. તે અભિમાનથી ડિંગ મારે છે કે તે સત્યનો સાથી છે, સત્યનો શોધક છે. જ્યારે હું ચોકખું કહી દઉં છું કે હું માયાને મારા પંઝામાંથી છૂટવા દેવા માગતો નથી. અમે બન્ને અમારી રૂચી પ્રમાણે વર્તીએ છીએ. પછી બડબડાટ કરવાની શી જરૂર ?

કાલ્પનિક તરંગવાદના વિરલ વાતાવરણમાંથી વિમલાનું હૃદય બહાર છટકી ન જાય તે માટે મેં પાંચ હજાર વિષેની બધી ચર્ચા પડતી મેલી. પુનઃ મેં પાપમોચની–રાક્ષસ વિનાશિની દેવી અને તેની ભકિતની વાત શરૂ કરી. એ દેવીનો પૂજા સમારંભ કયાં કરવો ? નિખિલની જાગીરમાં રૂઇમારી નામના ગામમાં વાર્ષિક જાત્રા ભરાય છે. તે વેળા હજારો માણસો ભેગાં મળે છે. અમારી દેવીના પૂજા સમારંભ માટે એ જગ્યા અનુકૂલ થશે એમ મેં વિમલાના મનપર ઠસાવ્યું !

વિમલાના આનંદનો પાર રહ્યો નહિ. તેના હૃદયમાં ઉત્સાહની છોળો ઉછળવા લાગી. આ કંઇ પરદેશી કાપડની હોળી કરવાની કે લોકોના કોઠાર સળગાવવાની વાત ન્હોતી એટલે નિખિલ પણ તેમાં ભળશે એમ તેને લાગ્યું. હું મનમાં હસ્યો. નવ નવ વર્ષ સૂધી એ બે જણ રાત ને દિવસ સાથે રહેવા છતાં એક બીજાને ઓળખતાં નથી ! તેમને ગૃહ જીવનનું કંઇક ભાન છે પણ જ્યારે તેઓ ઘરની ચાર દીવાલની બહાર નીકળે છે ત્યારે તેમને બધું લાલપીળુંજ દેખાય છે ! તેઓ એવી મધુર માન્યતામાં જીવતાં હતાં કે ગૃહ અને દુનિયા સરખીજ છે. જેમ તેઓ ઘરમાં એક બીજા પર મરી પીટતાં તેમ બહાર નીકળ્યા પછી પણ એમજ ચાલશે. વિશાલ વિશ્વનો ક્રમ તેમના નાના પિંજરાના

જેવોજ હશે એવી તેમની માન્યતા હતી. પણ નવ વર્ષ વહી ગયા પછી તેમને આજે તેમની ભૂલ જણાઇ. એ ભૂલની સજા તેમણે ખમી લેવી જોઇએ.

તેથી શું ? સૌ સૌનું લાગ્યું સૌ ભોગવી લેશે. સબ સબકી સમાલ લો, મૈં મેરી ફોડતા હૂં ! જેઓ ભૂલ કરશે તેઓ દુનિયામાં અથડાઇ કૂટાઇને પોતાની મેળે ઠેકાણે આવશે. તેમનાં દુઃખ જોઇ મારે શા માટે બળ્યા કરવું ? એકાદ બલુન પેઠે મારી ઇચ્છા પ્રમાણે વિમલાને અંતરિક્ષમાં ઉડતી રાખતાં મને હમણાં હમણાં કંટાળો આવે છે. જે કામ હાથમાં લીધું છે તે પાર પાડવામાંજ શ્રેય છે.

વિમલા ખુરશીપરથી ઉઠી બારણા સમીપ ગઇ. તરતજ મને ભાન આવ્યું. મેં મારા સ્વાભાવિક સ્વરે કહ્યું "ત્યારે પૈસાનું શું ? ..."

વિમલા અટકી અને મારા તરફ ફરી બોલી: "મહિનો પૂરો થશે ને મને મારા ખર્ચના પૈસા મળશે ત્યારે ..."

"પણ તે તો બહુ મોડુ થશે."

"તમને કયારે જોઇએ છે ?"

"કાલે."

"કાલેજ તમને જે જોઇએ છે તે મળી રહેશે."

## પ્રકરણ ૮ મું.

## નિખિલની આત્મકથા.

### ૧૦

સ્થાનિક વર્તમાનપત્રોમાં મારી વિરૂદ્ધ લેખો તથા ચર્ચાપત્રો પ્રકટ થવા લાગ્યા છે. થોડા સમયમાં મજાક, મશ્કરી અને વ્યંગ શરૂ થશે અને પછી ગમે તેવાં કારટુનો-હાંસી કરનારાં ચિત્રો છપાશે. ગમે તેવી મશ્કરીયુક્ત ભાષામાં, નહિ નહિ તેવાં રૂપકો અને દૃષ્ટાંતો સહિત આખા દેશમાં જૂઠાણાં ફેલાવીને આ લોકો પ્રજાની સ્વતંત્ર બુદ્ધિ કુંઠીત કરી નાખે છે. કાદવમાં પથ્થર ફેંકવાનો આ પત્રકારોએ ઇજારો રાખેલો છે ને રસ્તે જનારાઓને છાંટા ઉડયા વિના રહેવાના નથી એ બીના તેઓ સારી પેઠે જાણે છે. નિર્દોષો તેમની પાપી જાળમાં જલદી ફસી જાય છે.

એ પત્રો દુનિયાને પડઘમ બજાવીને કહે છે કે મારી જાગીરમાં વસતા ગરિબ-તવંગર સઘળાય સ્વદેશી વ્રત લેવા માગે છે પણ મારા ભયને લીધે તેઓ છડેચોક બહાર પડી શકતા નથી. થોડાક બહાદુર માણસો મારી સત્તાનો અનાદર કરવા બહાર પડયા તેઓને હું જૂલમગાર પેઠે કનડી રહ્યો છું. હું છૂપી રીતે પોલીસનો સાથી છું, મેજીસ્ટ્રેટ સાથે ખાનગી પત્રવ્યવહાર ચલાવું છું અને મને રાજાનો ખિતાબ વારસામાં મળેલો છે પણ પ્રજાકીય ચળવળની વિરૂદ્ધ પડીને હું વિદેશી સરકાર તરફથી સર નાઇટ કે કે. સી. આઇ. ઇ. થવાને જોસભર વલખાં મારી રહ્યો છું. એવી સાવ જૂઠી અને નીચ ગપ છાપી મારતાં પણ આ 'પ્રજાને પડખે રહેનારા' મવાલીઓ અચકતા નથી.

બીજી બાજુએ કુંદુ અને ચક્રવર્તી આદિ જમીનદારો માતૃ-ભૂમિના પનોતા પુત્રો તરિકે વખણાવા લાગ્યા છે. વર્તમાનપત્રોમાં તેમની હમ્મેશાં પ્રશંસા થાય છે અને તેમના વિરલ આત્મભોગના બણગાં ફુંકાય છે. એ પત્રો કહે છે કે ચક્રવર્તી અને કુંદુ જેવા કટ્ટા દેશાભિમાનીઓની જો થોડીક વધુ સંખ્યા હોય તો માન્ચેસ્ટરની મીલોના બાર વાગી જાય ને ત્યાંના વેપારીઓને પોતાના મોતના મરશીયા વંદેમાતરમના સૂર સહિત ગાવાની ફરજ પડે !

વર્તમાનપત્રોમાં મારી નિંદા શરૂ થયા પછી લોહી જેવી લાલ સહીથી લખાયલો એક પત્ર મારાપર આવ્યો. એ પત્રમાં સ્વદેશી યુદ્ધને સહાય ન કરવાની ધૃષ્ટતા કરનારા જે દેશ દ્રોહી જમીનદારોના ભંડારો બાળી નાખવામાં આવ્યા હતા તેની નોંધ હતી. એ પત્રમાં એમ પણ

લખ્યું છે કે દેશને પવિત્ર બનાવવાને માટે પવિત્ર અગ્નિ ધીખી રહ્યો છે. એ અગ્નિ સર્વ વિરોધીને બાળીને ખાખ કરી નાખશે. જેઓ માતૃભૂમિના આ જીવન મરણના યુદ્ધમાં તેની સેવા ન કરે તેઓ વધુવાર ન જીવી શકે તે માટે બીજી શક્તિઓ પણ કામ કરી રહી છે. પત્ર પર કોઇનું નામ ન્હોતું. ફક્ત તખલ્લુસથી સહી કરવામાં આવી હતી.

આ અમારા સ્થાનિક વિદ્યાર્થીઓનું કામ હતું તે હું સમજી ગયો. તેથી મેં કેટલાક વિદ્યાર્થીઓને બોલાવ્યા ને તેમને તે પત્ર બતાવ્યો.

બી. એ. કલાસનો એક વિદ્યાર્થી ગંભીર સ્વરે બોલ્યો: "અમે પણ સાંભળ્યું છે કે કેટલાક દેશભક્તો માતૃભૂમિને સ્વતંત્ર કરવા માટે કેસરીયાં કરવાના ઇરાદાથી એક મંડલ સ્થાપી સ્વદેશી વ્રતની આડે આવતી દરેક વ્યક્તિને કોઇપણ જાતના વિચાર કે સંકોચ વિના નાબુદ કરવા માગે છે."

"જો આવા ઉદ્ધત જુલમને આપણો એક પણ સ્વદેશી બંધુ તાબે થશે તો દેશ ખરેખર પરાજિત થયો એમ કહેવાશે." મેં કહ્યું.

"મહારાજા ! તમારા કહેવાનો અર્થ અમે સમજતા નથી. જરા સ્પષ્ટ કહોને !" એક ઇતિહાસનો વિદ્યાર્થી બોલ્યો.

સ્પષ્ટીકરણ કરવાના હેતુથી હું બોલ્યો:

"આપણો દેશ ફક્ત ભયને લીધેજ મૃત્યુના દ્વાર સુધી આવી પહોંચ્યો છે. તે દેવ દેવીઓથી ડરે છે ને પોલિસથી પણ ડરે છે. અને હવે તમે સ્વતંત્રતાને નામે જો કોઇ નવા ભૂતનો ભય ઉત્પન્ન કરીને, તમારા જુલમથી બ્હીકણ લોકોને દબાવીને તમારો વિજય વાવટો ફરકાવવા માગતા હો તો કોઇ પણ સાચો સ્વદેશપ્રેમી તમને ટેકો આપી શકે નહિ."

"સરકારને લોકો ભયને લીધેજ તાબે થાય છે. ભય શિવાય સરકારને પ્રજા તાબે થતી હોય એવો કોઇ દેશ દુનિયામાં છે ખરો ?" ઇતિહાસના અભ્યાસીએ દલીલ ફેંકી.

"કોઇપણ દેશમાં સ્વતંત્રતા કેટલી છે તે ત્યાંની પ્રજામાં રહેલા ભયના અંશથી માપી શકાય છે." મેં જવાબ આપ્યો: "જ્યાં ફક્ત લૂટારાઓ અને બદમાસોને જ ભય બતાવવામાં આવતો હોય ત્યાંની સરકાર મનુષ્યને મનુષ્યના જૂલમથી બચાવવાનો ગર્વ ધરી શકે. પણ માણસે ખાવું શું, પહેરવું શું, વેપાર ક્યાં કરવો વિગેરે નક્કી કરવા માટે ભય બતાવવામાં આવે તો એ જૂલમથી વ્યક્તિગત સ્વાતંત્ર્યનું ખુન થાય છે અને સ્વતંત્રતાના મૂલ પરજ જબરજસ્ત પ્રહાર થાય છે."

"વ્યક્તિગત સ્વતંત્રતાપર બીજા દેશોમાં કાપ પડતો નથી ?"

"તેની કોણ ના પાડે છે ? દરેક દેશમાં જેટલે અંશે મનુષ્યોએ પોતાનું મનુષ્યત્વ ગુમાવ્યું છે તેટલે અંશે તેમણે ગુલામગીરીનો ફાલ વધાર્યો છે."

"એ પરથી એમ સિધ્ધ નથી થતું કે ગુલામગીરીનો વેપાર મનુષ્યોમાં અનાદિ કાલથી ચાલતો આવ્યો છે. ગુલામગીરીનો વેપાર એ માનવસ્વભાવનો અંશજ છે." એક એમ. એ. એ માનસશાસ્ત્રનું જ્ઞાન બતાવ્યું.

"સંદીપ બાબુએ બધી વાત અમને સ્પષ્ટ સમજાવી છે." એક ગ્રેજ્યુએટ બોલ્યો: "તેમણે તમારા પાડોશના જમીનદાર હરીશ કુંદુનું ઉદાહરણ આપી કહ્યું કે તેની જાગીરમાંથી તમને એક તોલો પણ પરદેશી મીઠું મળી શકે એમ નથી. કારણ ? કારણ કે તે લોખંડી હાથે સત્તાનો દંડ ફેરવે છે. જેઓ જન્મથીજ ગુલામી વૃત્તિના હોય તેમને માથે તો લોખંડી સત્તા ગજાવનારા માલીકોનીજ જરૂર છે."

"મહારાજ !" એક અંડર ગ્રેજ્યુએટે પોતાનો ઘોડો દોડાવ્યો: "તમારી નજીકના જમીનદાર ચક્રવર્તીના એક ભેજાંફાટેલ ભાડૂતની કહાણી તમે નથી સાંભળી ? તેનાપર અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું—તેને મુફલીસ ફકીર બનાવવામાં આવ્યો અને તે એટલે સુધી કે જ્યારે તેની પાસે ખાવાનો દાણો શુદ્ધાં ન રહ્યો ત્યારે તેણે પોતાની સ્ત્રીની કેટલીક વસ્તુઓ વેચવા કાઢી. પણ લે કોણ ? ચક્રવર્તીના કારભારીએ પાંચ રૂપીઆ આપવા માંડ્યા જો કે માલ તો ત્રીસેકનો હતો. તેને એ પાંચ રૂપીઆ લેવાજ પડ્યા. શું કરે ? ભૂખેજ મરવાનો વખત હતો. એટલે તેણે પાંચ રૂપિયે માલ વેચવાનું કબૂલ્યું. કારભારીએ દંડ પેટે તેનો સામાન હાથમા લઇને કહ્યું કે પાંચ રૂપીઆ તેના ભાડા ખાતે જમે કરવામાં આવશે ! આ બનાવથી અમે એટલા બધા ગુસ્સે થયા કે ચક્રવર્તી તથા તેના કારભારી સાથેનો સંબંધ તોડી નાખવાનું અમને યોગ્ય લાગ્યું પણ સંદીપ બાબુએ અમને કહ્યું કે જીવતા માણસોને જો આપણે છોડી દઇશું તો અમારે અમારૂં કામ ચલાવવા માટે સ્મશાનના મુરદાઓ લાવવા પડશે. તેમણે કહ્યું કે આ જીવંત મનુષ્યોને શું જોઇએ છે ને તે કેમ મેળવી લેવું તે તેઓ સારી પેઠે જાણે છે. તેઓ સત્તા ચલાવવાનેજ જનમ્યા છે. જેમનામાં પ્રચંડ ઇચ્છા શક્તિ ન હોય તેમણે કાંતો આવા સત્તાશાલીઓની ઇચ્છાનુસાર જીવવું જોઇએ અથવા મરી જવું જોઇએ. સંદીપ બાબુએ કુંદુ અને ચક્રવર્તીની તમારી સાથે તુલના કરી હતી. મહારાજ ! તેમણે કહ્યું હતું કે તમારો હેતુ ગમે તેટલો સુંદર હશે છતાં પણ તમારા પ્રાંતમાં સ્વદેશીનાં બીજ રોપવાને તમે કદિપણ શક્તિવાન થશો નહિ."

"મારી ઇચ્છા સ્વદેશી કરતાં કંઈક વધુ મહાન વસ્તુનાં બીજ રોપવાની છે." મેં કહ્યું: "મને લાકડાના જડ ટૂકડાઓ નથી જોઇતા પણ લીલાંછંમ વૃક્ષો જોઇએ છે. અને એવાં વૃક્ષો ઉગતાં વખત લાગે તે સ્વાભાવિક છે."

"મને તો લાગે છે મહારાજ ! કે તમને વૃક્ષ પણ મળવાનું નથી ને જડ કાષ્ટનો કટકો પણ તમારા નસિબમાં લખાયો નથી." ઇતિહાસનો અભ્યાસી તિરસ્કારથી બોલ્યો: "સંદીપ બાબુ યોગ્યજ કહે છે કે આપણને જે જોઇતું હોય તે આપણે ખૂંચવીજ લેવું જોઇએ ! ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાનો એજ ઉત્તમ ઉપાય છે. આ મહાન સિદ્ધાંતનો મર્મ તરત સમજાતો નથી કેમકે નિશાળમાં તેથી ઉલટુંજ શિક્ષણ મળે છે. મેં મારી નજરે હરીશ કુંદુંના કારભારીને ભાડું ઉઘરાવતો જોયો છે. એક ભાડુતનું ભાડું વસુલ કરવા માટે કંઇપણ વેચવા જેવી ચીજ ન મળી ત્યારે તેણે તેને તેની જુવાન સ્ત્રી વેચી નાખવાનું કહ્યું ! બિચારાને લાચારીએ પોતાની તરૂણ સ્ત્રી વેચવા કાઢવી પડી—ઘરાકોની તટાતૂટ થઇ રહી ને જમીનદારનું ભાડું વસુલ થયું ! મહારાજ ! એ ગરિબ માણસના દુઃખી વદનની સ્મૃતિથી મને કેટલાક દિવસ રાતે ઉંઘ સુધ્ધાં ન્હોતી આવી. જો કે મને એ કરૂણ દશ્ય જોઇ લાગી આવ્યું હતું છતાં મને પાછળથી ભાન થયું કે જે માણસ પોતાનું લ્હેણું વસુલ કરવાને કરજદારની બૈરી વેચી નાખતાં પણ અચકાતો નથી તે મારા કરતાં સારો માણસ છે ! હું કબુલ કરૂં છું કે મારાથી એમ ન થઇ શકે, હું નિર્બલ છું. મારી આંખમાં એવી વખતે આંસું ભરાઇ આવે છે. પણ આપણા દેશનું જો કોઇ રક્ષણ કરી શકે એમ હોય તો તે કુંદુ ચક્રવર્તી અને તેમના અમલદારોજ છે."

મારા હૃદયપર ભયાનક વજ્રપાત થયો. આંખોમાં ક્રોધની જ્વાલા ભડકી. અવાજ પણ ગુસ્સા ભર્યો થયો:

"તમે જે કહો છો તે વાત જો સાચી હોય તો એ કુંદુઓ અને ચક્રવર્તીઓથી મારા દેશને બચાવવાના એક માત્ર પ્રયાસમાંજ હું મારૂં આખું જીવન પૂરૂં કરીશ. આપણી પાંસળી પાંસળીએ પચી ગયલી ગુલામગીરી હમણાં ભયંકર પૈશાચિક જુલમના સ્વરૂપમાં બહાર ફાટી નીકળી છે. ભયને લીધે તાબે થવાની ગુલામી વૃત્તિ તમારા લોહીમાં એટલી બધી ભેદી ગઇ છે કે બીજાને તાબે કરવામાં તમે ધર્મ માનો છો. હું આ નિર્બલતા—આ ભયંકર જુલમની સામે ઝઝૂમવામાંજ મારા જીવનની સફલતા માનીશ."

આ બીના સામાન્ય માણસને તદ્દન સાદી જણાય છે પણ આપણા બી. એ. ને એમ. એ. ના મગજમાં તે ઉતરતી નથી. તેઓ તેને ગમે તે

રીતે વિકૃત કરીને ગમે તેવા અર્થ કરે છે અને સત્યના સુંદર ચિત્રને બેડોળ કરી નાખવામાંજ તેઓ પોતાના ઐતિહાસિક જ્ઞાનની મહત્તા સમજે છે!

૧૧

પંચુની નવી ફુટી નીકળેલી કાકી વિષે મને ઘણી ચિંતા થાય છે. તે ખોટી છે–બનાવટી છે એમ પુરવાર કરવું ભારી થઇ પડશે. સાચા સાક્ષીઓ થોડા હશે, કદાચ નહિ પણ હોય; છતાં તદન બનાવટી વાત સાચી ઠરાવવા માટે અસંખ્ય પુરાવા રજુ કરવાની કલામાં દુનિયાદારીઓ પાવરધા હોય છે. પંચુની જમીન મેં વેચાતી લઇ લીધી છે તે લોકોને ગમતું નથી. પંચુ મારો ખેડુત ન રહે એવા હેતુથીજ આ પ્રપંચ નાટક ભજવાયું છે.

આ ભાંજગડમાંથી છુટવાની બીજી કોઇ બારી ન હોવાથી પંચુને મારી માલીકીના અમુક ખેતરો હમ્મેશને માટે ખેડવા આપવા અને મારી જાગીરમાં તેને એક ઘર બંધાવી આપવાનો હું વિચાર કરતો હતો પણ મારા ગુરૂજીને તે ગમ્યું નહિ. આ નીચ પ્રપંચને આમ સહેલાઇથી નમણું આપવા સામે તેમણે વાંધો ઉઠાવ્યો અને એ બોજો પોતાને માથે લઇ લેવાની તૈયારી બતાવી.

"તમે લડશો?" મેં આશ્ચર્યચકિત થઇ કહ્યું.

"હા. હું લડીશ." તેમણે નિશ્ચિત જવાબ આપ્યો.

મારા ગુરૂ કાયદાની દગાબાજ ભૂમિકાપર કેવી રીતે લડી શકશે તે હું સમજી શક્યો નહિ. દરરોજ સાંજે તે મને મળવા આવતા. પણ કાલે આવ્યા ન્હોતા. તપાસ કરતાં જણાયું કે ટ્રંકમાં થોડીક ચીજો તથા 'બેડીંગ' લઇને તેઓ બહારગામ ગયા છે અને થોડા દિવસમાં પાછા ફરવાનું નોકરને કહી ગયા છે. મને લાગ્યું કે તે પંચુના કાકાના ગામમાં સાક્ષીઓની શોધ કરવા ગયા હશે. જો એમજ હોય તો તેમની મહેનત પાણીમાંજ જશે.

દિવસે બીજા કામોની ધમાલમાં હું સઘળું ભૂલી ગયો. સંધ્યાકાલ થયો. શરદ્ઋતુના આકાશમાં નાની નાની વાદળીઓ ઘેરાવા લાગી. મારા હૃદયપટ પર પણ અનેક લાગણીઓનાં અસ્પષ્ટ ચિત્રો દોરાવા લાગ્યાં. દુનિયામાં ઘણા માણસોનાં મન ફક્ત ઈંટ અને ચુનાના ઘરમાંજ કેદ પૂરાઇ રહે છે. બહારના જગતની–વિશાલ વિશ્વની તેઓ પરવા કરતા નથી; પણ મારા હૃદયનો વાસ તો વિશાલ વૃક્ષોની નીચેના ખુલ્લા ચોગાનમાં છે. સ્વતંત્ર સમીર લહરીના ગૂઢ સંદેશ સુણવાની મને હોંસ છે અને અંધકાર અને પ્રકાશના મધુર સંગિતના એક એક સૂર મારી હૃદયવીણાપર પ્રતિધ્વનિત થાય છે.

પૃથ્વી જ્યારે પ્રભાકરના દિવ્ય તેજથી ઝળહળી રહે છે અને અસંખ્ય મનુષ્યો પોતપોતાનાં કામમાં ગુલતાન થઇ જાય છે ત્યારે મને લાગે છે કે મને કશી ઉણપ નથી. પણ જ્યારે આકાશ પરથી રંગબેરંગી ચિત્રો લુપ્ત થઇ જઇ ગગનના વિશાલ પટપર અંધકારનો થર બાઝી જાય છે ત્યારે મારૂં હૃદય મને કહે છે કે પ્રભુની સાથે એ અંધકારનું મિલન કરી દેવાની ઘડી તે સંધ્યા છે ! પૃથ્વીની સર્વ જંજાળો દૂર ફેંકી દેવાની ચેતવણી આપવાને રોજ સન્ધ્યા પોતાની મીઠી ઘંટડી બજાવતી આવી ઉભે છે. પૃથ્વી, આકાશ અને મહાસાગર આ અંતિમ અંતની પ્રાપ્તિની ઝંખના કર્યા કરે છે. સંધ્યાના મધુર સંગિતનો મર્મ ન સમજવા જેટલો જડવાદી હું નથી. તેથી જ્યારે પ્રિયતમના તરફ મદમસ્ત ભાવે એકીટસે જોઇ રહેતી પ્રણયિનીનાં શ્યામ નયન સમી કાળાશ સંધ્યા પછી જગતપર છવાઇ જાય છે ત્યારે મારો આત્મા ગંભીર સ્વરે પુકારે છે કે સંસારના કામોમાંજ જીવનનું આખું સત્ય શમાયલું નથી. મનુષ્યના જીવનનું આદિ તથા અંતિમ ધ્યેય સંસાર નથી. કારણ કે મનુષ્ય કંઇ ગુલામ નથી. સત્ય અને કલ્યાણકર ભાવનાનો તે ગુલામ હોય તોપણ તેનું સ્વાતંત્ર્ય નષ્ટ થતું નથી.

અફસોસ ! નિખિલ ! અજવાળી રાતે, શીતલ ચંદનીની અમીભરી જ્યોતિમાં—સ્વાધીનતાની મસ્તીથી તલ્લીન થનારા તારા આત્મા સાથે શું તેં હમ્મેશના છૂટા છેડા મેળવી લીધા છે ? જીવનની અનેક આધિ વ્યાધિથી તડફડતો જીવ જ્યારે પોતાની સહચરી ગૂમાવી દે છે ત્યારે તે કેવો અટૂલો અને લાચાર થઇ જાય છે ! તેનું એકાંત કેટલું ભયંકર થઇ પડે છે ! શૂન્ય—મરૂભૂમિસમા તેના હૃદયમાં કેવી ભયાનક આગ સળગી રહે છે !

પરમદિને સાયંકાલે રાત્રી અને દિવસનું મિલન થયું. આ પ્રેમીઓનો દરરોજ મેળાપ કરાવનાર દૂતી તે સંધ્યા ! ધડકતી છાતીઓ પ્રમત્ત ભાવે ભેટતી જોવાની સંધ્યાને છૂટ છે અને તે જીવે છે પણ પ્રેમીઓની અમીભરી આશિષના પ્રતાપથી.

આ મનહર ઘડીએ હું એકલો હતો—નવરો હતો. મારા ગુરૂજી પણ હાજર ન્હોતા. મારી જીવનસખી તો વંદેમાતરમના અગાધ આવેશમાં ડૂબી ગઇ હતી. મારૂં હૃદય શૂન્ય હતું. કંઈક કરવું જોઇએ, તડફડતા મનને ક્યાંક વિરામ દેવો જોઇએ, એ હેતુથી હું બગીચામાં ગયો. ક્રિસાંથિમમ નામનાં વિલાયતી પુષ્પોનો મને બહુજ શોખ હતો. તેથી એક દિવાલની નજીક મેં એ જાતના વિધાવધ છોડના કુંડાંઓની હાર ગોઠવાવી હતી. જ્યારે એ છોડપર પુષ્પો ખીલતાં ત્યારે જાણે ઈંદ્રધનુષ્ય સમા રંગોનો ફૂવારોજ ઉડી રહ્યો

હોયની એવો ભાસ થતો ! ઘણા વખતથી બગીચાના આ ભાગમાં હું આવ્યો ન્હોતો તેથી આજે લાંબા વિરહ પછી મારાં પ્રિય પુષ્પોનો મેળાપ થશે એવા વિચારથી મારૂં દીલ પ્રફૂલ્લ થયું.

હું ત્યાં ગયો. ચંદ્ર હમણાંજ ઉગ્યો હતો અને બાગની દિવાલપર પોતાનાં કિરણો નચવી રહ્યો હતો. હજુ પૂર્ણ ચંદની ખીલી ન્હોતી એટલે પુષ્પોનાં કુંજોમાં તો અંધારૂંજ હતું. ધીમે પગલે આવીને રાત્રીની આંખો પાછળથી દબાવી દઇ ચંદ્રમા જાણે તેને હસતો હસતો ખીજવતો હોયની એવી કલ્પના મારા મનમાં જન્મી. મારા પ્રિય છોડોની અલગારની સમીપ આવતાં નજીકની ઘાસની બિછાત પર કોઇ લલનાનું નિદ્રસ્થ શરીર પડેલું જણાયું. મારી છાતી અચાનક થડકવા લાગી. ઘાસના બિછાત પર પડેલી વ્યક્તિ પણ મારાં પગલાંથી ચમકીને બેઠી થઇ.

હવે શું કરવું ? પાછા જવું ? હું મુઝાયો. વિમલા પણ બચવાની બારી શોધવા લાગી. જવું કે ઉભું રહેવું તેનો ઉભય નિર્ણય કરી શકયાં નહિ. ઉભું રહેવાય નહિ, આંખ સાથે આંખ લડાવી શકાય નહિ અને છતાં ચાલી જતાં હૃદય પર વજ્ર કરતાંય કઠીન પ્રહાર થાય ! શું કરવું ?

હું કોઇ નિર્ણય પર આવું તે પહેલાં વિમલા ઉભી થઇ, માથાપરનો સાડીનો છેડો ઠીક કર્યો ને તે અંતઃપુર તરફ જવા લાગી.

પણ આ થોડી પલોમાં તેના હૃદય પરનો અસહ્ય ભાર હું જોઇ શકયો. તેનું દીલ બળી રહ્યું હતું–તે પોતે પણ અકથનીય વેદનાથી ધીખી રહી હતી. મારૂં દુઃખ તે પલે હું ભૂલી ગયો. ' વિમલા ! ' મારા મ્હોંમાંથી અનાયાસેજ તેનું મીઠું નામ બોલાઇ ગયું.

તે અચકી–ઉભી રહી–પણ પાછી ફરી નહિ. મ્હોં શુધ્ધાં ફેરવ્યું નહિ. હુંજ તેની સામે જઇ ઉભો. તે અંધારામાં ઉભી હતી. મારા મુખ પર ચંદ્રનું તેજ પડતું હતું. તેનાં નેત્રો ભૂમિ પર ઢળ્યાં હતાં. હાથમાં હાથ મેળવીને તે ઉભી હતી.

" વિમલા !–" મેં કહ્યું: " મારા આ અંધીયાર પિંજરામાં તને જકડી રાખવાનો મને શો હક છે ? એમાં તો તું ઝુરીઝુરીને એક દિવસ કરમાઇ જશે. "

તે સ્તબ્ધ ઉભી રહી. તેની આંખો નીચીજ રહી. એક શબ્દ પણ ન બોલાયો.

" જો હું તને મારી બેડીથીજ જકડી રાખું તો મારૂં જીવન પણ એક ભયંકર બેડી સમું થઇ પડશે. તેમાં શું મઝા છે ? "

હજુ પણ તે મૌનજ રહી.

"તેથી વિમલા! હું તને ખુલ્લા દીલથી કહી દઉં છું. તું મુક્ત છે-સ્વતંત્ર છે. મેં તારે માટે કંઇ કર્યું હોય યા નહિ, હું તારો કંઇ પણ થયો હોઉં યા ન હોઉં તે બીજી વાત છે. પણ આજે હું તને સ્પષ્ટ કહી દઉં છું કે હું તને મારા બંધનમાં જકડી રાખવાનું પાપ કરવા માગતો નથી. તું સ્વતંત્ર છે-મુક્ત છે-સ્વાધીન છે." આટલું કહી હું બહાર ચાલી આવ્યો.

એમાં મેં મહાન પરાક્રમ કર્યું નથી. મેં કંઇ અસામાન્ય ઉદારતા બતાવી નથી. એ ઉદાર ઉર્મી અથવા ઉદાસીનતાની ભાવના ન્હોતી. એથી ફક્ત એટલુંજ સિદ્ધ થાય છે કે બીજાને સ્વતંત્ર કર્યા સિવાય મારી સ્વતંત્રતા મને મળવાની નથી એ ભવ્ય સત્ય મને સમજાયું છે! વિમલાને મારા ગળામાં લટકતા હારની પેઠે જાળવી રાખવાથી મારા હૈયાનો બોજો ચાલુજ રહેત! હું હમ્મેશ પ્રભુને પ્રાર્થતો આવ્યો છું કે મારા ભાગ્યમાં સુખ ન હોય તો કંઇ નહિ. જો દુઃખજ આવવાનું હોય તો ભલે આવે. પણ પ્રભુ! તું મને કોઇની બેડીથી જકડતો નહિ. જે નિત્ય નથી તેને સત્ય માની વળગી રહેવું તે જાણી જોઇને પોતાનુંજ ગળું દાબી દેવા સમાન છે! પ્રભુ! આવા આત્મવિનાશથી મને બચાવી લેજે.

હું મારા ઓરડામાં ગયો ત્યારે મારા ગુરૂજી મારી રાહ જોતા ત્યાં બેઠેલા જણાયા. મારા હૃદયમાં હજુ લાગણીનું પૂર ઉછળી રહ્યું હતું તેથી તેમની ખબર અંતર પૂછ્યા વિના તથા તેમને નમસ્કાર કર્યા વિનાજ મે આવેશ યુક્ત સ્વરે કહ્યું:

"સ્વતંત્રતા! ગુરૂજી! સ્વતંત્રતા એ માનવજીવનનો અત્યુત્તમ લ્હાવો છે, મનુષ્ય જીવનનું અણમોલ રત્ન છે. સ્વતંત્રતા કરતાં કોઇ પણ વસ્તુ મહાન નથી. સ્વતંત્રતા સાથે સરખાવવા યોગ્ય કંઇજ નથી."

મારા આવેશથી મારા ગુરૂ ચકિત થયા. તેમણે પોતાનાં શાંત નયનો મારા વદનપર ઠેરવ્યાં.

"માણસ પુસ્તકમાંથી કંઇજ સમજી શકતો નથી." મેં પુનઃ બોલવા માંડયું: "ધર્મ શાસ્ત્રોમાં આપણે વાંચીએ છીએ કે વાસના બંધન છે. તે આપણને તેમજ બીજાઓને પોતાના પાશમાં જકડી લે છે. પણ એ એકલા શબ્દો કેટલા પોકળ લાગે છે? પિંજરામાં પૂરેલા પક્ષીને જ્યારે આપણે છોડી દઇએ ત્યારેજ તેને સ્વતંત્ર કરવાથી આપણે કેટલા સ્વતંત્ર થયા છીએ તેનું આપણને ભાન થાય છે. જેને જેને આપણે પિંજરામાં પૂરીએ તેના પ્રત્યેની વાસનાથી આપણે જકડાઇએ છીએ અને એ બંધન લોખંડની જંજીર કરતાંય વધુ સખત હોય છે. આજ વાત, મહારાજ!

દુનિયા સમજી શકતી નથી. સઘળા દુનિયાદારીઓ બાહ્ય સુધારા કરવાને અફાળઝીક કર્યા કરે છે પણ ખરું જોતાં તો મનુષ્યની પોતાની વાસનાઓજ સુધારવાની જરૂર છે. બીજું કંઈ સુધારવાની જરૂર નથી."

"જ્યારે આપણો ધારેલો હેતુ સફળ થાય છે ત્યારે આપણે આપણી જાતના માલીક છીએ એમ આપણને લાગે છે." મારા ગુરૂજી બોલ્યા: "પરંતુ જ્યારે આપણા મનમાંથી આપણે વાસનાઓને ફેંકી દેવાને શકિતવાન થઇએ ત્યારેજ આપણે આપણું સાચું સ્વામીત્વ મેળવી શકીએ."

"જ્યારે આ બધું આપણે શબ્દમાં મૂકીએ છીએ ત્યારે એ બુટ્ટી આજ્ઞા જેવું લાગે છે પણ જ્યારે આપણે એના લક્ષાંશનો પણ અનુભવ કરીએ છીએ ત્યારે તે મધુર અમૃત થઇ જાય છે કે જે પીને દેવો અમર થઇ ગયા છે. જ્યાંસુધી આપણે આપણી માલીકી ન છોડી દઇએ ત્યાંસુધી સાચા સૌન્દર્યના આપણે દર્શન કરી શકતા નથી. જગતજેતા બુદ્ધ ગણાયા—સીકંદર નહિ. આ વાત શુષ્ક ગદ્યમાં ખોટી લાગે છે. પણ ઓ પ્રભુ! અમે એ સંગીત કયારે લલકારતાં શીખશું? ગંગોત્રીમાંથી નીકળી નાચતી, કૂદતી, પછડાતી, ધસમસતી ગંગાની રેલ પેઠે વિશ્વના આ ભવ્ય સત્યો છાપેલાં પુસ્તકોના પાનાં પરથી ઉછળીને જીવનમાં કયારે વહેવા માંડશે?"

છેલ્લા થોડાક દિવસની મારા ગુરૂજીની ગેરહાજરીનું મને હવે સ્મરણ થયું. હું તેમની ગેરહાજરીનું કારણ જાણતો નહોતો. હવે તેમને એ વિષે પ્રશ્ન પૂછતાં મારી જીભ જરા અચકાઇ.

"તમે આટલા દિવસ કયાં હતા?"

"પંચુની સાથે રહેવા ગયો હતો." તેમણે જવાબ આપ્યો.

"એમ! આટલા દહાડા તેને ત્યાંજ રહ્યા હતા?"

"હા. જે સ્ત્રી તેની કાકી થઇ આવી છે તેની સાથે હું કંઇક સમાધાની કરવા માગતો હતો. કોઇ ઉચ્ચ કોમનો માણસ પંચુનો મહેમાન થઇ આવે એ વાત માનતાં તે બિચારીને મહા મુશ્કેલી નડી! જ્યારે મેં તેને ખાત્રીપુર્વક કહ્યું કે હું ખરેખર ત્યાં રહેવાનો છું ત્યારે તેને તો ભોંય ભારી પડી ગઇ. મેં તેને કહ્યું: 'તમે મને ગાળ દેશો તો પણ હું અહિંથી જવાનો નથી. અને હું રહીશ ત્યાં સૂધી પંચુ પણ અહિંજ રહેશે. તેના નમાયા બાલકો રખડતાં થાય તે મારાથી નથી જોઇ શકાતું. તમને એ નમાયાં બાલકોની દયા નથી આવતી?'

"મારી વાત તે એ દિવસ સુધી ચુપચુપ સાંભળી રહી. હા કે ના કંઇજ બોલી નહિ. આજે સવારે મેં તેને ગાંસડા પોટલાં બાંધતી જોઇ. તેણે મને કહ્યું.

'અમે પાછાં વૃંદાવન જઇએ છીએ. અમને મુસાફરીના પૈસા અપાવો.'

"હું જાણુનો'તો કે તે વૃંદાવન જતી ન્હોતી. વળી મુસાફરીના ખર્ચ માટે નજીવી રકમ લઇ તે પલાયન થાય એમ પણ નથી તેથી હું તારી પાસે આવ્યો છું."

"તેને જે જોઇએ તે હું આપીશ." મેં કહ્યું.

"એ બાઇ કંઇ બહુ ખરાબ નથી." મારા ગુરૂજી પાછા ધીમે સ્વરે બોલવા લાગ્યા: "પંચુને તેની જાતની ખાત્રી નથી તેથી તે તેને પાણીના માટલાંને પણ અડકવા દેતો નથી. તેથી તેમને ચાલુ ધુરકાધુરકી થયા કરે છે. એ બાઇને અડકતાં મને તો જરાય સંકોચ ન્હોતો એટલે તે મારા તરફ ભકિતભાવથી જોવા લાગી. નિખિલ! રસોઇ કરવામાં તે ઘણી ચાલાક છે હો! એવી સ્વાદિષ્ટ રસોઇ બનાવે છે કે જેની વાત નહિ!

"હું એ બાઇને અડકયો તેથી પંચુના દીલમાં મારે માટે જે થોડું ઘણું માન હતું તે બધું નાશ પામ્યું. છેવટ સુધી હું એક સાદો ભોળો માણસ છું એમ તે માનતો હતો. પણ એ બાઇને સમજાવી લેવા માટે હું મારી જાત જોખમમાં નાખવા તૈયાર થયો તે જોઇને તે તો ડઘાઇજ ગયો! અદાલતમાં કેસ ચલાવવા માટે મેં એ બાઇ સામે ખોટા સાક્ષીની ફોજ આણી હોત તો પંચુને કંઇ વાંધો ન્હોતો. ઝેરનો ઉતાર ઝેરથીજ કરવો જોઇએ પણ ધર્મશ્રદ્ધા છોડવી–સનાતન આચાર વિચારપર પાણી ફેરવવું–એટલે શું? પંચુનો મિજાજ તે સહી શકે તેમ ન્હોતું.

"ગમે તેમ હો. પણ એ બાઇ ચાલી ગયા પછી પણ પંચુને ત્યાં થોડોક વખત મારે રહેવું પડશે. હરિશ કુંદુ તેને પુનઃ કઇ રીતે ત્રાસ આપશે તેનું ઠેકાણું નથી. તે ગમે તેવી નીચ જાળ બીછાવતાં અચકે તેમ નથી."

"આપણે પંચુને બચાવી શકીએ યા નહિ તે જૂદો સવાલ છે. વિજય પ્રભુના હાથમાં છે. પણ ધર્મ, રિવાજ અને સ્વાર્થને નામે એ લોકો જે હજારો જાળ બીછાવી રહ્યા છે તેમાંથી દેશનું સંરક્ષણ કરતાં જો આપણું મોત પણ થાય તો આપણે ઘણા આનંદથી મરીશું." મેં કહ્યું.

# વિમલાની આત્મકથા.

## ૧૪

આ નાની જીંદગીમાં આટલા બધા ખેલ ખેલાશે એમ કોણ ધારતું હતું ? કોને ખબર હતી કે આ એકજ જીવનમાં આટઆટલાં પરિવર્ત્તન થઇ જશે ? મને લાગે છે કે હું અનેક જન્મોમાંથી પસાર થઇ ગઇ છું. વખતનો પ્રવાહ એવા વેગથી આગળ ધસી જતો હતો કે જાણે તે સ્થિરજ છે એવો મને મિથ્યા ભાસ થયો હતો. પણ અંતે પરમ દિને મારી એ ભ્રમણાના ચૂરેચૂરા થઇ ગયા.

અમારા બજારમાંથી વિદેશી માલ વાળીચોળીને સાફ કરી નાખવાની મારા પતિને વિનવણી કરવાનો જ્યારે મેં નિશ્ચય કર્યો ત્યારે અમને બોલાચાલી થશે એ વાત હું જાણતી હતી. પણ મારી દૃઢ માન્યતા હતી કે મારે દલીલ સામે દલીલનું બાણુ ફેંકવું નહિ પડે. મારી આસપાસના વાતાવરણમાં–મારા અંગ પ્રત્યંગમાં જાદુઇ આકર્ષણ છે એ વાત શું મારાથી અજાણી હતી ? સમુદ્રના કિનારાપર પછડાતા પ્રચંડ મોજાંની પેઠે સંદીપ જેવો શકિતશાલી પુરૂષ લાચારીથી મારે શરણે આવ્યો હતો તે એ જાદુનો પ્રભાવ નહિ તો બીજું શું છે ? શું મેં તેને બોલાવ્યો હતો ? નહિ. તે મારી જાદુઇ શકિતની આજ્ઞાથી મારો શરણાગત થયો હતો.

અને અમૂલ્ય ! ગરિબ–યુવાન અમૂલ્ય ! મને જોતાંજ–પ્રથમ દૃષ્ટિએ ઉષાની દિવ્ય જ્યોતિથી તેજસ્વી થતી સરિતા પેઠે તેનાં નયનો નુતન તેજથી ચમકી રહ્યાં હતાં ! પોતાના ભક્તના પ્રતાપી વદનપર નજર ઠરતાં એક દેવીને કેવી લાગણી થાય છે તેનું હવે મને પૂરેપૂરૂં ભાન થયું છે.

મારી અજેય શકિતપર મને અસીમ વિશ્વાસ હોવાથી હું મારા પતિ સામે સામનો કરવાને તૈયાર થઇ હતી. પણ હાય! ત્યાં શું થયું ? મારા પતિનાં નયન આવાં ભાવહીન–લાગણીહીન કદિપણ ન્હોતાં. નવ નવ વર્ષ સુધી હું તેમની સાથે રહી હતી પણ આજના જેવી શુન્ય દૃષ્ટિથી તેમણે કદિપણ મારા તરફ જોયું ન્હોતુ. તે દૂર–દૂર–કોઇ મરૂભૂમિ તરફ શુન્ય–ભાવહીન છતાં ક્રાંતિપૂર્ણ નજરે જોઇ રહ્યાં હતાં. તેમની નજરમાં પ્રેમ ન્હોતો, પ્રથમની મસ્તી ન્હોતી, ભાવ ન્હોતો, અનુરાગની છટા ન્હોતી, કોઇ જાતનો રંગ ન્હોતો. કેવળ શૂન્ય એ દૃષ્ટિ હતી! નિર્મલ નીલ આકાશ સમી તેમની દૃષ્ટિમાં દયા ન્હોતી–સામી વસ્તુનું પ્રતિબિમ્બ પણ ન્હોતું. જો તેમનો ક્રોધ મારા પર ભભૂકી નીકળત તોય મને કંઇક આશ્વાસન મળત ! પણ તેમનામાં મને કોઇ પણ ભાવ ન જણાયો. મને મારૂં જીવન સ્વપ્ન સમું અસત્ય ભાસ્યું. એ એવું સ્વપ્ન હતું કે જે પૂરૂં થયા પછી રાત્રીની શીહા કાળાશજ શીશકમાં રાખી જાય છે !

અગાઉ મારી જેઠાણીના સૌંદર્ય માટે મને ઇર્ષ્યા ઉપજતી. તે સમયે મને લાગતું કે પ્રભુએ મને કોઇ શકિત આપી નથી. મારૂં બલ મારા પતિ મારાપર જે પ્રેમ વર્ષાવતા તેમાંજ હતું. હવે શકિતની મદીરા મારી રગેરગે પચી ગઇ છે, તેના નીશા વિના મને એક પલ પણ વીતાવવી ભારી થઇ પડે છે. અચાનક હવે મને ભાન થાય છે કે એ મદીરાનો પ્યાલો હાથમાંથી પડી જતાં તુરતજ ટૂકડે ટૂકડા થઇ જશે અને જગત્માં મારે માટે જીવવા જેવું કંઇ પણ બાકી રાખશે નહિ.

ઉછળતે હૈડે મેં મારી વેણી ગુંથી હતી, મારા પતિને ગમે તેવો અંબોડો વાળ્યો હતો અને હું તેમને જીતવા ગઇ હતી! આહ! કેવી શરમભરી બીના! કેવી ધૃણાસ્પદ ચેષ્ટા! મારી જેઠાણી મારા વાળનો ભભકો જોઇ બબડી હતીઃ "ઓહો! નાનાં રાણી! તમારા કેશ આકાશમાં ઉડવા તત્પર થઇ રહ્યા હોયની એવા લાગે છે! તેની સાથે તમારૂં માથું ન ઉડી જાય તે સંભાળજો!"

અને કાલે બાગમાં મારા પતિએ મને શું કહ્યું? તે મને પૂર્ણ સ્વાતંત્ર્ય આપી ગયા. તેમણે કહ્યું કે હું તદ્દન છૂટી છું. આહ! એ શબ્દો બોલતાં પણ તેમની દૃષ્ટિ તેવીજ નિશ્ચલ-ભાવહીન રહી હતી. શું સ્વતંત્રતા—પોકળ સ્વતંત્રતા બીજી બધી વસ્તુઓ પેઠે આટલી સહેલાઇથી આપી તથા લઇ શકાય? એ તો માછલીને આકાશમાં સ્વતંત્ર મૂકી દેવા જેવો ઘાટ થયો. તેમના પ્રેમના મધુર જલસિંચન શિવાય હું બહારના વાતાવરણમાં શી રીતે જીવી શકું? પ્રેમહીન સ્વતંત્રતાને મારે કયા ચુલામાં નાખવી છે?

આજે હું મારા ઓરડામાં ગઇ ત્યારે ત્યાં શુષ્ક ફરનીચરજ મારી નજરે પડયું. પલંગ, આયનો, કબાટ આદિ શુષ્ક વસ્તુઓ ત્યાં પડી હતી પણ એ બધામાં નિરંતર ઓતપ્રોત રહેલું પ્રેમાલ હૃદય આજે ન્હોતું. એ હૃદયને બદલે સ્વતંત્રતા હતી. એકલી સ્વતંત્રતા—પોકળ સ્વતંત્રતા! આખા ઓરડામાં શૂન્યત્વ હતું. હૃદય ન્હોતું—ભાવ ન્હોતો—પ્રેમ ન્હોતો—ફક્ત નિર્જીવ સરસામાન પડેલો હતો.

હું મુઝાઇ. એવી મુઝાઇ કે મારા જીવનમાં લેશ પણ વાસ્તવિકતા રહી છે કે કેમ અને હોય તો કયાં છે? એ પ્રશ્નથી મારૂં મગજ ભમી ગયું. એવામાં સંદીપ મળ્યો. તરતજ જીવન સામે જીવન અથડાયું અને અગાઉની પેઠે સ્ફૂલિંગના ચમકારા થયા. અહિં સત્ય છે—ભવ્ય વાસ્તવિક જીવન તે આજ છે. આ સત્યને ભય નથી, આ શંકા નથી, મર્યાદા કે લજ્જા નથી. તે આગળજ ધસે છે. દરેક સીમા ઉલ્લંઘી જાય છે. મોટી રાણીની દાસી અને તેના ગાયન તથા બીજા હસનારા અને બડબડનારાઓ કરતાં આ જીવનમાં હજારગણી વાસ્તવિકતા છે......

"પચાસ હજાર !" સંદીપ બાબુએ પહેલો ગોળો ફેંક્યો.

"પચાસ હજાર ! અંહ ! એમાં શું મોટી વાત છે ? તમને તે મળી રહેશે." મારા નીશાબાજ જીગરે જવાબ આપ્યો હતો.

એ પૈસા ક્યાંથી લાવવા, કેવી રીતે લાવવા, એ બધી નજીવી બાબત હતી. મારા તરફ નજર કરો. એકજ પલમાં શૂન્યમાંથી મહત્તાના ઉંચામાં ઉંચા શિખરપર હું નથી ચઢી ગઇ ? એવીજ રીતે સર્વ વસ્તુ મને મળી રહેશે. એક આંખના ઇસારાની–એક હૂકમનીજ જરૂર છે. હું પચાસ હજાર મેળવીશ ને જરૂર મેળવીશ. તેમાં શંકાને સ્થાનજ નથી.

આવા દમામથી હું આગલે દિને સદ્દીપને ખાત્રી આપી આવી હતી. પછીજ મેં આસપાસ જોયું. પછીજ મને ખ્યાલ આવ્યો કે પૈસા કયાંથી લાવવા ? સોનાનું ઝાડ કયાં હશે ? અરેરે ! આ બાહ્ય જગત્ હૃદયનું આમ શા માટે અપમાન કરતું હશે ?

પચાસ હજાર ગમે તે રીતે મેળવવા તો જોઇએજ. કેવી રીતે મેળવવા તેની મને પરવા ન્હોતી. તે મેળવવામાં કાંઇ પાપ ન્હોતું. પાપ ફક્ત નિર્બલોનેજ કલંકિત કરે છે. મારા જેવી શક્તિને તે સ્પર્શી પણ ન શકે. સામાન્ય માણસજ ચોર કહેવાય છે. રાજા વિજેતા ગણાય છે ને પોતાના હક્કથી લૂંટ ચલાવે છે......ખજાનો ક્યાં છે, તેમાં પૈસા કોણ લઇ જાય છે, ત્યાં ચોકી કોણ કરે છે તેનો મારે પત્તો મેળવવો પડશે.

તે દિને મધરાત સુધી બહારના વરંડામાં હું ઑફિસના મકાનોની હાર તરફ એકીટસે જોતી ઉભી રહી. પણ એ લોખંડી તિજોરીમાં છૂપાયલા ૫૦૦૦૦ રૂપીઆ કેવી રીતે લઇ આવવા ? જો કોઇ મંત્રથી બધા પહેરેગીરોને અચેત મુરદાં બનાવી દેવાની મારામાં શક્તિ હોત તો હું તેમને મંત્રબલે મારી નાખતાં જરા પણ અચકત નહિ ! એટલી બધી હું દયાહીન થઇ ગઇ હતી.

એક બાજુએ મારા–રાણીના અશાંત મગજમાં ધાડપાડુઓની ટોળી રણનૃત્ય કરી રહી હતી ત્યારે રાજાનું આખું ઘર સ્વસ્થ નિદ્રાને આધિન થયું હતું. ઘડિયાળમાં કલાકે કલાકે ટકોરા થતા હતા અને ઉપરથી આકાશ ગંભીર નેત્રે સૂતા જગતને જોઇ રહ્યું હતું.

છેવટે મેં અમૂલ્યને બોલાવ્યો.

"આપણી લડત માટે પૈસાની જરૂર છે. ખજાનામાંથી તું પૈસા લાવી શકીશ ?" મેં તેને કહ્યું.

"શા માટે નહિ ?" છાતી કાઢીને તેણે જવાબ આપ્યો.

અફસોસ ! મેં પણ સંદીપને એવીજ રીતે ન્હોતું કહ્યું ! એ યુવાનના આત્મવિશ્વાસથી મારા હ્રદયમાં આશાનું એક પણ કિરણ ન પ્રકટ્યું.

"તું કેવી રીતે ૫૦૦૦૦ રૂપિઆ કાઢી લાવીશ ?"

એક પછી એક તેણે એવી એવી ભયંકર યુક્તિઓ બતાવવા માંડી કે જે ભૂતપિશાચના પરાક્રમોની વારતામાંજ શોભે !

"નહિ, અમૂલ્ય ! આવી બચ્ચાશાહી વાત ન કર–" મેં જરા ઠપકાભર્યા અવાજે કહ્યું.

"ઠીક ત્યારે. હું પહેરેગીરને લાંચ આપીશ." તે બોલ્યો.

"પણ લાંચના પૈસા કયાંથી લાવીશ ?"

"હું બજારમાંથી લૂંટી લાવીશ." જરા પણ ધીરજ છોડ્યા વિના તેણે તોડ શોધી કાઢ્યો.

"નહિ. નહિ. એમ ના કરતો. મારી પાસે મારાં ઘરેણાં છે તે કામ લાગશે."

"પણ મને લાગે છે કે ખજાનચી લાંચથી પીગળે તેવો નથી. કંઇ નહિ. એથી વધુ સહેલો અને સરલ માર્ગ મારી પાસે છે." અમુલ્યે કહ્યું.

"તે શું ?"

"તમારે તે જાણવાની શી જરૂર ? તે તદ્દન સાદો છે."

"છતાં મારે તે જાણવો છે."

અમૂલ્યે જાકીટના ખીશા ખોળવા માંડ્યા. પ્રથમ તેણે ગીતાની એક નાની શી ચોપડી બહાર કાઢી ટેબલ પર મૂકી. પછી એક પીસ્તોલ બહાર કાઢી. મેં તે જોઇ. અમૂલ્ય એક શબ્દ પણ ન બોલ્યો.

આહ ! કેવું ગોઝારૂં કૃત્ય ! અમારા વૃદ્ધ ખજાનચીનું ખૂન કરવાનો નિશ્ચય કરતાં તે જરા પણ અચકયો નહિ ! તેના સરલ–સ્વચ્છ ચહેરા તરફ જોતાં તે એક માખીને પણ ઇજા કરી શકે એમ લાગતું ન્હોતું. પણ તેના મ્હોમાંથી જૂદીજ જાતના શબ્દો બહાર પડ્યા. આ દુનિયામાં ખજાનચીની જરૂરજ નથી એવો તેનો દ્દઢ નિશ્ચય થઇ ગયો હોય એમ મને તેના બોલવા પરથી લાગ્યું. ખજાનચીની જગ્યા–ખજાનચીનું જીવન સત્ય નથી; તે તો એક પોકળ પરપોટો છે, નિર્જીવ છે, ભાવહીન છે. "न हन्यते हन्यमाने शरीरे" એ ગીતા વચન પ્રમાણેજ તે વર્તી રહ્યો છે એવી તેની ખાસ માન્યતા હતી.

છેવટે હું બોલી:

"તું ગમે તે કહે અમૂલ્ય ! પણ તને ખબર છે કે અમારા વૃદ્ધ ખજાનચીને બૈરી છોકરાં છે. વળી તે..."

"જેને બૈરી અથવા છોકરાં ન હોય એવા દુનિયામાં કેટલા માણસ છે ?" તે વચ્ચે બોલ્યો: "આમ જુઓ ! મહારાણી ! આપણે જેને દયા કહીએ છીએ તે વસ્તુતઃ બીજાને માટે નહિ પણ આપણેજ માટે છે. આપણી નાજુક લાગણીપર ઘા થાય તે આપણને ગમતું નથી તેથી આપણે બીલકૂલ ઘાજ કરતા નથી. દયા ! ખરેખર ! દયા એટલે નામર્દાઇની પરાકાષ્ઠા !"

સંદીપનાં વાકયો આ છોકરાને મ્હોડે સાંભળીને હું તો અવાક થઈ ગઇ. તે હજુ કાચી વયનો હતો. યુવાનીને આંગણે તે હમણાંજ આવ્યો હતો. તેનો ચેહેરો કેવો પ્રેમાલ અને આનંદી હતો ! આ ઉમ્મર જીવનની તે ઘડીની હોય છે કે જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલાં સારાં તત્વો તેના સાચા સ્વરૂપમાં વ્યક્ત થાય છે. એ વયે તરૂણો સાચું જીવન જીવે છે અને પ્રતિપલે વિકિસત થતા રહે છે. અમૂલ્યને જોઇને મારામાં માતૃભાવના જાગ્રત થઇ.

મારે માટે તો હવે સારૂં નરસું કંઇ રહ્યુંજ ન્હોતું. ફકત મૃત્યુ–સુંદર, મોહક મૃત્યુજ મારે માટે બાકી હતું ! પણ એક નિરપરાધી, નિર્દોષ વૃદ્ધ મનુષ્યનું ખૂન કરવું તે સત્ય છે, ન્યાય છે એવા શબ્દો આ નાના છોકરાને મ્હોડે સાંભળતાંજ મારૂં આખું શરીર કમ્પી ઉઠયું. જેમ જેમ હું જોતી ગઇ તેમ તેમ મને સ્પષ્ટ જણાવા લાગ્યું કે તેના દીલમાં પાપ ન્હોતું. આમ હોવાથી તેના શબ્દોની ભયંકરતા બમણી વધી ગઇ. માતપિતાનાં પાપો નિર્દોષ બાલકોને ભોગવવા પડે છે એમ મને સ્પષ્ટ જણાઇ આવ્યું.

શ્રદ્ધા અને ઉત્સાહથી ચમકતી તેની આંખો જોઇ મને બહુ લાગી આવ્યું. તે જાદુના મોહથી સીધો અજગરના જડબાંમાં જતો હતો અને એકવાર ત્યાં ગયા પછી પાછા ફરવાની આશાજ ન્હોતી ! મારે તેનું કેવી રીતે રક્ષણ કરવું ? આહ ! મારી માતૃભૂમિ એકવાર માતાનું વાસ્તવિક સ્વરૂપ ધારણ કરી તેને શા માટે કહેતી નથી કે: 'મારા વ્હાલા ! મારા લાડકા ! હું તારૂં રક્ષણ કરી શકતી નથી તો પછી તું મારૂં રક્ષણ કરે તેમાં લાભ શો ?' ઓ મા ! ઓ માતૃભૂમિ ! આ શબ્દો બોલી તું તારા બાલકોને છાતી સાથે શા માટે દાબતી નથી ?

હા. ખબર છે. મને ખબર છે કે જગતમાં ઉથલપાથલ કરાવી, રકતની નદીઓ વહાવી દુનિયાપર વર્ચસ્વ મેળવવા માટે સેતાન પોતાની સઘળી શક્તિ ખર્ચી રહ્યો છે. પણ એ નીચ સેતાનની શક્તિનો અવરોધ કરનારી માતા મહા શક્તિશાલિની છે. તે એ સેતાનને પહોંચી વળવાને સમર્થ છે. તે એકલી છે છતાં બહુબલધારિણી છે. ગમે તેવા મદદ વિજયની તે ભૂખી નથી.

તે તો જીવન આપવા માગે છે—રક્ષણ કરવા ચાહે છે—પોતાનાં બાલકોનું સંરક્ષણ કરવા ઇચ્છે છે. ખુદ મારો આત્મા પણ આજે આ બાલકને બચાવવા ટળવળી રહ્યો છે.

થોડીજ વાર પહેલાં મેં તેને લૂંટ કરવાનું કહ્યું હતું. હવે જો તેને હું ના પાડીશ તો તેમાં મારી સ્ત્રીસુલભ નિર્બલતા જણાશે. અમારી નિર્બલતા જ્યારે જગતને દુઃખના દરિયામાં ઘસડી જાય છે ત્યારેજ પુરૂષો અમારા પર પ્રેમનો વર્ષાદ વર્ષાવે છે!

"અમૂલ્ય! તારે કંઇ કરવાની જરૂર નથી. હું પૈસાનું ફોડી લઇશ." મેં છેવટે તેને કહી દીધું.

તે દ્વાર નજીક ગયો. એટલામાં તેને પાછો બોલાવી મેં કહ્યું:

"અમૂલ્ય! હું તારી મોટી બહેન છું. આજે પંચાંગની ભાઇબીજ નથી; પણ વર્ષના સઘળા દિવસ ભાઇબીજજ છે. હું તને આશિષ આપું છું. પ્રભુ નિરંતર તારી સાથે રહો—"

અચાનક મારા મુખમાંથી આવા શબ્દો સાંભળી અમૂલ્ય આશ્ચર્ય પામ્યો. તે થોડીકવાર સ્તબ્ધ ઉભો રહ્યો. પછી એકદમ મારે ચરણે પડી તેણે મારા ભાઇ થવાનું કબૂલ્યું. તે ઉભો થયો ત્યારે તેની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી...ઓ મારા નાના ભાઇ! હું ઉતાવળી ઉતાવળી મોત તરફ ચાલી જાઉં છું. તારાં બધાં પાપ મને સાથે લઇ જવા દે. મારા સંપર્કથી તારી નિર્દોષતા હું કલંકિત કરવા માગતી નથી!

મેં તેને કહ્યું:

"અમૂલ્ય! ભાઇબીજની ભેટ તરિકે મને પેલી પીસ્તોલ નહિ આપે?"

"તું એનું શું કરીશ, બહેન?"

"હું મોતની તાલીમ લઇશ."

"બરાબર છે, બ્હેનાં! આપણી સ્ત્રીઓએ પણ કેમ મરવું તે મોત સાથે રમત કરીને જાણી લેવું જોઇએ." એમ કહી તેણે મને પીસ્તોલ આપી દીધી.

તેના તરૂણ વદનના તેજથી મારા જીવનની નવીન ઉષાજ ઉગતી હોયની એવો મને ભાસ થયો. મેં મારાં વસ્ત્રમાં પીસ્તોલ છૂપાવી દીધી. મારા ભાઇની આ ભેટ મને સંકટ સમયે કામ આવજો!

મારા હૃદયમાં માતૃત્વની જે ભાવના જાગ્રત થઇ હતી તે કાયમ રહેશે એમ મને લાગ્યું. પણ મારા હૃદયમાંના પ્રિયતમાના પદે માતૃપદની જગ્યા છીનવી લીધી અને સ્ત્રીના શ્રેષ્ઠતમ સુખનો માર્ગ બંધ થઇ ગયો. બીજે દિને હું સંદીપને મળી. પુનઃ નિર્લજ્જ દિવાનો આવેશ મારા જીગરમાં નાચી રહ્યો.

આનો અર્થ શો ? શું હું ખરેખર એવીજ છું ? શું આજ મારૂં સાચું જીવન છે ? નહિ. મારા હૃદયમાં આવી નિર્લજ્જતા, આવી ક્રૂરતા પૂર્વે કદિપણ ન્હોતી. મારા શરીરમાં છૂપાયલો આ નાગ બહાર કાઢવાનો દંભ કરનાર ગારૂડી આવ્યો છે પણ એ નાગ કદિપણ મારા વસ્ત્રમાં ન્હોતો. તે નાગ તેનોજ છે—મારો નથી. કોઇ રાક્ષસી શક્તિએ મને પછાડી નાખી છે અને આજે હું જે કંઇ કરી રહી છું તે તેજ કરાવે છે. એ કૃત્યો સાથે મને કંઇ સંબંધ નથી.

એજ પિશાચ તે દિવસે દેવસ્વરૂપ ધારણ કરી હાથમાં રક્તવર્ણી મશાલ લઇ મારી પાસે આવ્યો હતો. તેણે ગર્જના કરી કહ્યું હતું: 'હું તારો દેશ છું. હું તારો સંદીપ છું. તારી કોઇપણ વસ્તુ કરતાં હું તારો વધુ હક્કદાર છું. વંદેમાતરમ્ !' આ જાદુઇ શબ્દો સાંભળી હાથ જોડી મેં જવાબ આપ્યોઃ 'તું મારો ધર્મ છે. તું મારૂં સ્વર્ગ છે. મારૂં સર્વ કંઇ તારા પ્રેમ આગળ તુચ્છ છે. વંદેમાતરમ્ !'

પાંચ હજાર ખરૂં ? કંઇ ફીકર નહિ. પાંચ હજાર જોઇએ તો પાંચ હજાર ! તમને કાલેજ જોઇએ છે ? તો કાલેજ મળશે ! આ તાંડવનૃત્યમાં પાંચ હજારની ભેટ એ તો ફક્ત દારૂના પ્યાલાપરનું ફીણ છે ! શરાબની કેફની લહજ્જત તો પછી આવશે ! જ્યારે એ ક્રાંતિકાલ આવશે ત્યારે આ અચલ ભૂમિ અમારા પગની લાતથી આમથી તેમ અટવાશે, અમારાં નેત્રોમાંથી આગના ભડકા નીકળશે, અમારા કાન તોફાનની ગર્જના સાંભળશે અને સઘળી દૃશ્ય તથા અદૃશ્ય વસ્તુ ઝાંખી થઇ જશે. પછી લથડતે પગલે અમે અમારા મૃત્યુની ખીણમાં કૂદી પડીશું. પલકવારમાં અગ્નિ બૂઝાઇ જશે, આમથી તેમ અમારી ખાખ પવનના જોસથી ઉડવા માંડશે; અને પછી ? પછી કંઇપણ અવશેષ રહેશે નહિ.

# પ્રકરણ ૯ મું.

## વિમલાની આત્મકથા.

### ૧૫

સંદીપની ખંડણી કેમ ભરવી તે માટે પ્રથમ તો મને કોઇ માર્ગ સૂઝ્યો નહિ. અચાનક મને એક યુકિત સુઝી. આવેશની ચીંખ ની જ્યોતિએ મારી નજર સામે એક સ્પષ્ટ ચિત્ર રજુ કર્યું.

દર વર્ષે દુર્ગા પુજા પ્રસંગે મારા પતિ મારી જેઠાણીને છ હજાર રૂપીઆની ભેટ આપતા. દર વર્ષે એ રકમ મારી જેઠાણીને નામે કલકત્તાની બેંકમાં જમા થતી. આ વર્ષે પણ નિયમ મુજબ મારા પતિએ મોટી રાણીને છ હજાર રૂપીઆ ભેટ આપ્યા હતા પણ હજુ સુધી તે રકમ બેંકમાં મોકલવામાં આવી ન્હોતી. અમારા શયનગૃહની બાજુના એક ન્હાના ડ્રેસીંગરૂમમાં લોખંડની તિજોરીમાં આ રકમ પડી હતી.

દર વર્ષે મારા પતિ જાતે બેંકમાં પૈસા મૂકવા જતા પણ આ વર્ષે તેમને કલકત્તા જવાની હજુ ફુરશદ મળી ન્હોતી. આમ થવામાં દિવ્ય શકિતનો હાથ ન્હોતો એમ કોણ કહી શકે? એ રકમ બેંકમાં જઇ શકી ન્હોતી કેમકે દેશને–માતૃભૂમિને તેની જરૂર હતી. માતૃભૂમિના હાથમાંથી એ પૈસા ઝુંટવી લેવાની શકિત કોના હાથમાં છે? એ રકમ લેવાની માતૃભૂમિએ મને શકિત આપી છે. શા માટે મારે આ અણમોલ પ્રસંગ ગૂમાવવો? શા માટે આ અણધારી દૈવી ભેટનો ઇનકાર કરવો? પ્રલયની દેવી લોહીતરસી બની હાથમાં રકતનું પ્યાલું લઇ પોકારી રહી છે: 'મને લોહી પીવા દો–લોહી પીવા દો. હું તરસી થઇ છું.' એ પાંચ હજાર રૂપીઆ સાથે હું દેવીને મારા જીગરનું લોહી અર્પણ કરીશ. મા! મા! એ પૈસાની સ્વામિનિ પાંચ હજાર રૂપીઆ જતાં પાયમાલ થવાની નથી; પણ હું—હું તો તદ્દન પાયમાલ થઇ જઇશ!

પૂર્વે વારંવાર હું મોટી રાણીને ચોર કહેતી. મારા વિશ્વાસુ પતિના વિશ્વાસનો લાભ લઇ તે પોતાની તિજોરી ભરતી હતી એવો આરોપ હું તેના પર મૂકતી. તેના પતિના મરણ પછી જાગીરની માલીકીની ચીજો તે પોતાના ઉપયોગ માટે વાપરી નાખતી. મેં તે તરફ મારા પતિનું લક્ષ ખેંચ્યું હતું પણ તે કંઇ બોલતા ન્હોતા. હું ગુસ્સે થઇ તેમને કહેતી 'તમે બહુ ઉદાર હો તો દાન કરી દો પણ આમ દેખીતી લૂંટ શા માટે થવા દો છો?' તે સમયનો મારો બડબડાટ સાંભળી પ્રભુ હસ્યો હશે કેમકે આજે હું મારા પતિની તિજોરીમાંથી મારી જેઠાણીના પૈસા ચોરવાનો વિચાર કરી રહી છું.

મારા પતિ ઓફીસમાંથી આવી ડ્રેસીંગ રૂમમાં કપડાં કાઢી મૂકતા. તિજોરીની ચાવી તેમના ગજવામાંજ રહેતી. મેં ચાવી લઇ તિજોરી ઉઘાડી. ચાવી ફેરવતાં સહેજ અવાજ થયો. એ અવાજ આખી દુનિયાને જગાડશે એવો મને ભય ઉપજ્યો. મારા હાથ પગ અચાનક ઠંડા થઇ ગયા. મારૂં આખું શરીર ધ્રુજવા લાગ્યું.

તિજોરીમાં એક ખાનું હતું. એ ખાનું ઉઘાડતાં મને પૈસા જણાયા. નોટો ન્હોતી પણ સઘળા સોનાના સીક્કા હતા. પૈસા ગણવાનો મારી પાસે વખત ન્હોતો. ૨૦ બંડલમાં સોનાના સીક્કા હતા. મેં બધાં બંડલ લઇ મારી સાડીના છેડામાં બાંધી લીધાં.

કેવો ભાર ? ચોરી–પાપના બોજાથી મારૂં હૃદય દબાઇ ગયું. જો નોટો હોત તો તે હલકી જણાત પણ આ તો સોનાના સીક્કા હતા.

ચોરની પેઠે હું મારા ઓરડામાં પાછી ફરી. મને લાગ્યું કે તે મારો ઓરડો નથી. તે ઓરડાપર મારા જે અમૂલ્ય હકકો હતા તે ચોરીના સિક્કાને સ્પર્શ કરતાંજ નષ્ટ થઇ ગયા હતા. હું દિવાની પેઠે મંત્ર ગણગણવા લાગી. વંદેમાતરમ્ ! વંદેમાતરમ ! મારી માતૃભૂમિ ! મારી સુવર્ણભૂમિ ! આ સોનાના સીક્કા ફકત તારેજ માટે છે. બીજા કોઇ માટે નથી !

રાતે માનવ હૃદય નિર્બલ રહે છે. હું મારા પતિ સૂતા હતા તે ઓરડામાં પાછી આવી. મારી આંખો તે ઓરડામાંથી પસાર થતાં મીંચાઇ ગઇ. ત્યાંથી હું ખુલ્લી અગાશીમાં ગઇ. સાડીમાં છૂપાવેલા સોનાના સીકકા મેં છાતી સરસા દાબી રાખ્યા હતા. અગાસીમાં પગ મૂકતાંજ હું ધ્રુજતી ધ્રુજતી નીચે બેસી ગઇ. એક એક સોનાનો સીકકો જાણે મારા જીગરને કાતિલ ડંખ દેતો હોયની એમ મને લાગ્યું.

શાંત રાત્રી જાણે નાકપર આંગળી રાખી ઉભી હોયની એનો મને ભાસ થયો. મારૂ ઘર મારા દેશથી જૂદું છે એમ મને ન લાગ્યું. મેં મારૂં ઘર લૂંટયું હતું. મેં મારો દેશ લૂંટયો હતો. મારા આ પાપથી મારૂં ઘર મારૂં મટી પારકું બન્યું હતું તેવીજ રીતે મારો દેશ પણ પારકો થતો હોય એમ મને લાગ્યું. મારી માતૃભૂમિ માટે ભીખ માગતી હું મરી ગઇ હોત અને તે ભીખ માગવામાં પણ નિષ્ફલતા મળી હોત તોપણ તે મારી ભક્તિ ગણાત. એ ભક્તિ પ્રભુ સ્વીકારી શકત. પણ ચોરી એ કાંઇ ભક્તિ નથી. મારાથી આ સુવર્ણ મારી માતૃભૂમિની સેવામાં કેમ ધરાય ? અફ્સોસ ! મારા મોતનો ઘંટ વાગી ચૂકયો છે. હું તો મરવાનીજ છું પણ મારા અપવિત્ર સ્પર્શથી મારે મારા દેશને શા માટે ભ્રષ્ટ કરવો જોઇએ ?

દ્રવ્ય પાછું મૂકી દેવાનો માર્ગ હવે બંધ થઇ ગયો હતો. તિજોરીવાળા ઓરડામાં જઇ, ચાવી લઇ, તિજોરી ઉઘાડી પૈસા પાછા મૂકી દેવાનું હવે મારામાં જોર ન્હોતું. મારા પતિના ઓરડાના ઉંબર પરજ કદાચ હું બેભાન થઇ પડી જાઉં તો ! હવે જે માર્ગે જવાનું છે તે સામોજ માર્ગ છે. પાછા ફરવાની કોઇ બારી રહી નથી. શાંત ચિત્તે બેસીને સીક્કા ગણવાની પણ મારામાં શક્તિ નથી. એ સિક્કા જ્યાં પડ્યા છે ત્યાં ભલે પડ્યા. મારે તે નથી ગણવા.

આકાશમાં ધુમ્મસ ન્હોતું. તારાઓ ચકચક ચમકી રહ્યા હતા. હું પડી પડી વિચાર કરવા લાગીઃ

'આ તારાઓને અત્યંત સાવધાનીથી અંધકારના પરદા પાછળ છૂપાવી રાખ્યા છે. તેમને જો હું એક પછી એક મારા દેશને માટે સુવર્ણના સિક્કાની પેઠે ચોરી લઉં તો આકાશ અંધ થઇ જશે, રાત્રી વિધવા બનશે અને મારી લૂંટ આખી દુનિયાને લૂંટી લેશે. હમણાં હું જે ચોરી કરી આવી તે પણ આવીજ ચોરી ન્હોતી ? મેં દ્રવ્યનીજ ચોરી કરી ન્હોતી-પણ વિશ્વાસ અને સત્યની લૂંટ કરી હતી.'

આખી રાત હું અગાશીમાંજ પડી રહી. આખરે સ્હવાર થયું. મારા પતિ જાગ્યા–શયનગૃહ છોડી ગયા–એવી ખાત્રી થયા પછીજ હું મારા માથા પર શાલ વીંટાળી મારા શયનગૃહ તરફ લથડતે ડગલે જઇ શકી.

મારી જેઠાણી પોતે રોપેલા પુષ્પોના છોડના કૂંડામાં પાણી સીંચતી હતી. મને દૂરથી જતી જોઇને તેણે બૂમ પાડીઃ

"તમને કંઇ ખબર છે ? નાનાં રાણી ?"

હું સ્તબ્ધ ઉભી રહી. ભયથી મારી છાતી ધડકી રહી. મને લાગ્યું કે મારી શાલમાં છૂપાયલા સીક્કા બહાર ડોકિયું કરી રહ્યા છે. એ સિક્કાઓ અચાનક જમીનપર પડી ખણુ ખણુ અવાજથી સઘળા સમક્ષ ચોરને જાહેર કરી દેશે એવો મને ભય લાગ્યો. આહ ! મુઇ હૂં અભાગણી ! ચોરી કરીને મેં મારા સઘળા પ્રિયજનોના સ્નેહનો તાર તોડી નાખ્યો હતો. હું જગતમાં એકલી પડી ગઇ હતી.

"તમારા ધાડપાડુઓની ટોળીએ એક નનામો પત્ર લખી તિજોરી લૂંટવાની ધમકી આપી છે." મારી જેઠાણી બોલી.

ચોરની પેઠે હું સ્તબ્ધ ઉભી રહી.

"તમારે શરણે જવાની મં દિયરજીને વિનંતી કરી છે ..." તે મશ્કરી યુક્ત સ્વરે પુનઃ બોલીઃ "લૂંટારાઓનાં રાણીસાહેબા ! તમારા ભક્તોને કૃપા કરી વારી લો ! તમે અમને બચાવી લેશો તો અમે તમારા 'વંદેમાતરમ્' ને બલિદાન ચઢાવીશું. અરે રામ ! આ કલિકાલમાં શું શું થઇ રહ્યું છે ? પ્રભુને ખાતર, રાણી ! આપણા ઘરને ધાડપાડુઓથી બચાવી લો—"

કંઇપણ જવાબ ન આપતાં હું ઉતાવળી ઉતાવળી મારા ઓરડામાં ચાલી ગઇ. હું રેતીના ઢગપર ઉભી હતી. ત્યાંથી નક્કર જમીનપર કેમ આવવું તે હું જાણતી ન્હોતી. પછાડા મારવાથી કંઇ વળે એમ ન્હોતું. હું નીચે ને નીચેજ ગબડી જવાની એવી મારી ખાત્રી થઇ ગઇ.

આહ ! સંદીપને હું પૈસા અર્પણ કરી દઉં તેટલો સમય જલદી જલદી વહી જાય તો કેવું સારૂં ! હવે મારાથી શાંત રહેવાતું નથી. એ ચોરીનો માલ મારી નસેનસ તોડી નાખે છે.

રોજ કરતાં સંદીપે આજે મને વહેલી બોલાવી. આજે શણગાર સજવાનો વખત ન્હોતો. શાલ ઓઢીનેજ હું બહારના દિવાનખાનામાં ગઇ.

દિવાનખાનામાં પગ મુકતાંજ અમૂલ્ય અને સંદીપ નજરે પડયા. મારી સઘળી પ્રતિષ્ઠા પગથી માથા સૂધીના આખા શરીરમાંથી બહાર નીકળી જમીનમાં અદૃશ્ય થઇ જાય છે એમ મને લાગ્યું. સ્ત્રી જાતિની સઘળી શરમ આ તરૂણ સમક્ષ ખુલ્લી કરવાની ઘડી આવી ! એ બન્ને મારા કર્મની ચર્ચા તો નહિ કરતા હોય ? મારે માટે તેમના હૃદયમાં માનનો છાંટો શુદ્ધાં રહ્યો હશે ખરો ? આવા આવા સવાલો મારા મગજને કોતરી ખાવા લાગ્યા.

અમે સ્ત્રીઓ પુરૂષોનો સ્વભાવ કદિપણ કળી શકવાની નથી. જ્યારે તેઓ કોઇ સાધ્ય વસ્તુ માટે માર્ગ તૈયાર કરવાનો નિશ્ચય કરે છે ત્યારે પોતાનો રથ નિર્વિઘ્ને પસાર થઇ જાય તે માટે આખી દુનિયાના જીગરના ટૂકડે ટૂકડા કરી નાખતા જરાપણ અચકાતા નથી. કંઇક નવું સર્જવાના દિવાના નીશાને અધિન થતાં પુરૂષો સૃષ્ટાની સૃષ્ટિ છૂંદી નાખવા તૈયાર થઇ જાય છે. મારા હૃદયને છિન્નભિન્ન કરી નાખનાર આ શરમ—આ લજ્જા તરફ તેઓ ઝાંખીને જોવાના પણ નથી. તેમને જીંદગીની પરવા નથી—લાગણી નથી. તેઓ ફક્ત પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે વલખાં મારી રહ્યા છે. ભયકર વંટોળીઆમાં તણાઇ જતાં એક પુષ્પ કરતાં તેમને મન મારી વિશેષ કિમ્મત નથી !

મારા આવા શરમભર્યા અધઃપાતથી સંદીપ બાબુને શું મળશે ? ફક્ત પાંચ હજાર રૂપિયા ? પાંચ હજાર રૂપિયા કરતાં મારી યોગ્યતા વિશેષ ન્હોતી ? હતી ! મને સંદીપ બાબુએજ ન્હોતું કહ્યું કે હું તો શકિત છું, દેવી છું, દેશની આરાધ્ય મૂર્તિ છું ? એ શકિતના જોરપર તો હું મારા જગતમાં સર્વને ધિક્કારી રહી હતી. હું જ્યોતિ ઝગાવું છું, જીવન અર્પું છું, અમરત્વ બક્ષું છું—એ માન્યતામાં, એ અકથનીય આનંદના નીશામાં સઘળાં બંધનો તોડી નાખી હું બહાર પડી હતી. તે સમયે મને જો કોઇએ એ આનંદ પ્રત્યક્ષ કરી બતાવ્યો હોત તો હું મૃત્યુમાં પણ જીવંત રહી હોત—મારૂં સર્વસ્વ ગૂમાવવા છતાં મેં કંઇજ ગૂમાવ્યું ન હોત !

એ બધું ખોટું હતું એમ તેઓ હવે મને કહેવા માગે છે? મારી સ્તુતિનાં સ્તોત્રો ભકિત પૂર્વક ગાઇને તેઓ મને મારા સ્વર્ગમાંથી નીચે લાવ્યા હતા તે પૃથ્વીને સ્વર્ગ બનાવવા માટે નહિ પણ સ્વર્ગને વેરાન મરૂભૂમિ બનાવવા માટે?

૧૬

"પૈસા, રાણી!–" પોતાનાં તિક્ષ્ણ વિસ્ફારિત નેત્રો મારા વદનપર સ્થિર કરી સંદીપ બોલ્યો.

અમૂલ્ય શુદ્ધાં મારા તરફ ટીકીટીકીને જોઇ રહ્યો હતો. તે મારો માડીજાયો ભાઇ ન હોવા છતાં મારો ભાઇ હતો કેમકે આખી દુનિયાની મા એકજ છે. તેનું નિષ્પાપ વદન, તેનાં પ્રશાંત નયનો, તેનું નિર્દોષ યૌવન–એ સર્વ હું જોઇ રહી. હું–તેની માતાની જાતિમાંનીજ એક સ્ત્રી તેને તે માગે છે છતાં કેવી રીતે ઝેર આપી શકું?

"રાણી! પૈસાનું શું?" સંદીપની આ ધૃષ્ટ માગણી મારા કાનમાં ઘુમતી હતી. શરમ અને ગુસ્સાને લીધે જાણે સંદીપના મ્હોડાપર સોનાના સીકકા ધીકકારથી ફેંકી દઉં એવું મને મન થયું. મારો હાથ ધ્રુજવા લાગ્યો. સાડીનો ગાંઠ હું જલદી છોડી શકી નહિ. અંતે મેં ટેબલપર સીકકા ખાલી કર્યા.

સંદીપના વદનપર કાળાશ છવાઇ ગઇ...તે સીકકા ચાંદીના હોય એમ તેને લાગ્યું હશે.....તેની આંખમાં કેવો ધિકકાર હતો! તેની વૃત્તિ કેવી તુચ્છ હતી! મારી નાલાયકી તરફ તે કેવો અતોનાત તુચ્છકાર પ્રકટ કરતો હતો! જાણે તેણે મને ધકકો માર્યો હોયની એવું મને લાગ્યું. તેને શંકા ઉપજી હશે કે પાંચ હજારને બદલે ચારસો પાંચસો રૂપીઆ આપીને હું તેને બનાવવા આવી હતી! એક પળે તો મને એમ લાગ્યું કે તે બધા સીકકા બારી વાટે ફેંકી દઇ એમ કહી દેશે કે 'હું ભીખારી નથી. રાજા છું. હું ભીખ માગતો નથી. મારી ખંડણી માગું છું.'

"બસ આટલાજ?" અમૂલ્ય આ બે શબ્દો એટલા કરૂણ સ્વરે બોલ્યો કે મારી છાતી ચીરાઇ ગઇ. જેમ તેમ હું આંસુ ખાળી રહી. છાતીપર બે હાથ દાબી દઇ મસ્તક હલાવી મેં હકારમાં જવાબ આપ્યો.

સંદીપ સ્તબ્ધજ બેસી રહ્યો. તેણે સીકાને સ્પર્શ પણ ન કર્યો તેમ તે એક બોલ પણ ન બોલ્યો.

મારી દયાજનક સ્થિતિએ અમૂલ્યનું હૃદય ભેદી નાખ્યું. અચાનક ઉત્સાહિત થઇ તે બોલ્યો: "બહુ છે બહુ બ્હેન! આટલા પૈસા

બહુ થઇ ગયા. તમે અમને આજે જીવતનદાન આપો છો." એમ કહી તેણે એક બંડલપરનો કાગળ ફાડી નાખ્યો.

સોનાની ગીનીઓ ચમકવા લાગી. એક પલકારામાં સંદીપના વદનપરથી શ્યામ રંગ ઉડવા લાગ્યો. તેના વદનપર આનંદની ચમક આવી. અચાનક ઉછળેલા લાગણીના પૂરને દાબી ન શકવાથી તે મારાપર ધસી આવ્યો. તેનો હેતુ હું કળી શકી નહિ. મેં અમૂલ્ય તરફ વીજળી સમી દૃષ્ટિ ફેંકી. જાણે કોઇએ ચાબુક મારી હોયની તેમ તેનું વદન ફીકકું પડી ગયું. અચાનક મેં મારૂં સઘળું બલ એકઠું કરી સંદીપને ધકકો માર્યો. તેનું માથું પાછળ પડેલા ટેબલ સાથે અથડાયું ને તે જમીનપર તૂટી પડયો. થોડીક વાર તે બેભાનીમાં પડી રહ્યો. હું આ અણધાર્યા બનાવથી મુઝાઇને ખુરશીપર બેસી ગઇ.

અમૂલ્યના મુખપર આનંદની જ્યોતિ ચમકી રહી. સંદીપ તરફ નજર પણ ન કરતાં તે સીધો મારી પાસે આવ્યો અને મારી ચરણ-રજ લઇ મારી સામે બેઠો. આહ! મારો ભાઇ! મારો પુત્ર! મારા શૂન્ય સંસારમાં ફકત તારી ભક્તિજ સ્વર્ગના અંશરૂપ બાકી રહી ગઇ છે! હું હવે મૌન રહી શકી નહિ. મારી આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. સાડીના છેડાથી મ્હો ઢાંકી દઇ હું ડૂસકે ડૂસકે રોવા લાગી. મારા ચરણ ધરી તે મને આશ્વાસન આપવા લાગ્યો પણ તેના દરેક સ્પર્શે મારી આંખોમાં નવાં આંસુ આણ્યાં.

થોડીવારે હું શાંત થઇ મેં આંસુ લૂછી નાખ્યાં. સામે જોઉં છું તો સંદીપ જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ પોતાના રૂમાલમાં સીક્કા બાંધી લેતો જણાયો. મારા ચરણ પાસેથી અમૂલ્ય આંસુભરી આંખે ઉઠી ગયો.

શાંતિથી મારા તરફ જોઇ ઠંડા દીલે સંદીપ બોલ્યોઃ

" છ હજાર છે."

" આટલા બધા રૂપિયાનું શું કરવું છે, સંદીપ બાબુ?" અમૂલ્ય બોલ્યોઃ " હાલમાં આપણને સાડાત્રણ હજારનીજ જરૂર છે."

" આપણને ફકત આ એકજ કામ માટે પૈસાની જરૂર નથી." સંદીપ બોલ્યોઃ "આપણને તો જેટલા મળી શકે તેટલાની જરૂર છે."

" કંઇ ફીકર નહિ. હવે પછી તમને જેટલા જોઇશે તેટલા હું લાવી આપીશ. આ પૈસામાંથી, સંદીપ બાબુ! મહેરબાની કરી અઢી હજાર મહારાણીને પાછા આપી દો."

સંદીપ બાબુએ મારા તરફ એક અર્થપૂર્ણ નજર ફેંકી.

" નહિ. નહિ." મેં કહ્યુંઃ " હું એ પૈસાને કદિપણ અડવાની નથી. તમારે જોઇએ તેમ કરો."

"સ્ત્રી જેટલું આપી શકે તેટલું પુરૂષો કદિપણુ આપી શકે ખરા ?" અમૂલ્ય તરફ જોઇ સંદીપ બોલ્યો.

"સ્ત્રીઓ દેવીઓ છે." ઉત્સાહભર્યા સ્વરે અમૂલ્યે કહ્યું.

"આપણે પુરૂષો બહુ બહુ તો આપણી શક્તિ સમર્પણ કરીએ..." સંદીપ પુનઃ બોલવા લાગ્યોઃ "પણ સ્ત્રીઓ તો પોતાની જાત ન્યોછાવર કરી દે છે. તેઓ જન્માવે છે, પોષે છે. જન્મદાન અને પ્રાણદાન એજ ખરાં દાન છે–એમાંજ ઉદારતાની પરાકાષ્ટા છે." પછી મારા તરફ ફરી તે બોલ્યોઃ "રાણી ! તમે અમને જે દાન કર્યું તે જો એકલા પૈસાજ હોત તો હું તેને હાથ પણ ન લગાવતઃ પણ તમે અમને તમારા જીવન કરતાં પણ વિશેષ કિમતી ભેટ આપી છે."

મનુષ્યના અંતરંગમાં બે નિરનિરાળી વ્યક્તિનો વાસ હોવો જોઇએ. આ બે વ્યક્તિ મારામાં પણ છે. તેમાંની એક એમ માને છે કે સંદીપ મને ફસાવી રહ્યો છે. બીજી ફસાવામાંજ આનંદ માને છે. સંદીપમાં શક્તિ છે પણ સત્યનું બલ નથી. તેના શસ્ત્રથી જીવન ચેતનથી ઉછળી રહે છે પણ તેજ શસ્ત્રથી મોત થાય છે. તેના પાસે દેવોનો ભાથો છે પણ તેમાંનાં બાણ અસુરોનાં છે.

સંદીપનો રૂમાલ બધા સીકકા બંધાય તેવડો મોટો ન્હોતો. "રાણી ! મને તમારો રૂમાલ આપશો ?" તેણે મને પૂછ્યું.

મેં મારો રૂમાલ આપ્યો. તેણે ભકિતપૂર્વક મારા રૂમાલને કપાળપર લગાવ્યો. પછી ઘુંટણીએ પડી મને પ્રણામ કરી તે બોલ્યોઃ "દેવી ! મારી ભકિત અને પૂજ્યભાવ વ્યકત કરવા હું તમારી સમીપ દોડી આવ્યો હતો પણ તમે મને ધકકો મારી ભૂમિશાત્ કરી દીધો. કંઇ ફીકર નહિ. હું તમારા ધિકકારપૂર્ણ ધકકાને તમારા વરદાન સમો ગણી લઉં છું અને પૂજ્ય ભાવથી તમને વંદન કરૂં છું..." એમ કહી તેણે મને તેના માથાપરનો જખમ બતાવ્યો.

ત્યારે શું હું ભૂલી હતી ? મેં તેના વત્તનનો ભળતોજ અર્થ કર્યો હતો ? લાંબા હાથ કરી તે મારા ચરણને સ્પર્શ કરવા આવ્યો હતો કે મને આલિંગન લેવાને ? અમૂલ્ય પણ તેની આંખોમાં–તેના મ્હોપર ચમકતી કામની વીજળી જોઇ શકયો હતો. સંદીપ મારી પ્રશંસાના મંત્રોને એવા જાદુ ભર્યા સંગીતથી ભરી દે છે કે હું તેની સાથે બીલકુલ વાદ કરી શકતી નથી. સત્ય જોવાની મારી શકિત હું ગુમાવી બેસું છું, અફીણીની પેઠે મારી આંખો મેઘાવૃત્ત થઇ જાય છે. તેને ધકકો મારી તેના માથા પર જખમ કરી મેં તેને દુઃખ આપ્યું હતું. પણ તે જખમ મને બતાવીને મારા જીગરપર કાતિલ

પ્રહાર કરી તેણે પોતાનું સારું વાળી લીધું. સંદીપ જ્યારે મને પૂજ્ય ભાવે લળી પડયો ત્યારે મારી ચોરીમાં મને મહત્તા જણાઇ અને ટેબલ પર ચમકતા સીકકાના સ્મિતથી મારી સઘળી બીક ઉડી જવા લાગી. મારા અંતરનો ડંખ કમી થતો ગયો.

મારી પેઠે અમૂલ્ય પણ પાછો જીતાઇ ગયો. પલવાર ખંડિત થયલી સંદીપ પરની તેની ભક્તિ પુનઃ નુતન તેજથી ચમકવા લાગી. તેનું હૃદયપુષ્પ પુનઃ મારી અને સંદીપની ભક્તિ માટે સુગંધ પ્રસારવા લાગ્યું. પ્રભાતના શુક્ર તારાના તેજ સમી તેનાં નયનની શુધ્ધ જ્યોતિ તેની નિર્મલ શ્રધ્ધા વ્યકત કરવા લાગી.

મેં પૂજા કરી. તેણે મારી પૂજા કરી. એટલે મને મારૂં પાપ તેજસ્વી જણાવા લાગ્યું. મારા તરફ જોઇ અમૂલ્યે મને વંદન કરી કહ્યું વંદેમાતરમ ! આમ નિરંતર મારી પૂજા ચાલુ રહે એવી મને અપેક્ષા ન્હોતી. છતાં મારૂં સ્વાત્માભિમાન ટકાવી રાખવાનું તે એક માત્ર સાધન હતું.

મારાથી હવે મારા શયનગૃહમાં જવાયું નહિ. પલંગ હાથ લાંબો કરી મને આવવાની મના કરે છે; લોખંડની તિજોરી મારા તરફ વક્ર નજરે જોઇ રહી છે. હૃદયને ડંખ દેનારાં આ સતત અપમાનોમાંથી મુકત થવાને હું તડફડવા લાગી. સંદીપબાબુ પાસે જઇ નિરંતર મારી પ્રશંસાનાં ગાન સાંભળ્યા કરવાની મને ઇચ્છા થઇ. હું સઘળે માન ભંગ થઇ હતી, સર્વસ્વ ગૂમાવી બેઠી હતી. સંદીપની ભક્તિથીજ હું હજુ માથું ઉંચું રાખી ફરતી હતી તેથી છેવટ સુધી તેને વળગી રહેવા-માંજ સાર છે એમ મને લાગ્યું. સંદીપ પાસેજ મારૂં સ્થાન હતું. બીજી સઘળી દિશાઓ મારે માટે શૂન્ય થઇ ગઇ હતી.

૧૭

હમણાં મારા પતિ જમવા બેસે છે ત્યારે હું તેમની સમક્ષ બેસી શકતી નથી છતાં તેમની નજીક ન રહેવાથી મને એટલું બધું લાગી આવે છે કે એ બેમાંથી એક પણ મારાથી થઇ શકતું નથી. તેથી હું એવી જગ્યાએ બેસી રહું છું કે જ્યાંથી અમે એકમેકને ન જોઇ શકીએ. પરમ દિને મોટી રાણી રસોડામાં આવી ત્યારે હું એમજ બેઠી હતી.

" દિયરજી ! તમે આવા નનામા પત્રોને હસી કાઢો તો ભલે; પણ મને તો બહુ બીક લાગે છે. તમે મને આપેલા પૈસા કલકત્તાની બેંકમાં મોકલી દીધા ? " મોટી રાણી આવીને બોલી.

" નહિ. મને કલકત્તા જવાનો વખત મળ્યો નથી. " તેમણે જવાબ આપ્યો.

"તમે કેટલા બેપરવા છો દિયરજી ! જરા વધુ લક્ષ..."

"પણ તમારા પૈસા અંદરના ડ્રેસીંગ રૂમમાં લોખંડની તીજોરીમાં સલામત પડયા છે..." મારા પતિસ્મિત સહ મોટી રાણીને આશ્વાસન આપતા બોલ્યા.

"પણ બદમાસો ત્યાં પણ ઘુસી જાય તો ? ક્યારે શું થશે તેની કોને ખબર છે ?"

"જો તેઓ અંદરના ઓરડામાં ઘુસી જાય તો તો તમને પણ ઉપાડી જાય !..."

"અંહ ! મારી ચિંતા ન કરો. મને કોઇ ઉપાડી જતું નથી. ખરૂં ખેંચાણ તો તમારા ઓરડામાં છે ! પણ બળ્યું ! મશ્કરી જવા દો. નાહક શા માટે અહિં જોખમ રાખો છો ?"

"થોડા દિવસમાં સરકારી મહેસુલ કલકતા લઇ જવાનું છે. તે વખતે હું સરકારી અમલદારો સાથે તમારા પૈસા પણ મોકલી આપીશ."

"ઠીક, પણ હવે ભુલતા ના. તમે બહુ ભુલકણા છો."

"મારા ઓરડામાંથી ધારો કે પૈસા ચોરાઇ જાય તો તેમાં તમને ખોટ જવાની નથી બહેન !"

"જુઓ દિયરજી ! આવી વાત કરીને મને ગુસ્સે ન કરો. મેં વળી કયે દહાડે તમારૂં ને મારૂં રાખ્યું છે ? તમારા પૈસા જાય તેથી મને દુઃખ ન થાય એમ ? પ્રભુએ મારૂ સર્વસ્વ ખૂંચવી લીધું છે પણ મને લક્ષ્મણજી જેવા દિયર મળ્યા છે એ મારૂં અહો ભાગ્ય !– ... ઓહો ! નાનાં રાણીજી ! તમે કેમ કાષ્ટની પૂતળી જેવાં ચુપ બેઠાં છો ? તમે એક બોલ પણ બોલતાં નથી. તમને ખબર છે દિયરજી ! વિમલાને લાગે છે કે હું તમારી ખુશામત કરી રહી છું. જો ખુશામતની જરૂર જણાય તો હું તેમ કરવામાં નાનમ જોતી નથી પણ હું જાણું છું કે મારા દિયરજીને તેની જરૂરજ નથી."

મોટી રાણી આવાં આવાં ગપ્પાં મારવા લાગી. વચમાં વચમાં તે જૂદી જૂદી સ્વાદિષ્ટ વાની તેના દિયરને આગ્રહપુર્વક ખવાડતી હતી. એ સમય દરમિયાન મારૂં માથું ચક્કર ચક્કર ઘૂમી રહ્યું હતું. મોત જીવતનો મામલો નજીક આવતો હતો. કોઇપણ ભોગે પૈસા પાછા મુકવાજ જોઇએ. કેવી રીતે પૈસા મુકવા ને પૈસા ક્યાંથી લાવવા તે વિશે હું જેમ જેમ વિચાર કરતી ગઇ તેમ તેમ મારી જેઠાણીના શબ્દો મને વધુ ને વધુ દુઃખ દેવા લાગ્યા.

હું શબવત્ બેસી રહી હતી. દુઃખપર ડામ જેવું તો એ હતું કે મારી જેઠાણી મારા તરફ વારંવાર તિક્ષ્ણ દષ્ટિપાત કરી રહી હતી. તે મારા વદનપરથી શું સમજી શકી તે હું જાણતી નથી છતાં મને લાગ્યું કે બધી વાત મારા મ્હોપર સ્પષ્ટ અક્ષરે લખેલી છે !

હું વધુવાર મૌન ન રહી શકી. મહામહેનતે મેં મારા ભયને દૂર કર્યો. મુખપર સ્મિત ફરકાવી મશ્કરીયુકત સ્વરે હું બોલીઃ

"મોટાં રાણી ! તમે મારાપર ખુબ શંકિત થયાં લાગો છો. ચોર ને લૂંટારાની તમારી બધીય વાતો બનાવટી છે. તમને લાગે છે કે હુંજ ચોર છું."

મોટી રાણીએ વિકટ હાસ્ય કરી કહ્યું:

"ખરી વાત છે, બહેન ! સઘળી ચોરીઓ કરતાં સ્ત્રીની ચોરી વધુ ભયંકર હોય છે. પણ તમે મારી આંખમાં શી રીતે ધૂળ નાખવાનાં હતાં ? હું કંઇ પુરૂષ છું કે તમારાથી ભોળવાઇ જાઉં ?"

"તમને મારો એટલો બધો ભય લાગતો હોય તો મારૂં સર્વસ્વ જામીનગીરી તરિકે તમારી પાસે રાખી મૂકો..." મેં ગુસ્સાભર્યા સ્વરે કહ્યું: "તમને કંઇ નુકશાન થાય તે તેમાંથી વસુલ કરી લેજો."

"લો સાંભળો દિયરજી ! અમારાં નાનાં રાણી કેવાં સાદાં, ભોળાં ને ભલાં છે ?" મારા પતિ તરફ ફરી ખડખડ હસીને તે બોલી: "એને ખબર છે કે કેટલીક ખોટ એવી હોય છે કે જે આ કે બીજી દુનિયામાં પણ પૂરી શકાતી નથી ?"

મારા પતિ અમારી બોલાચાલીમાં બીલકુલ બોલ્યા નહિ. જમીને તે સીધા બહારના દિવાનખાનામાં ચાલી ગયા. હમણાં તે બપોરે શયનગૃહમાં આરામ લેવા આવતા નથી.

મારા સઘળા રત્નજડિત અલંકારો અમારા મુનીમની તીજોરીમાં હતાં. તે ઉપરાંત મારી પાસે હજુ ૩૦ થી ૪૦ હજારના અલંકારો બાકી હતા. હું મારો ઝવેરાતનો દાબડો લઇ મોટી રાણીના ઓરડામાં ગઇ અને તેની નજર સામે દાબડો ઉઘાડી કહ્યું:

"લો બહેન ! આ રાખી મુકો. હવે તમારે ચિંતા રાખવાની જરૂર નથી."

મોટી રાણીનું મ્હો ઉતરી ગયું. તે બોલી:

"તમે મને છકક કરી નાખો છો, બહેન ! શું તમને ખરેખર એમ લાગે છે કે તમારી બીકે હું રાતે ઉંઘતી નથી ?"

"એમ હોય તોપણુ શું ? આ દુનિયામાં કોઇનો પણ વિશ્વાસ થઇ શકે એમ છે ?"

"તમે મારા પર વિશ્વાસ રાખી મને નવો પાઠ ભણાવવા માગો છો ? નહિ. નહિ. મારા દાગીના સંભાળવાની મને એટલી બધી ચિંતા રહે છે કે ન પૂછો વાત ! તેમાં વળી તમારાં અલંકારોની જવાબદારી ક્યાં વહોરી લઉં ? લઇ જાઓ બહેન ! તમે તો ગાંડાં છો ! નોકરો જોશે તો ખરાબ લાગશે."

મોટી રાણીના ઓરડામાંથી હું સીધી દિવાનખાનામાં ગઇ અને અમૂલ્યને બોલાવવા નોકર મોકલ્યો. અમુલ્ય સાથે સંદીપ પણ આવી પહોંચ્યો. મને બહુ ઉતાવળ હતી તેથી મેં સંદીપને કહ્યું:

" માફ કરજો. મારે અમુલ્ય સાથે જરા વાત કરવી છે..."

સંદીપના મુખપર ભાવહીન હાસ્ય ફરક્યું. તે બોલ્યો: " ત્યારે તમારી નજરે હું અને અમૂલ્ય જૂદા છીએ એમ ? જો તમે એને મારી પાસેથી છીની લેવાનો નિશ્ચય કર્યો હોય તો મારે કબૂલી દેવું જોઇએ કે હું એને જરૂર ગૂમાવી બેસવાનો."

કંઇપણ જવાબ ન આપતાં હું મૌન ઉભી રહી.

" જેવી તમારી મરજી..." સંદીપે કહ્યું: " અમૂલ્ય સાથે તમારે કરવી હોય તે ખાનગી વાત કરી લો. પછી તમારે મારી સાથે પણ ખાનગી વાત કરવી પડશે. તમે તેમ નહિ કરો તો મારી હાર થયલી ગણાય અને તમે જાણો છો કે હું બધું ખમી શકું છું પણ પરાજય ખમી શકતો નથી. ' બળીયાના બે ભાગ ' એ મારો સિદ્ધાંત છે. એ માટેજ હું કુદરત સાથે લડી રહ્યો છું. હું મારા વિધાતાને પરાજિત કરીશ પણ તેનાથી પરાજિત નહિજ થાઉં–" આટલું કહી અમૂલ્ય તરફ એક ધિક્કારભરી નજર ફેંકી સંદીપ ચાલી ગયો.

" અમૂલ્ય ! મારા નાના ભાઇ ! તું મારું એક કામ કરીશ ?" મેં કહ્યું.

" તારે માટે મારો પ્રાણ પણ પાથરવાને હું તૈયાર છું બહેન ! "

મારી શાલમાં છૂપાવેલી અલંકારોની પેટી મેં બહાર કાઢી અને તેની સામે ધરી: ' આને વેચી આવ અથવા ગીરો મૂક–જેમ બને તેમ જલદી મને છ હજાર રૂપિયા આણી આપ. "

" નહિ. નહિ બહેન !–" અમૂલ્ય વિંધાતા દીલે બોલ્યો:

" આ ઘરેણાં રહેવા દે. હું તને છ હજાર રૂપિયા ગમે તે રીતે લાવી દઇશ. "

" નહિ. " અધીરા સ્વરે હું બોલી: ' અમૂલ્ય ! આ વખત ઉતાવળીઆ સાહસનો નથી. આ પેટી લે, રાતની ટ્રેનમાં કલકત્તા ઉપડી જા અને બે દહાડામાં લઇ પાછો આવ– "

અમૂલ્યે એક હીરાનો હાર હાથમાં લીધો, પ્રકાશમાં જરા ઉંચો કરી જોયો અને શોકભર્યા હૃદયે પાછો મૂકી દીધો.

" તને આ રત્નોની યોગ્ય કિમ્મત મળવાની નથી તે હું જાણું છું. તેથી તને હું ૩૦ હજારના દાગીના આપું છું. આ બધા અલંકારો જાય તેની મને પરવા નથી. મને તો છ હજાર રૂપિયા જોઇએ છે."

"તમને ખબર છે બ્હેન!-" અમૂલ્યે કહ્યું: "મને સંદીપ બાબુ સાથે તમારા છ હજાર સંબંધી તકરાર થઇ હતી! મને કેટલી બધી શરમ ઉપજે છે તે મારૂં મન જાણે છે. પણ સંદીપ બાબુ તો આપણી લજ્જાને પણ દેશને સમર્પણ કરવા માગતા હોવાથી તેમણે એ રૂપિયા તમારી પાસેથી ઝુંટવી લીધા છે. ગમે તેમ હો-પણ તમારી વાત જૂદીજ છે. હું સ્વદેશ માટે મરવાથી ડરતો નથી. સ્વદેશ માટે કત્લ ચલાવવી પડે તો તે માટે પણ તૈયાર છું. એટલી શક્તિ મારા બાહુમાં છે. પણ તમારી પાસેથી લીધેલા પૈસાથી મને એટલું બધું લાગી આવ્યું છે કે એ વાત હું કદિ પણ ભૂલી શકીશ નહિ. એ કામ મારાથી નહિ બની શકે. એ બાબતમાં સંદીપ બાબુ મારાથી બે ડગલાં આગળ છે. તેને શોક પણ નથી ને ક્ષોભ પણ નથી. જેની પેટીમાં પૈસા પડયા હોય તેનાજ તે પૈસા છે એ વિચારને તેમણે નષ્ટ કરી નાખ્યો છે. આ વિચાર જો નષ્ટ ન થાય તો પછી વંદેમાતરમની જાદુઇ શક્તિ કયાં રહી?"

અમૂલ્ય જેમ જેમ બોલતો ગયો તેમ તેમ તેનો ઉત્સાહ વધવા લાગ્યો. મારી સાથે વાત કરતી વખતે તેના ઉત્સાહનો પાર રહેતો નથી. તે પુનઃ બોલવા લાગ્યો:

"ગીતા વચન છે કે આત્મા મરતોજ નથી. મૃત્યુ એ એક ખાલી શબ્દ છે. તેવીજ રીતે કોઇ કોઇના પૈસા લેતું નથી. કોઇ પણ માણસ શરીરનો ત્યાગ કરતી વખતે પૈસા સાથે લઈ જતો નથી કેમકે તે આત્માનો અંશ નથી. આજે જે પૈસા મારા હોય તે કાલે મારા દીકરાના ને પરમદિને તેના લેણદારના થાય છે. આમ હોવાથી પૈસાનો કોઇ પણ માલીક નક્કી થતો નથી. તો પછી કોઇના પૈસા તેના નમાલા દીકરાને માટે રહેવા દેવા કરતાં દેશને માટે દેશભકતો લૂંટી લે તેમાં ખોટું શું?"

સંદીપના શબ્દો આ નાના છોકરાને મ્હોડે જ્યારે હું સાંભળું છું ત્યારે હું ધ્રુજી ઉઠું છું. જેઓ સર્પપર મોહી પડયા હોય તેઓ ભલે તેમની સાથે રમત રમ્યા કરે. તેમને સાપ કરડે તે માટે તેઓ તૈયાર હોય છે. પણ તરૂણો એટલા બધા નિર્દોષ હોય છે કે આખું વિશ્વ તેમનું રક્ષણ કરવા ચાહે છે. એ નિર્દોષ તરૂણો સાપ સાથે તેનો સ્વભાવ જાણ્યા વિના ખેલવા જાય છે અને જ્યારે આપણે તેમને સ્મિત-ભર વદને, વિશ્વાસપૂર્ણ હૃદયે સાપની ફેણ આગળ હાથ લઇ જતા જોઇએ છીએ ત્યારેજ સાપ કેટલો ભયાનક છે તેનું આપણને ભાન થાય છે. હું સંદીપની સાથે દેશને માટે મરી જવાને તૈયાર છું પણ આ તરૂણને તો હું સંદીપથી જુદોજ પાડીશ. તેને બચાવવાનો મારો ધર્મ છે.

"ત્યારે તમારા દેશભક્તોના ઉપયોગ માટે પૈસાની જરૂર છે ખરૂં ?" મેં હસીને પૂછ્યું.

"અલબત્ત તેમને પૈસાની જરૂર છે.' અભિમાનથી અમૂલ્યે જવાબ આપ્યો: 'બહેન ! તેઓ આપણા રાજાઓ નથી ? ગરિબી તેમની સત્તા ચીમળાવી નાખે છે. અમે સંદીપબાબુને નિરંતર પહેલા વર્ગમાં મુસાફરી કરવાનો આગ્રહ કરીએ છીએ તે તમે જાણો છો ? રાજવંશી સ્વાગતને તે અવગણતા નથી પણ ઉલટા સત્કારે છે. એ સત્કાર તે પોતાને માટે નથી સ્વીકારતા પણ અમારા બધાના ગૌરવ માટે. સંદીપબાબુએ અમને કહ્યું છે કે જગતના રાજકર્ત્તાઓનું પ્રબલમાં પ્રબલ હથિયાર તેમનો જાદુઇ ઢંઢેરો છે ! તેમને માટે ગરીબી તપશ્ચર્યા નથી પણ આત્મઘાત છે."

આ પળે સંદીપ ચુપચુપ ઓરડામાં આવ્યો. તરતજ મેં મારી શાલ ઝવેરાતની પેટીપર ઢાંકી દીધી.

"તમારી ખાનગી વાત હજુ પૂરી થઇ લાગતી નથી !" તેણે કટાક્ષ કર્યો.

"નહિ—પૂરી થઇ ગઇ—"

"નહિ. અમૂલ્ય ! હજુ મારે તને થોડુંક કહેવાનું બાકી છે."

"ત્યારે સંદીપને બીજીવાર હાંકી કાઢવો છે એમ ?"

"હા. જરા મહેરબાની કરો ને !—"

"વારૂ. પણ પાછો કયારે આવું ?"

"આજે નહિ. આજે મને ફુરશદ નથી.'

"એમ !—" સંદીપની આંખમાંથી અગ્નિ ખર્યો: "વખત નથી ! ફકત ખાનગી વાત માટેજ વખત છે."

ઇર્ષ્યા ! સશકત પુરૂષની આ નિર્બલતા છે. આ નિર્બલતા વ્યક્ત થાય ત્યારે નાજુક સ્ત્રીજાતિ પોતાના વિજયડંકા વગાડવાની લાલચ ખાળી શકતી નથી. મેં દૃઢ સ્વરે કહ્યું:

"આજે મને બીલકુલ ફુરશદ નથી."

કાળે મ્હોડે સંદીપ પાછો ગયો. અમૂલ્ય મૂઝાયો.

"રાણી ! બહેન ! સંદીપ બાબુ ગુસ્સે થયા લાગે છે."

"તેને ગુસ્સે થવાનું કંઇ કારણ નથી ને હકક પણ નથી." હું ગુસ્સાભર્યા અવાજે બોલી: "હું તને એક ચેતવણી આપવા માગું છું, અમૂલ્ય ! મારા અલંકારના વેચાણ વિષે સંદીપ બાબુને એક બોલ પણ ના કહેતો."

"નહિ. કદિ નહિ કહું."

"ત્યારે હવે વિલંબ કરવાની જરૂર નથી. આજે રાતની ગાડીએજ તારે જવું જોઇએ."

અમે બન્ને સાથે ઓરડામાંથી બહાર નીકળ્યાં. અમે વરંડામાં આવ્યાં ત્યારે સંદીપ ત્યાં ઉભેલો જણાયો. અમૂલ્યને તે ખાળવા માગતો હોય એમ મને લાગ્યું તેથી જાણી જોઇને હું તેની સાથે વાતે વળગી:

" તમે શું કહેતા'તા સંદીપબાબુ ? "

" મારે કંઇ ખાસ કહેવાનું નથી. જરા વાત કરવી'તી. પણ તમને નવરાશ નથી એટલે-"

" હું થોડીકવાર વાત કરી શકીશ. "

આટલીવારમાં અમૂલ્ય ચાલ્યો ગયો. ઓરડામાં આવતાં વાર સંદીપે પૂછ્યું:

" અમૂલ્ય જે પેટી લઇ ગયો તેમાં શું હતું ? "

તેની ચકોર દૃષ્ટિ પેટી જોઇ ગઇ હતી. મેં દૃઢ રહેવાનો નિશ્ચય કર્યો:

" જો મારાથી કહી શકાય તેમ હોત તો તમારી હાજરીમાંજ તેને પેટી નહિ આપત ? "

" તમે ધારો છો કે અમૂલ્ય મને નહિ કહે ? "

" નહિ. નહિ કહે. "

હવે સંદીપ વધુ વાર ક્રોધ દબાવી શક્યો નહિ. તે બરાડયો:

" તમે એમ સમજો છો કે તમે મને દબાવી શકશો ? મારાપર સત્તા ચલાવશો ? નહિ. એમ કદિપણ બનશે નહિ. અમૂલ્યને હું મારા પગતળે છૂંદી નાખું તો પણ તે ખુશીથી મરવા તૈયાર થશે. હું જીવતો છું ત્યાંસૂધી હું કદિપણ તેને તમારે ચરણે પડવા દઇશ નહિ. "

આહ ! નિર્બલતા ! નિર્બલતા ! આખરે સંદીપ ઠેકાણે આવ્યો. આખરે તેને ભાન થયું કે મારી પાસે તે નિર્બલ છે ! એ નિર્બલતા છતી થઇ ગઇ તેથી તે આટલો બધો લાલ પીળો થઇ ગયો છે. તે સમજ્યો છે કે મારી શક્તિ સાથે કેવળ પશુબલથી સામનો કરવો શકય નથી. એકજ નજરે તેના પ્રચંડ કિલ્લાઓ તોડી નાખવાની મારામાં શક્તિ છે. આમ હોવાથી તે પોતાના ક્રોધપર અંકૂશ ન રાખી શકે તે સંભવિત છે. તેનો રક્તવર્ણો ચહેરો જોઇ મે ધિક્કાર ભર્યું મૌન ધારણ કર્યું. મારા મ્હોપર જરા વિકટ હાસ્ય પણ આવ્યું. અંતે હું તેની સપાટીથી ઉંચે પહોંચી ગઇ હતી. આ સ્થાનપરથી કદિપણ મારો પગ લપસવો ન જોઇએ. મારે કદિપણ પુનઃ નીચે ગબડવું ન જોઇએ. મારા સઘળા પતનની વચ્ચે મારે મારી આ નૂતન મહત્તા ગમે તે ભોગે જાળવી રાખવી જોઇએ.

" મને ખબર છે રાણી ! તે તમારા અલંકારોની પેટી હતી..." થોડીકવાર મૌન રહી તે બોલ્યો.

"તમને ગમે તેવી કલ્પના કર્યા કરો—" મેં કહ્યું: "પણ મારે મ્હોડે તમે કંઇ પણ જાણી શકશો નહિ."

"ત્યારે તમને મારા કરતાં અમૂલ્યપર વધારે વિશ્વાસ છે ? તમને ખબર છે કે એ તરૂણ ફક્ત મારો પડછાયો છે, મારા સ્વરનો પડઘો છે ? જો હું એને પડખે ન હોઉં તો તે કંઇજ નથી..."

"જ્યાં તે તમારો પડઘો અથવા પડછાયો નથી ત્યાં તે પોતે છે. ત્યાં તે ખરો અમૂલ્ય છે. અને તમારાં પ્રતિધ્વનિ કે પ્રતિચ્છાયા કરતાં એ અમૂલ્યપર મને વધારે વિશ્વાસ છે."

"તમારે ભૂલવું ન જોઇએ કે આપણી દિવ્ય માતૃભૂમિની પૂજાર્થે તમારા સર્વ અલંકારો મને સમર્પણ કરવાને તમે વચનથી બંધાયલાં છો. તમે એ અલંકારો ક્યારના દેવીને અર્પી દીધાં છે."

"મારી દેવી જે અલંકારો મારી પાસે રહેવા દેશે તે બધાય દેવીને ધરાવવામાં આવશે. પણ જે અલંકારો મારી પાસેથી ચોરી લેવામાં આવ્યા છે તે હું માતૃભૂમિને શી રીતે ચઢાવી શકું ?"

"આમ જુઓ, રાણી ? તમે આમ છટકી જવા માગશો તે ચાલવાનું નથી. હવેજ કટાકટીનો મામલો આવ્યો છે. હવેજ સાચા કાર્યવાહકો અને સાચા ભકતોની કસોટી થવાની છે. હવેજ કંઇક ચમત્કારિક કાય કરી બતાવવાની પલ આવી છે. એ કામ પૂરૂં થવા દો. પછી તમારે જોઇએ તેટલાં સ્ત્રી ચરિત્રો ચલાવજો. તે સમયે હું પણ તમને તમારી બાજી ખેલવામાં મદદ કરીશ."

જે પલે મારા પતિના પૈસા ચોરીને મેં સંદીપના હાથમાં મૂક્યા હતા તેજ પલથી અમારા સંબંધમાં જે સંગીત હતું તે ઉડી ગયું હતું. મારી જાતને સસ્તી બનાવીને મેં મારી શકિત ગૂમાવી હતી એટલુંજ નહિ પણ સંદીપનું બલ પણ હવે પૂર્ણ જાદુ ચલાવવાની મોહિની ગૂમાવી બેઠું હતું. જે વસ્તુ આપણા પંઝામાં આબાદ સપડાઇ ગઇ હોય તેનો મોહ તરતજ ઉડી જાય છે. સંદીપને હું વીર માની પૂજતી હતી. એ વીરપૂજા હવે ઉડી ગઇ હતી. તેના સ્વરમાં પણ કંઇક તીખાશ અને કડવાશ આવ્યાં હતાં.

સંદીપે પોતાની આંખો મારા વદનપર સ્થિર કરી દીધી. મધ્યાન્હના પ્રચંડ તાપ જેવો આગ્ન તેની આંખમાંથી ખરવા લાગ્યો. એક બે વાર મારાપર ધસી આવવાને તેણે પોતાના પગ ઉંચા નીચા કર્યા. મારૂં આખું શરીર ધ્રુજી ગયું, મારી છાતી ધડકી ગઇ, મારી નસેનસ ઉછળી રહી, મારૂં લોહી ગરમ થઇ ગયું. મને લાગ્યું કે જો હું અહિં બેસી રહીશ તો કદિપણ ઉભી થઇ શકીશ નહિ. મહામહેનતે હું ખુરશીપરથી ઉભી થઇ બારણા તરફ ચાલી ગઇ.

સંદીપના ઘોઘરા ગળામાંથી અવાજ આવ્યો:

" તમે ક્યાં નાસી જશો રાણી ? "

તરતજ તે મને પકડવાને ઉભો થયો પણ બહાર કોઇનાં પગલાંનો અવાજ સંભળાતાં તે પુનઃ ખુરશીપર બેસી ગયો. હું પુસ્તકોના કબાટ પાસે ઉભી ઉભી ચોપડીઓનાં નામો શૂન્ય નજરે જોવા લાગી.

મારા પતિ ઓરડામાં આવ્યા. સંદીપ તેમને જોઇ બોલવા લાગ્યો:

"નિખિલ ! તમારા પુસ્તકાલયમાં " બ્રાઉનિંગ " ન રાખશો હો ? હું હમણાજ આપણી ' કોલેજ કલબ ' વિષે મધુરાણી સાથે વાત કરતો હતો. બ્રાઉનિંગની પેલી કડીઓ વિષે આપણને જે પ્રચંડ વિવાદ થયો હતો તેની તમને યાદ છે ? નથી ? જુઓ, હું સંભળાવું:

'She should never have looked at me,
If she meant I should not love her,
There are plenty......men you call such,
I suppose......she may discover
All her soul to, if she pleases,
And yet leave much as she found them :
But I'm not so, and she knew it.
When she fixed me, glancing round them.

" મેં આ કડીઓ બંગાલીમાં ગમે તે રીતે ઉતારવાનો પ્રયાસ કર્યો હતો પણ બંગાલી પ્રજાને માટે ' અમર આનંદ ' સમી થઇ રહે એવી કવિતા ન બની. એક વાર મને ખરેખર એમ લાગ્યું કે હું કવિ થવાની અણીપર આવી પહોંચ્યો છું પણ વિધાતાએ એ મહાન આફતમાંથી મને બચાવી લીધો. તમને પેલો બુઢ્ઢો દક્ષિણ યાદ આવે છે ? જો તે આબકારી ઇન્સપેકટર ન થયો હોત તો કવિ થાત. મને તેનાં કાવ્યો હજુ યાદ છે......

" મધુરાણી ! પુસ્તકોની અભરાઇ ફેંદી નાખવામાં કંઇ સાર નથી. નિખિલે પરણ્યા પછી કાવ્ય વાંચવાનું બંધ કર્યું છે. કદાચ તેને લગ્ન પછી કાવ્યની ઉણપ નહિ લાગી હોય ; પણ મને લાગે છે કે ' કાવ્યની મસ્તી ' માં બેભાન થવાની મારી ઘડી નજીક આવતી જાય છે."

" સંદીપ ! હું તમને એક ચેતવણી આપવા આવ્યો છું. " મારા પતિએ કહ્યું.

" કાવ્યની મસ્તી વિષે ? "

મારા પતિએ સંદીપની મશ્કરી પર બીલકુલ લક્ષ આપ્યું નહિ. તે બોલ્યા:

" કેટલાક વખતથી મુસલમાન વકતાઓ સ્થાનિક મુસ્લીમોને ઉશ્કેરી રહ્યા છે. તેઓ તમારા પર ખુબ ગુસ્સે થયા છે અને તમારા પર કયારે હુમલો કરશે તેનો નિયમ નથી. "

" તમે મને નાસી જવાની સલાહ આપવા આવ્યા છો ? "

" હું તમને ખબર આપવા આવ્યો છું–સલાહ આપવા નહિ. "

" જો આ જાગીર મારી હોત તો આ ચેતવણી એ મુસ્લીમ ચકતાઓ માટે જરૂરની થઇ પડત–મારે માટે નહિ. મને બ્હીડાવવાનો પ્રયાસ કરવાને બદલે જો તમે એ લોકોને ઠેકાણે લાવવાનાં પગલાં લીધાં હોત તો તે તમને અને મને શોભારૂપ ગણાત. તમે જાણો છો કે તમારી નિર્બલતા બીજા જમીનદારોને પણ નિર્બલ બનાવે છે ? "

" સંદીપ ! મેં તમને સલાહ આપી નથી અને હું ઇચ્છું છું કે તમે પણ મને સલાહ આપવાની તસ્દી લેશો નહિ. એવી સલાહ નકામી છે. બીજી પણ એક વાત મારે તમને કહેવાની છે. તમે અને તમારા અનુયાયીઓ મારા ખેડુતોને છૂપી રીતે પજવી રહ્યા છો–તમે લોકો જુલમ ગુજારો છો. હું એ વધુવાર સાંખી શકીશ નહિ. તેથી તમે મારી જાગીર છોડી જાઓ..."

" મુસ્લીમોની બીકથી ? બીજી કોઇ બ્હીક તમે મને બતાવવા માગો છો ખરા ? "

" દુનિયામાં કેટલાક ભય એવા છે કે જે તરફ દુલક્ષ કરવું તે નામર્દાઇ છે. એ બધી બ્હીકોને નામે હું તમને કહું છું સંદીપ ! ચાલ્યા જાઓ. પાંચ દિવસમાં હું કલકત્તા જવાનો છું. તે સમયે તમે મારી સાથે આવો એમ હું ઇચ્છું છું. કલકત્તામાં તમે મારા ઘરમાં ખુશીથી રહી શકશો. તે માટે મને જરા પણ વાંધો નથી. "

" ઠીક. હજુ પાંચ દિવસ તો મારા હાથમાં છે. એટલીવાર મધુરાણી ! મને તમારા મધપૂડાની આસપાસ ગુંજારવ કરવા દો. આહ ! આધુનિક બંગાલના કવિ ! તારા દ્વાર ખુલ્લા મુક ને મને તારા કાવ્યમય ભાવો લૂંટવા દે. એમાં મારૂં પાપ નથી. પાપી તું છે–લૂંટારો તું છે, કેમકે મારા કાવ્યને તું પચાવી બેઠો છે. ભલે દુનિયા તને કવિ કહે પણ કાવ્ય તો મારૂં છે ને મારૂંજ રહેશે—" આટલું કહી સંદીપ તેના કર્ણકટુ ઘોઘરા અવાજે ગાવા લાગ્યો:

" In the springtime of your kingdom, my Queen.  
Meetings and partings chase each other in their endless hide and seek,  
And flowers blossom in the wake of those that droop and die in the shade.  
In the springtime of your kingdom, my Queen,  
My meeting with you had its own songs,  
But has not also my leave-taking any gift to offer you ?

That gift is my secret hope, which I keep hidden in the shadows of your flower garden,
That the rains of July may sweetly temper your fiery June.'

તેની હિમ્મત પાર વિનાની હતી. એ હિમ્મત–એ ધૃષ્ટતાપર કશો પરદો ન્હોતો. અગ્નિ સમી તેની ધૃષ્ટતા સાવ નગ્ન હતી. તેને અટકાવવાનો તે કોઇને સમયજ આપતો નહિ. તેને કોઇ અટકાવી શકે તેમ પણ ન્હોતું. તેને ગાતો અટકાવવો તે મેઘગર્જન અટકાવવા સમું હતું. ગમે તેટલા બરાડા પાડો પણ વીજળીના કડાકા ને ચમકારા અટકતા નથી. તે તો ચમકયાજ કરે છે, ગર્જ્યાજ કરે છે ને જગત તરફ જોઇ ધૃષ્ટતાથી હસે છે.

હું ઓરડો છોડી ગઇ. વરંડામાંથી હું અંદરના ઓરડામાં જતી હતી એવામાં અમૂલ્ય મારી પાસે આવી ઉભો રહ્યો:

"જરાપણ ચિંતા ન કરો બ્હેન! આજેજ રાતે હું જાઉં છું અને વિજય મેળવ્યા વિના પાછો ફરવાનો નથી."

"અમૂલ્ય!–" તેના આતુર, યુવાન, આશાભર્યા મુખ તરફ જોઇ મેં કહ્યું: 'મને મારે માટે કશો ડર નથી: પણ તારે માટે મને બહુ બીક લાગે છે..."

અમૂલ્ય જવા લાગ્યો. તે દૃષ્ટિથી અલોપ થાય તે પહેલાં તેને પાછો બોલાવી મેં લાગણીભર્યા સ્વરે પૂછ્યું:

"અમૂલ્ય! તને મા છે?"

"હા."

"બ્હેન?"

"નહિ. હું મારી માનો એકનો એક પુત્ર છું. હું છેક નાનો હતો ત્યારના મારા પિતા મરણ પામ્યા હતા."

"ત્યારે અમૂલ્ય! તારી મા પાસે જા."

"પણ બ્હેન! હવે તો મારે મા અને બ્હેન બન્ને છે."

"વારૂ. અમૂલ્ય! આજે રાતે તું જાય તે પહેલાં મારે ત્યાં ખાવા આવજે."

"મને તેટલો વખત મળવાનો નથી. પણ બ્હેન! મને તારા પવિત્ર સ્પર્શથી પવિત્ર થયલું થોડુંક ભાતું બાંધી આપજે."

"તને શાનો શોખ છે, અમૂલ્ય?"

"જો મારી મા પાસે હું હોત તો તેણે ઘુઘરા ખવડાવીને મને તૃપ્ત કરી દીધો હોત. તું તારે હાથે થોડાક ઘુઘરા બનાવજે બ્હેન!"

## પ્રકરણ ૧૦ મું.

## નિખિલની આત્મકથા.

### ૧૨

મારા ગુરૂજીએ ખબર આપી છે કે સંદીપ હરિષ કુંદુ સાથે મળી ગયો છે. તેઓ સાથે મળીને રીપુદલસંહારિણી દુર્ગા માતાનો મહાન ઉત્સવ ઉજવવાના છે. આ ઉત્સવ માટે હરિષ તેના ખેડુતો પાસેથી બલાત્કારથી પૈસા પડાવી રહ્યો છે. પંડિત કવિરત્ન અને વિદ્યાવાગિશને દ્વીઅર્થી કાવ્યો રચવાનું સોંપવામાં આવ્યું છે.

મારા ગુરૂજીને સંદીપ સાથે આ વિષે હમણાંજ જરા ટપાટપી થઇ ગઇ.

સંદીપ કહે છે: "દેવતાઓ પણ વિકાસક્રમને અધિન છે. પોતાના દાદાએ સ્રજેલા દેવને પોતાની પ્રકૃતિને અનુકૂલ બનાવી લેવાનું કામ પૌત્રનું છે. જો તે તેમ નહિ કરે તો તે નાસ્તિક ગણાય. પ્રાચીન દેવ દેવીઓને આધુનિક સ્વરૂપ આપવાનું મારૂં ધર્મકાર્ય છે. હું દેવોનો સંરક્ષક થવાને જનમ્યો છું. ભુતકાલિન ગુલામગીરીમાંથી હું તેમને મુકત કરવા માગું છું."

સંદીપ વિચારો સાથે કેવા જાદુગરી ખેલ ખેલે છે તે મેં મારા બાલપણથી જોયું છે. સત્ય ખોળી કાઢવામાં તેને આનંદ જણાતો નથી; પણ તેની મશ્કરી ઉડાવવામાંજ તે મઝા માણે છે. જો તે આફ્રિકાના જંગલોમાં જનમ્યો હોત તો મનુષ્યઆહાર એજ માનવસમાજમાં બંધુભાવના પ્રચારવાનું એકમાત્ર સાધન છે, એમ સિદ્ધ કરવા માટે દલીલોના દડા ઉછાળવામાં તેણે પોતાનું આખું જીવન આનંદ સહ પૂરૂં કર્યું હોત. પણ જેઓ ભ્રમણા સાથે ખેલ ખેલે છે તેમનો અંત પણ ભ્રમણામાંજ આવે છે અને મારી સંપૂર્ણ ખાત્રી છે કે જ્યારે જ્યારે સંદીપ કોઇ નૂતન ભ્રમણા ખોળી કાઢે છે ત્યારે તેણે સત્ય શોધી કાઢયું છે એમ મન મનાવવાને તે ભગીરથ પ્રયાસ કરે છે. આવી વખતે તેની નૂતન ભ્રમણા જુની ભ્રમણાથી તદન વિસંગત હોય તેની પણ તે પરવા કરતો નથી.

ગમે તેમ થાય તોપણ મારા દેશમાં આવેશ રૂપી દારૂનું પીઠું ખોલવાના કામમાં હું કોઇપણ જાતની સહાય કરવાનો નથી. માતૃભૂમિને માટે પોતાનાં જીવનનાં બલિદાન આપવાને તૈયાર થતા તરૂણોને આ શરાબની બુરી લત નજ પડવી જોઇએ. કેફી પ્રયોગોથી જે લોકો દેશ

સેવાના કાર્યો કરાવી રહ્યા છે તેઓ એવી કેફથી ઉન્મત્ત થતાં હૃદયોના કરતાં આવેશની કિમ્મત વિશેષ આંકે છે.

વિમલાની હાજરીમાં સંદીપને ચાલી જવાનું કહેવાની મને ફરજ પડી હતી. કદાચ બન્ને મારા પર દોષ ઢોળવાનો પ્રયત્ન કરશે. પણ મારા હેતુ વિષે ગેરસમજ થવાના ભયથી પણ મારે મુક્ત થવું જોઇએ. ભલે વિમલા પણ મારે માટે બળતા વિચારો કરે...

ઢાકાથી અનેક મુસ્લીમ વક્તાઓ અહિં મોકલવામાં આવ્યા છે. મારી જાગીરના લગભગ બધાય મુસલમાનો હિંદુઓની પેઠે ગૌવધમાં પાપ માનતા થઇ ગયા હતા. પણ હવે જ્યાં ત્યાં ગાયોનો વધ થવા લાગ્યો છે. મારા કેટલાક મુસ્લીમ નાગરિકોએજ ખેદ સહિત આ વાતની મને પ્રથમ ખબર આપી. પરિસ્થિતિ એવી ગંભીર હતી કે તેમાં સુધારણા કરતાં ઘણી મુશ્કેલી નડશે એમ મને લાગ્યું. આ અનિષ્ટના મુલમાં ધર્માંધતાનું બ્હાનું હતું અને જો તેમાં દખલ કરવામાં આવે તો તે બ્હાનું ઉડી જઇ છડેચોક ગૌવધ થવા માંડે એવી સ્થિતિ હતી. બુદ્ધિની કુશાગ્રતાનો આ કસોટીકાલ હતો.

મેં કેટલાક હિંદુ ગૃહસ્થોને બોલાવ્યા અને તેમને આ પ્રશ્ન પર નિર્મલ નજરે વિચાર કરવાની વિનંતી કરી: "આપણે આપણી માન્યતાને ચીવટાઇથી વળગી રહીએ પણ બીજાઓ પર આપણી કશી સત્તા નથી. આપણામાં કેટલાક વૈષ્ણવો છે. કેટલાક શાક્તો છે. તેઓ પણ પશુઓના બલિદાન આપે છે. આપણે તેમને અટકાવતા નથી. તેવીજ રીતે આપણે મુસલમાનોને પણ તેમને યોગ્ય લાગે તેમ વર્તવાની છૂટ આપવી જોઇએ. માટે મહેરબાની કરી મુસલમાનો સાથે લડવાનું માંડી વાળો."

"મહારાજ!—" તેમણે કહ્યું: "લાંબા વખતથી આવા જુલમો બંધ થયા હતા..."

"હા. મુસ્લીમો પોતેજ મારી જાગીરમાં ગૌવધ કરતાં પોતાની રાજીખુશીથી અટકી ગયા હતા. હવે પુનઃ આપણે એવી રીતે વર્તવું જોઇએ કે જેથી અસલ સ્થિતિ પાછી આવે. એવી સ્થિતિ લાવવા માટે શાંતિનો ભંગ એ સાચો માર્ગ નથી."

"નહિ મહારાજા! એ સુખી દહાડા વહી ગયા. હવે તમે ચાંપતા ઇલાજો ન લો ત્યાં સુધી ગાય માતાનું રક્ષણ થવાનું નથી."

"જુલમ તથા જાપતાથી ગૌવધ બંધ થવાને બદલે વધશે અને છેવટે મનુષ્યોનો વધ થવા માંડશે." મેં જવાબ વાળ્યો.

તેઓમાંનો એક અંગ્રેજી ભણેલો હતો. તેણે છાપાંઓમાંથી કેટલાંક વાક્યો ગોખી રાખ્યા હતા. તે બોલ્યો:

"આ સવાલ ધાર્મિક નથી. આપણો દેશ કૃષિપ્રધાન છે અને ગાયો ..."

"ભેંસો પણ દૂધ આપે છે અને પાડાઓ હળ ખેડવામાં કામ આવે છે ..." હું વચ્ચે બોલ્યો: "આમ હોવાથી જ્યાં સૂધી પાડાઓના લોહીથી આપણા હાથ અને મ્હો રંગી, તેમનાં મસ્તકો દેવીને ચરણે ધરી નૃત્ય કરવામાં આપણે ધાર્મિક આનંદ માનતા રહીશું ત્યાં સૂધી મુસલમાનો સાથે ગૌવધ માટે મારામારી કરવાનો આપણને હક્ક નથી. આપણું એવું વર્તન જોઇ પ્રભુ હસી રહ્યો છે અને ધર્મને નામે આપણે મુસ્લીમો સાથે ચીરકાલિન વૈર બાંધી રહ્યા છીએ. જો ગાયોનેજ પવિત્ર માનીને કતલખાનાથી બચાવવી હોય અને ભેંસ તથા પાડાના વધ માટે અબાધિત પરવાનો રાખી મેલવો હોય તો તે ધર્માંધતા છે–ધર્મ નથી."

"પણ આ બધાની પાછળ શું છે તે તમે જાણતા નથી મહારાજ?" પેલા અંગ્રેજી ભણેલા ગૃહસ્થ બોલ્યા: "મુસલમાનો કાયદો તોડે તો પણ તેને સરકાર પૂછતી નથી. તેથીજ તેઓ આવા જૂલમ ગુજારી શકે છે. પાચુરના બનાવની તમને ખબર છે?"

"સરકાર મુસલમાનોને આપણી સામે હથિયાર બનાવી શકે એવી સ્થિતિ કોણે આણી? એવી દશા લાવવા માટે આપણેજ કારણભૂત નથી? આપણી પોતાનીજ અસહિષ્ણુતાથી આપણે તેમને આપણા દુશ્મન બનાવી મૂકયા છે. અને પ્રભુ એવી રીતે આપણને સજા કરે છે. આપણા પાપપુંજની આપણે હાલમાં સજા ભોગવી રહ્યા છીએ."

"આહ! એમજ હોય તો ભલે અમને સજા થાય, છતાં અમે વેર લીધા વિના રહેવાના નથી. સતાવાળાઓ તેમના કાયદાઓને પૂર્ણ શ્રધ્ધાથી વળગી રહેતા હતા તેમાં તેમનું મોટામાં મોટું બલ હતું. હવે એ કાયદાની કિમ્મત ઘટી ગઇ છે. એક વાર તેઓ ખરેખરા રાજ્યકર્ત્તા હતા, અદ્દલ ઇનસાફ તોળતા હતા. હવે તેઓ પોતેજ પોતાના કાયદા તોડે છે એટલે તેઓ લૂંટારા કરતાં કોઇપણ રીતે ચઢીઆતા નથી. આ વાત ઇતિહાસમાં લખાશે નહિ. પણ અમે તે અમારા જીગરપર કોતરી રાખીશું......

વર્ત્તમાન પત્રોમાં મારે માટે ગમે તેવી બનાવટી વાતો છપાતી જાય છે અને તેઓ મને બદનામ કરવાને ગમે તે છાપી મારતાં અચકાતાં નથી. હમણાંજ મને ખબર મળી કે મારી ઠાઠડી બનાવી લોકોએ ચક્રવર્તીની જાગીરમાંની સ્મશાન ભૂમિમાં પૂર ઉત્સાહ અને ધિક્કાર સહિત બાળી મૂકી હતી. બીજાં અપમાનોની તૈયારી ચાલી રહી છે.

આ ભયંકર અપમાનનું કારણ એ હતું કે કેટલાક દેશભક્તો ગણાનારા ગૃહસ્થો એક સુતરની મીલ સ્થાપવા માગતા હતા. મેં તેમના શેર ખરીદવાની ના પાડી તેમને સ્પષ્ટ કહી દીધું કે હું મારા પૈસા જાય તેની પરવા કરતો નથી પણ ગરિબ માણસો લૂંટાઈ જાય એવા કામમાં મારા નામનો ઉપયોગ થવા દેવા માગતો નથી.

"દેશની આબાદી માટે તમને કંઈજ લાગણી નથી ?" તેઓમાંના એક જણે કહ્યું.

"ઉદ્યોગથી દેશ આબાદ થઈ શકે છે..." મેં કહ્યું:

"પણ આબાદીની એકલી ઈચ્છાથી ઉદ્યોગ વિજયી થતો નથી. જ્યારે આપણાં મગજ શાંત હતાં ત્યારે પણ આપણો ઉદ્યોગ આબાદ થઇ શક્યો નહિ તો જ્યારે આપણે આવેશની રેલમાં ઘસડાઇ જઈએ છીએ ત્યારે આપણે ચમત્કારિક રીતે આપણા દેશને સુવર્ણના ઢગથી ભરી દઈશું એમ કેમ માની શકાય ?"

"આવી દલીલો કરવા કરતાં ચોકખુંજ કહી દોને કે તમે તમારા પૈસા જોખમમાં નાખવા માગતા નથી ?"

"તમે વેપારની આબાદીનીજ ભાવનાથી જ્યારે વેપાર કરવા નીકળશો ત્યારે હું મારા પૈસા ખુશીથી રોકીશ. તમે ચૂલો સળગાવ્યો છે તેથી એમ માનવાનું કારણ નથી કે તમારી પાસે રાંધવાનું અનાજ ભરેલું છે."

૧૩

આ વળી શું છે ? અમારી ચકુ ગામની તિજોરી લૂંટવામાં આવી ! ચકુની તિજોરીમાંથી ૭૫૦૦ રૂપિયાનું મહેસુલ આવવાનું હતું. ત્યાંના ખજાનચીએ સરકારી બેંકમાંથી નોટો આણી બંડલો બાંધી મૂક્યાં હતાં. રાતે હથિયારબંધ માણસો ખજાનાપર હલ્લો લાવ્યા, ચોકીદાર કાસમને જખમી કર્યો ને પૈસા લઇ ગયા. અજાયબી એ છે કે લૂંટારા ફકત છ હજાર રૂપિયાજ લઇ ગયા છે ને બાકીના આમ તેમ ફેંકી દઇ ચાલી ગયા છે. ધાડપાડુઓનો હલ્લો બંધ થયો છે. હવે પોલિસનો હૂમલો શરૂ થશે. શાંતિ શોધી મળે એમ નથી.

હું ઘરમાં ગયો ત્યાં જણાયું કે આ ખબર બધાને મળી ગઇ છે.

"કેવો ભયંકર બનાવ, દિયરજી ? હવે આપણું શું થશે ?" મારી ભાભીએ કહ્યું.

મેં તેને ધીરજ આપતાં કહ્યું:

"હજુ આપણી પાસે જોઇએ તેટલું છે. આપણને ગુજરાનના વાખા પડવાના નથી."

"મશ્કરી ના કરો, દિયરજી! એ લોકો તમારાપર શામાટે લાલ પીળા થયા છે? તમે તેમને રાજી કરોને! શા માટે બધા સાથે બગાડો છો?"

"બધાને રાજી રાખવા માટે હું દેશનો પ્રલય થવા દેવા માગતો નથી."

"સ્મશાનમાં એ મુઆઓએ કેવું કર્યું! દિયરજી! એ લોકોના તમે કયા હાથી ઘોડા લૂંટી લીધાં છે કે તેઓ આમ કરે છે? પેલી અંગ્રેજ બાઇ ગિલ્બીના શિક્ષણથી નાનાં રાણી તો સઘળા વહેમ છોડી બેઠાં છે પણ આ અપશુકનથી મારાં તો હાંજાંજ ગગડી ગયાં! ગોરમહારાજને બોલાવીને મંત્રજાપ કરાવ્યા ત્યારેજ મારા દીલને શાંતિ વળી. દિયરજી! ચાલો, આપણે કલકત્તા ચાલ્યાં જઇએ. તમે અહિં રહેશો તો કોણ જાણે એ લોકો શું શું વીતાવશે!"

મારી ભાભીની સાચા હૃદયની ચિંતાથી મારાપર ભારી અસર થઇ.

"દિયરજી! તમારા ઓરડામાં હજુ પેલા રૂપિયા પડયા છે કે? ગમે ત્યારે તેને પગ થશે જો! મને પૈસાની ઝાઝી દરકાર નથી-પણ કોણ જાણે ..."

મારી ભાભીને શાંત કરવાને મેં તેને ખાત્રી આપી કે જેમ બને તેમ જલદી હું તેના છ હજાર રૂપિયા કલકત્તા મોકલી દઇશ. અમે બન્ને સાથે મારા શયનગૃહમાં ગયાં. ડ્રેસીંગરૂમના દ્વાર બંધ હતાં. દ્વારપર ટકોરા મારતા વિમલાનો અવાજ આવ્યો:

"હું કપડાં પહેરૂં છું."

"આટલીવારમાં નાનાં રાણી કપડાં પહેરીને કયાં જવાનાં હશે? કદાચ એના વંદેમાતરમની કોઇ સભા હશે!..." મારી ભાભીએ કહ્યું: "લૂંટારાઓનાં રાણીજી!..." વિમલાને સંબોધી મારી ભાભી મશ્કરીમાં બોલી: "તમે તમારી લૂંટના પૈસા ગણો છો કે?"

"હું એ પૈસાનું પછી ઠેકાણું કરીશ." એમ કહી હું બહારના મારા ઓફિસ રૂમમાં ચાલી આવ્યો.

પોલિસ ઇન્સપેકટર મારી રાહ જોતો ઓફિસમાં બેઠો હતો.

"લૂંટનો કંઇ પત્તો?" મેં પૂછ્યું.

"મને શક છે."

"કોનાપર?"

"ચોકીદાર કાસમપર."

"કાસમ? તે તો જખમી થયો હતો!"

"અરે! સહેજ પગપર જખમ થયો હતો. તેણે પોતેજ જખમ કર્યો હશે.

"હું એ માની શકતો નથી. તે મારો વફાદાર નોકર છે."

"તમે ભલે તેને વફાદાર માનો; પણ તેથી તે ચોર ન થઇ શકે એવું કંઇ નથી. ૨૦ વર્ષસુધી વિશ્વાસપાત્ર જણાયલા માણસોને ચોરી કરતાં મેં પકડયા છે."

"એમ હોય તોપણ હું કાસમને કેદમાં મોકલવા માગતો નથી. જો તેણેજ ચોરી કરી હોય તો બાકીના પૈસા શા માટે રહેવા દે?"

"અમને ભમાવવાને. મહારાજા! તમે ગમે તેમ માનો પણ આ રમતમાં તેનો લાંબા વખતથી હાથ હોવો જોઇએ. તે ચોકીદારી કરે છે છતાં પણ હમણાં પડતી બધી ધાડોમાં તેનો હાથ હોવો જોઇએ."

આ પછી ઇન્સપેકટરે ૨૦-૨૫ માઇલપર પાડ પડીને પુન: વખતસર કેમ ચોકીપર હાજર થઇ શકાય તે વિષેની અનેક કલ્પનાઓ મને કહી સંભળાવી.

"તમે કાસમને અહિં લાવ્યા છો?

"નહિ. તેને પકડવામાં આવ્યો છે. મૅજીસ્ટ્રેટ થોડા વખતમાં આવનાર છે."

"હું કાસમને મળવા માગું છું"

હું કાસમને કેદખાનામાં મળવા ગયો. તે તરત મારે ચરણે પડયો અને રડતો રડતો બોલ્યો:

"અલ્લાના કસમ! મહારાજ! મેં ચોરી કરી નથી."

"મને તારાપર શક નથી, કાસમ!...બ્હી ના. જો તું નિર્દોષ હશે તો પોલિસ તને કંઇ કરી શકશે નહિ." મેં તેને આશ્વાસન આપ્યું

કાસમ લૂંટનું બરાબર વર્ણન કરી શકયો નહિ. બહુ અતિશયોકિત સહિત તે બ્યાન કરવા લાગ્યો. તેણે ચારસો પાંચસો માણસો, મોટી મોટી બંદુકો, અસંખ્ય તલવારોની વાત કરી. અસ્થિર મનને લીધે અથવા આટલા બધા માણસો સામે તેનું શું ચાલે? તે બતાવવા માટે તેણે આવી વાત કરી હશે. હરિષ કુંદુનો આ ધાડમાં હાથ હતો એમ તે માનતો હતો. હરિષની જાગીરના મુખી એક રામનો અવાજ તેણે સાંભળ્યો હતો એમ કાસમે મને ખાત્રીપૂર્વક કહ્યું.

"આમ જો, કાસમ! તું બીજા લોકોને નાહક ન સંડોવ. હરિષ કુંદુ અથવા બીજા કોઇ સામે આરોપ પૂરવાર કરવાનું તને કોઇ કહેતું નથી." મેં તેને ચેતવણી આપી.

## ૧૪

ઘેર જઇ મેં મારા ગુરૂજીને બોલાવ્યા. તેમણે ગંભીરતાથી માથું હલાવી કહ્યું:

"અંતરાત્માને બાજુએ મૂકી તેનું સ્થાન દેશને આપવામાં આવે છે તે જોઇ મને બહુ દુઃખ થાય છે. એનું પરિણામ કદિપણ સારૂં આવવાનું નથી. હવે દેશમાં સઘળાં પાપો ચારે કોર નૃત્ય કરવાને બહાર પડશે અને નિર્લજ્જ, ભયંકર દુષ્કૃત્યો ચોતરફ નજરે પડશે."

"આ લૂંટ વિષે તમે શું ધારો છો?"

"મને એ વાત ન પૂછ. ચોતરફ પાપનો વર્ષાદ વરસી રહ્યો છે. અહિંથી એ લોકોને કાઢી મૂક."

"મેં તેમને એક દિવસ વધુ આપ્યો છે. તેઓ પરમદિને અહિંથી ચાલ્યા જશે."

"બીજી વાત એ છે કે તું વિમલાને લઇને કલકત્તા જા. અહિંયા વિમલા બાહ્ય જગતને બહુ સંકૂચિત સ્વરૂપમાં જુએ છે મનુષ્યો તથા વસ્તુઓને તેના સાચા સ્વરૂપમાં તે જોઇ શકતી નથી. એને દુનિયા, તેમાંના માણસો અને તેમનાં કૃત્યો જોવા દે. એને વિશાલ વિશ્વ બતાવવાની જરૂર છે."

"હું પણ એવોજ વિચાર કરતો હતો."

"ત્યારે હવે એમાં વિલંબ ન કર નિખિલ! જગતની સઘળી પ્રજાઓના સંયુક્ત પ્રયાસથી માનવજાતિનો ઇતિહાસ ઘડાવાનો છે; તેથી રાજકીય કારણો માટે અંતરાત્માને બાજુએ મૂકી અમુક જાતની એકદેશીય ધૂન જગાવવી પાલવે તેમ નથી. યૂરોપ સાચા જીગરથી આ વાત માનતું નથી તે હું જાણું છું પણ એ બાબતમાં તેને આપણા ગુરૂ થવાનો દંભ કરવાનો હકક નથી. જે મનુષ્યો સત્ય માટે મરે છે તેઓ અમર થઇ જાય છે. તેજ પ્રમાણે જો એક દેશની સમસ્ત પ્રજા સત્ય માટે પ્રાણ ન્યોછાવર કરી દે તો તે પણ માનવજાતિના ઇતિહાસમાં અમર થઇ જશે. આપણા ભારતવર્ષમાં, ગગનભેદી નાખનારા સેતાનના અટ્ટહાસ્ય વચ્ચે, સત્ય માટે પ્રાણ પટકવાની ભાવનાનો કદાચ સાક્ષાત્કાર થશે! આહ! વિદેશમાંથી અહિંયા કેવાં ભયંકર પાપો ખેંચાઇ આવ્યાં છે......"

આખો દિવસ તપાસની ધાંધલમાં વહી ગયો. રાતે આરામ લેવા ગયો ત્યારે હું તદ્દન કંટાળી ગયો હતો. મારી ભાભીના છ હજાર રૂપિયા કાલે સ્હવારે ખજાનામાં મોકલી દેવાનો મેં વિચાર કર્યો.

મધરાતે હું અચાનક જાગી ઉઠયો. ઓરડામાં ઘોર અંધારૂં હતું. કોઇના ડુંસકાનો અવાજ મને સંભળાયો. ધીમે ધીમે રૂદન વધુ સ્પષ્ટ થતું ગયું. કોઇ ડૂસકે ડૂસકે રોતું હોય એવી મારી ખાત્રી થઇ ગઇ. મારા ઓરડાના હૃદયમાંથી જાણે એ રૂદન

આવતું હોય એમ મને લાગ્યું. હું એકલોજ હતો. કેટલાક દિવસથી વિમલા મારી બાજુના ઓરડામાં એકલી સૂતી હતી. હું ઉઠયો. બાજુના ઓરડામાં જતાંજ ઝરૂખામાં વિમલા જમીનપર ચત્તી પડેલી જણાઇ. તે છાતીફાટ રડી રહી હતી. મારૂં હૃદય છિન્ન વિછિન્ન થઇ ગયું.

આ બનાવ વર્ણવવાને ભાષામાં શબ્દો નથી. આવી સમયે જે લાગણી થાય છે તે અનુભવનારનું હૃદય પણ પૂર્ણ રીતે સમજી શકતું નથી. વિશ્વના કેન્દ્રસ્થાનમાં શાંતિથી બેસી સઘળાં દુઃખોને પોતાના હૃદયમાં શમાવી દેનાર પ્રભુજ તે જાણે છે. આકાશ મૌન છે, તારા વાચાહીન છે, રાત્રી શાંત છે અને એ બધાની વચ્ચે એક નિદ્રાહીન વ્યક્તિનું રૂદન સંભળાય છે!

દુઃખોને આપણે જૂદાં જૂદાં પુસ્તકોની પેઠે સારાં માઠાં નામો આપીએ છીએ; પણ એક ભેદાયલા જીગરમાંથી અનંત અંધકારમાં રેડાતાં અશ્રુઓના દુઃખને શું નામ આપવું? મૌન તારાઓની નીચે મધરાતને સમયે મેં તેને જોઇ ત્યારે હું હેબતાઇ ગયો. મારા મનમાંજ મેં કહ્યું: 'એનો ન્યાય કરનાર હું કોણ?' ઓ જીવન! ઓ મૃત્યુ! અનંત વિશ્વના ઓ પ્રભુ! મૌન હૃદયે હું તારી અગમ્ય શકિતને માથું નમાવું છું.

એકવાર મને પાછા જવાનો વિચાર આવ્યો પણ હું જઇ શકયો નહિ. વિમલા સમીપ હું જમીનપર બેસી ગયો ને તેના મસ્તકપર મેં મારો હાથ મૂકયો. પ્રથમ સ્પર્શે તે જરા માનમાંજ રહી પણ બીજીજ પલે તે ચોધાર આંસુ રેડવા લાગી. મેં વ્હાલથી તેના માથાપર હાથ ફેરવ્યો. અચાનક તેણે મારા પગ પકડી લીધા અને એવા જોસથી પોતાની છાતી સાથે દાબી દીધા કે મને ભય લાગ્યો કે તેની છાતી ભાગી જશે.

## વિમલાની આત્મકથા.

### ૧૮

અમૂલ્ય આજે કલકત્તાથી પાછો ફરવો જોઇએ. તે આવે કે તરત મને ખબર કરવાની મેં દાસદાસીઓને આજ્ઞા કરી છતાં મારૂં મન માન્યું નહિ. મારૂં હૃદય બેચેન થઇ ગયું હતું. મગજમાં હજારો અમંગલ વિચારો બળવો કરી રહ્યા હતા. અંતે હું બહારના દિવાનખાનામાં જઇ તેની રાહ જોતી બેઠી.

અફસોસ! જ્યારે મેં તેને મારાં રત્નો વેચવા મોકલ્યો ત્યારે મેં પાપીણીએ ફકત મારા સ્વાર્થનોજ વિચાર કર્યો હતો. આવો નાદાન છોકરો રત્નો વેચવા જતાં તરતજ તેનાપર શંકાનું વાદળ ઘેરાશે એવી મને કલ્પના પણ આવી ન્હોતી. અમે સ્ત્રીઓ એટલી બધી નિરાધાર અને લાચાર છીએ કે અમારી આફત અમે બીજાના મસ્તકપરજ ફેંકી દઇએ છીએ. જ્યારે અમારૂં મોત થાય છે ત્યારે અમારી આસપાસ ભમનારા સઘળાને અમારી સાથે મૃત્યુની પેલે પાર ઘસડી જઇએ છીએ.

મેં અભિમાનથી કહ્યું હતું કે હું અમૂલ્યને બચાવી લઇશ. ડૂબવાની અણીપર આવેલી સ્ત્રી બીજાને શી રીતે બચાવી શકે? અમૂલ્યને બચાવવાને બદલે મેં તેને તેની ઘોર સમીપ મોકલ્યો હતો. મારા નાના ભાઇ! હું તારી એવી બ્હેન થઇ છું કે જ્યારે મેં તને આશિષ દીધી ત્યારે મૃત્યુએ "ભાઇબીજ" ની ભાવનાની દુષ્ટ મશ્કરી ઉડાવી હશે! હું મારા પાપના ભારથી દબાયલી—એકલી અટુલી રખડયા કરૂં છું. મને કોઇ રસ્તો મળતો નથી. હું ભૂલી પડી છું. હું મૃત્યુને કિનારે પહોંચી ગઇ છું. પણ હાય! મારી સાથે હું અમૂલ્યને—મારા નિર્દોષ, વ્હાલા ભાઇને કયાં ખેંચી ગઇ છું?

આજે મને લાગે છે કે કોઇકોઇ વાર પુરૂષોપર મરકીની પેઠેજ સેતાન હૂમલો કરે છે. ગમે ત્યાંથી સેતાનના જંતુઓ તેનામાં દાખલ થઇ જાય છે અને પછી ફકત એકજ રાતમાં બધું ખતમ થઇ જાય છે. સેતાનના ભયંકર જંતુઓના ડંખથી પીડાતા માણસોને દુનિયાથી દૂર શા માટે રાખવામાં આવતા નથી? આ ચેપી રોગ કેવો ભયંકર છે તેનું મને આજે ભાન થાય છે. જોતજોતામાં તે સર્વત્ર ફેલાઇ જાય છે અને પ્રલયના ભયંકર દૂતો પૃથ્વીનો નાશ થતો જોઇ મલકાય છે!

નવ વાગ્યા. અમૂલ્ય આફતમાં છે, તે પોલિસના હાથમાં સપડાઇ ગયો છે, આવા વિચારો મારા મનમાં ચાલુ ઘોળાવા લાગ્યા. આ રત્નો કોનાં હશે? તે વિષે પોલીસ ઓફિસમાં અનેક તર્કો ચાલી રહ્યા હશે. અમૂલ્ય તે કયાંથી લાવ્યો? કેવી રીતે લાવ્યો? એવા પ્રશ્નો પૂછાશે અને છેવટે આખા જગત્ સમક્ષ મારે એ પ્રશ્નોના જવાબ આપવા પડશે.

હું શું જવાબ આપીશ? ભાભીજી! મોટાં રાણી! તમને આજ સુધી હું ધિક્કારતી હતી. પણ હવે તમારો વખત આવ્યો છે. હવે તમે જાહેરમાં, આખા વિશ્વ સમક્ષ મારાપર વેર લઇ શકશો. ઓ પ્રભુ! મને આટલીવાર બચાવી લે: હું મારૂં સઘળું અભિમાન ફેંકી દઇ મારી જેઠાણીને ચરણે પડીશ.

મારી યાતના અસહ્ય થઇ પડી. હું સીધી મોટી રાણી પાસે ગઇ. તે વરંડામાં બેસી થકુ સાથે વાત કરતી પાન ખાઇ રહી હતી. થકુને જોઇ હું એક પલ અચકી. બીજીજ પલે બધી શરમને દૂર ફેંકી દઇ હું મારી જેઠાણીને ચરણે પડી ને તેની ચરણ રજ લઇ ભકિતપૂર્વક માથે ચઢાવી.

"શું છે બહેન? આજે વળી આ શું?" મારી જેઠાણીએ કહ્યું.

"આજે મારો જન્મદિવસ છે, બહેન? મેં તમને બહુ દુઃખ દીધું છે. આજે મને એવી આશિષ આપો કે જેથી હું કદિપણ એવું નહિ કરૂં. મારૂં મન બહુ સાંકડું છે—" પુનઃ હું તેને ચરણે નમી અને જલદી જલદી મારા ઓરડા તરફ જવા લાગી. પણ તેણે મને પાછી બોલાવી કહ્યું:

"આજે તારી જન્મગાંઠ છે એ તેં મને અગાઉથી કેમ ન કહ્યું ? બહેન ! આજે બપોરે મારી સાથે જમજે. જરૂર હોં !—"

ઓ પ્રભુ ! આજે મારી સાચીજ જન્મગાંઠ થવા દે. મારો પુનર્જન્મ નહિ થાય ? ઓ પ્રભુ ! મને શુદ્ધ કર—મારા દીલને પવિત્ર બનાવ—મને પુનઃ મારે સાચે માર્ગે જવાની તક આપ !

હું પુનઃ દિવાનખાનામાં ગઇ. ત્યાં સંદીપ હાજર હતો. ધિક્કારની લાગણી મારૂં રક્ત ઝેરી બનાવવા લાગી. પ્રભાતના પ્રકાશમાં મેં તેનું મ્હો જોયું. આજે તેના મુખપરથી પ્રતિભાની જાદુઇ જ્યોતિ નષ્ટ થઇ ગઇ હતી.

"તમે અહિંથી ચાલ્યા જાઓ." મેં કઠોર સ્વરે કહ્યું.

સંદીપ હસ્યોઃ "અમૂલ્ય અહિં નથી તેથી ખાનગી વાત કરવાનો લ્હાવો મને મળી શકશે ?"

મારૂં નસિબ પુનઃ મને નડવા આવ્યું. જે હકક મેજ તેને આપ્યો હતો તે પાછો કેમ લઇ લેવો ?

"હું એકાંત ચાહું છું" મેં પુનઃ કહ્યું.

"રાણી," તે બોલ્યો : "બીજાની હાજરી તમારા એકાંતની આડે આવવાની નથી. હું કંઈ જન સમુહમાંનો સામાન્ય માણસ નથી. હું—સંદીપ હજારો મનુષ્યોના ટોળાંમાં પણ એકલો રહી શકું છું."

"મહેરબાની કરી બીજે કોઇ વખતે આવજો. આજે સ્હવારે હું..."

"અમૂલ્યની રાહ જુઓ છો ?"

હું મુઝાઇ—મારા મનમાં સંદીપપર મને ભારે ક્રોધ ઉપજ્યો. ધિક્કારથી હું ત્યાંથી ચાલી જવાની અણીપર હતી. એવામાં સંદીપે પોતાના કોટના ખીસામાંથી મારા અલંકારોની પેટી કાઢી આરસના ટેબલપર મુકી. હું દિગમૂઢ બની ગઇ.

"શું ત્યારે અમૂલ્ય ગયો નથી ?" મેં ઉંચે સ્વરે પૂછ્યું

"ક્યાં ?

"કલકત્તા."

"નહિ."

આહ ! ત્યારે મારી આશિષ ફળી ખરી ! અમૂલ્ય બચી ગયો. પ્રભુ હવે મને—ખરા ચોરને ભલે સજા કરે. અમૂલ્ય બચતો હોય તો બધી સજા વહોરી લેવાને હું તૈયાર છું.

મારા મુખના ભાવ પરિવર્તનથી સંદીપ વધુ ગુસ્સે થયોઃ "હવે રાજી થયાંને રાણી ?" તેણે વ્યંગપુર્ણ સ્વરે કહ્યું: "આ રત્નો બહુ કિંમતી છે ખરૂં ? આવાં મૂલ્યવાન રત્નો તમે દેવીને ચરણે ધરવા કેવી

રીતે લાવી શક્યાં ? તમે એ ભેટ ક્યારની દેવીને સમર્પી દીધી છે. હવે તમે તે પાછી લેવા માગો છો ? "

અભિમાનનો અગ્નિ જલદી બુઝાતો નથી. તે છેવટ સુધી સળગ્યા કરે છે. રત્નો માટે મને લેશ માત્ર પરવા નથી એમ સંદીપને સ્પષ્ટ કહી દેવાની આ પલ હતી. મેં કહ્યું: " જો આ રત્નો પર તમે લોભાયા હો તો ભલે. તમે લઇ લો. "

" હું તો આખા બંગાલની દૌલત મેળવવાનો લોભી બન્યો છું. " સંદીપે કહ્યું: " દુનિયામાં મહત્ત્વાકાંક્ષા કરતાં વધુ પ્રબલ શક્તિ કઇ છે ? ઇંદ્રનો અશ્વ ઐરાવત છે તેમ મહત્ત્વાકાંક્ષા પૃથ્વીપરના મહા પુરૂષોનો અશ્વ છે. બોલો, આ રત્નો મારાં છે ? "

સંદીપે રત્નોની પેટી પુનઃ પોતાના ગજવામાં મૂકી કે તરતજ અમૂલ્ય આવી પહોંચ્યો. તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. ઓઠ સૂકાઇ ગયા હતા. એકજ દિવસમાં તેનું નિર્દોષ તેજસ્વી વદન સૂકાઇ ગયું હતું. તેને જોતાંજ મારી છાતી ચીરાઈ ગઇ. મારા દુઃખનો પાર રહ્યો નહિ.

" મારી પેટી લાવો—" મારા તરફ નજર કર્યા વિના સંદીપ સામે જોઇ તેણે ગુસ્સાથી કહ્યું : ' તમે મારી ટ્રંકમાંથી પેટી લીધી છે ! "

" રત્નોની પેટી ? " સંદીપે મશ્કરી કરી.

" મારી પેટી. "

" અમૂલ્ય ! હવે તું મારૂં ને તારૂં શીખ્યો લાગે છે ! "

રડવા જેવો થઇ અમૂલ્ય એક ખુરશીપર બેસી ગયો. હું તેના માથાપર હાથ ફેરવતી બોલી:

" શું છે, અમૂલ્ય ?

તે ઉભો થઇ બોલ્યો : " મારે હાથે તમારાં રત્નો તમને પાછાં આપવાનો મેં નિશ્ચય કર્યો હતો. રાણી ! સંદીપ બાબુ તે જાણતા હતા. એમણે મને બનાવ્યો—"

" મને રત્નોની પરવા નથી. ભલે ગયાં. કંઇ ફીકર નથી. "

" રત્નો મારાં છે. " સંદીપે કહ્યું : ' મારાં રાણીએ મને તે ભેટ આપ્યાં છે.'

" નહિ. નહિ..." ફાટે સ્વરે અમૂલ્ય બોલ્યો :

" હું તમારે માટે તે પાછાં લાવ્યો છું બ્હેન ! કોઇને પણ એ રત્નો ન આપશો. "

" મારા નાના ભાઇ ! હું તારી ભેટ વ્હાલથી સ્વીકારૂં છું: પણ જે માણસ લોભી છે તે ભલે તે લઇને તૃપ્ત થાય."

અમૂલ્ય સંદીપ તરફ તિક્ષણ નજર ફેંકી આગ વરસાવતો બોલ્યો: " સંદીપ બાબુ ! તમે સારી પેઠે જાણો છો કે મને ફાંસીના માચડાનો પણ ભય નથી. જો તમે એ અલંકારો લેશો તો ... "

સંદીપે મશ્કરીયુક્ત ફીકકું હાસ્ય હસવાનો પ્રયત્ન કરી કહ્યું: "અમૂલ્ય! તારે જાણી લેવું જોઇએ કે હું તારાથી ડરી જાઉં એવો માણસ નથી."

"મધુરાણી..." મારા તરફ ફરી સંદીપ બોલ્યો: "આજે હું આ અલંકારો લેવા આવ્યો નથી. પણ તમને પાછા આપવા આવ્યો છું. અમૂલ્યને હાથે મારી ભેટ તમે સ્વીકારત તે યોગ્ય ગણાત નહિ. તેથી મેં પ્રથમ તે મારાં કરી લીધાં. હવે આ રત્નો હું તમને ભેટ આપું છું. લો. આ છોકરાને ગમે તે રીતે સમજાવી લો. હું જાઉં છું. તમે આટલા દિવસ મારા વિના એની સાથે ખૂબ ખાનગી વાતો કરતાં રહ્યાં છો. હવે જો કાંઇ અસામાન્ય બનાવ બને તો મને ઠપકો ન આપશો."

"અમૂલ્ય!..." અમૂલ્યને સંબોધી તે બોલ્યો: "તારી ટ્રંક અને બીજો સરસામાન મેં તારા મકાનપર મોકલી આપ્યો છે. મારા ઓરડામાં હવેથી તારી કોઇ પણ વસ્તુ ન રાખતો." આ છેલ્લો ગોળીબાર કરી સંદીપ ઓરડો છોડી ગયો.

૧૯

"અમૂલ્ય! મેં તને મારાં રત્નો વેચવા મોકલ્યો ત્યારથી મારા મનની શાંતિ હણાઇ ગઇ હતી." મેં કહ્યું.

"કેમ બ્હેન?"

"તારા પર કંઇ આફત આવે, તારાપર ચોરીનો શક જાય એવી મને બીક લાગતી હતી. મને એ છ હજાર વિના ચાલી રહેશે. હવે મારૂં એક કામ કર ભાઇ! તારે ઘેર જા–તારી મા પાસે જા."

અમૂલ્ય એક નાનું બંડલ કાઢી બોલ્યો:

"પણ બહેન! હું છ હજાર રૂપિયા લાવ્યો છું."

"ક્યાંથી લાવ્યો?"

"મેં ગીનીઓ મેળવવા બહુ મહેનત કરી પણ મેળવી શક્યો નહિ. તેથી હું નોટ લાવ્યો છું."

"બોલ, અમૂલ્ય! તને મારા સમ છે. તું આ ક્યાંથી લાવ્યો?"

"એ વાત હું તમને નહિ કહું બહેન?"

મારી આંખો સર્વત્ર અંધકાર જોઇ રહી.

"તેં કેવું ભયાનક કામ કર્યું અમૂલ્ય? તેં ત્યારે..."

"હું જાણું છું. તમે કહેશો કે મેં આ પૈસા અન્યાયથી મેળવ્યા છે. હા. હું કબૂલ કરૂં છું પણ મેં મારા અન્યાયી કૃત્ય માટે પૂરતો બદલો આપ્યો છે. એટલે હવે આ પૈસા મારા છે."

વધુ જાણવાની મારી ઇચ્છા ન રહી. મારૂં રક્ત ઠંડું થવા લાગ્યું

"અમૂલ્ય! આ પૈસા લઇ જા. તું જ્યાંથી લાવ્યો હોય ત્યાં પાછા મૂકી આવ." મેં વિનંતી કરી.

"પૈસા પાછા મૂકી આવું? તેમાં કેટલી મુશ્કેલી નડશે તે જાણો છો બ્હેન?

"નહિ. મારા વ્હાલા ભાઇ! તને કંઇ નહિ થાય. આહ! તું ક્યા કાળ ચોઘડિયામાં મને મળવા આવ્યો હશે! સંદીપ કરતાં પણ મેં તને બહુ નુકશાન કર્યું છે."

સંદીપનું નામ સાંભળતાંજ તેના હૃદયપર જાણે ઘા થયો હોયની એમ મને લાગ્યું.

"સંદીપ!..." તે બોલ્યો: "એ માણસ કેવો છે તે મને તમેજ સમજાવ્યું છે બ્હેન! તમને ખબર છે કે પેલી છ હજારની ગીનીઓમાંથી એણે એક પાઇ પણ દેશ માટે વાપરી નથી! તમે ગયા પછી તે પોતાના ઓરડાના દ્વાર બંધ કરી બધી ગીનીઓ જમીનપર મૂકી બોલ્યો: 'આ સુવર્ણ નથી પણ શક્તિના દેવી કમલની પાંદડી છે; લક્ષ્મીથી છલકાતા સ્વર્ગ ભુવનમાં વાગતી બંસીનું સંગીત છે. એ સુવર્ણને હું વટાવવા માગતો નથી; કેમકે સુંદરીઓની ગરદન શોભાવવાનું તેનું માનીતું કામ કરવાને તે આતુર છે. અમૂલ્ય! આ સુવર્ણ તરફ તારી સંસારી નજર ન ફેંકીશ. એ લક્ષ્મીનું સ્મિત છે, ઇંદ્રની રાણીનો તેજસ્વી પ્રકાશ છે. નહિ. નહિ. પેલા કારભારીને હું આ પૈસા આપવાનો નથી. અમૂલ્ય! મારી ખાત્રી છે કે તે જૂઠું બોલે છે. જે માણસે વહાણ ડૂબાવી દીધું હતું તેનો પોલિસને પતો લાગ્યો નથી. એ બદમાસ કારભારી આપણને બ્હીવરાવીને પૈસા કઢાવવા માગે છે. તેની પાસેથી આપણે આપણા પત્રો પાછા મેળવવા જોઇએ."

"એ કાગળો કેવી રીતે પાછા મેળવવા તે પુછતાં તેણે કહ્યું કે જોર જબરીથી અથવા ધાક ધમકીથી પત્રો લઇ લેવા. મેં જો તે તમારા પૈસા પાછા આપી દે તો તેમ કરવાની તત્પરતા બતાવી. તેણે કહ્યું કે તે તે વિષે વિચાર કરશે. બ્હેન! કારભારીને ધમકાવીને મેં કેવી રીતે કાગળો લઇ લીધા તથા બાળી નાખ્યા તેનું વર્ણન કરી હું તમને દુઃખી કરવા માગતો નથી. એ બહુ લાંબી વાત છે. તેજ રાતે સંદીપ પાસે જઇ મેં કહ્યું: 'હવે આપણે સલામત છીએ. મને હવે ગીનીઓ આપી દો. હું કાલે સ્હવારે મારી બહેનને આપી દઇશ.' આ સાંભળી તે બોલ્યો: 'તારી બહેનપર તારો આ કઇ જાતનો દિવાનો પ્રેમ! શું દેશ કરતાં–માતૃભૂમિ કરતાં બહેન વધારે છે? બોલ, વંદે માતરમ બોલ! અને આ મોહમય નિર્બલતા ફના કરી નાખ.'

" બહેન ! રાણી ! સંદીપનું જાદુ કેવું છે તે તમે જાણો છો. ગીનીઓ તેણેજ રાખી અને મેં તળાવની પાળપર પડી વંદે માતરમનો મંત્ર જપવામાં આખી રાત પૂરી કરી.

'પછી જ્યારે તમે તમારાં રત્નો મને વેચવાને આપ્યાં ત્યારે હું સંદીપ પાસે ગયો. તે મારાપર ખુબ ગુસ્સે થયા હતા. પણ તેણે પોતાનો ક્રોધ વ્યકત કર્યો નહિ. 'જો હજુ પણ મારી પાસે એ ગીનીઓ હોય તો મારી પેટીમાંથી કાઢી લે' એમ કહી તેણે મારા તરફ ચાવી ફેંકી. મેં તેને પૂછ્યું કે " ગીનીઓ કયાં છે ?" ત્યારે તેણે કહ્યું કે 'જ્યારે તારો દિવાનો આવેશ નષ્ટ થશે ત્યારે કહીશ. હમણાં નહિ.'

" મેં જોયું કે તે જરા પણ ડગતો નથી ત્યારે મેં બીજો ઉપાય શોધી કાઢ્યો. મેં તેને ગીનીના બદલામાં છ હજારની નોટો આપવાનું કહ્યું. " બેસ, આપું છું" કહી તે મને મૂકીને પોતાના શયન ગૃહમાં ગયો. ત્યાં જઇ તેણે મારી ટ્રંક ઉઘાડી તમારી પેટી કાઢી લીધી અને તે લઇ બીજે રસ્તે સીધો તમારી પાસે આવ્યો. હું તમને એ પેટી પાછી આપવાનો હતો પણ તેણે મને છેતર્યો અને હવે ધૃષ્ટતાથી કહે છે કે તે તમને ભેટ આપે છે. આહ ! બહેન ! એણે મારૂં કેટલું સુખ લૂંટી લીધું છે તે શી રીતે કહી સંભળાવું ? હું એને કદિ પણ માફ કરીશ નહિ.

" પણ હવે બહેન ! મારાપરની એની સત્તા તદ્દન તૂટી ગઇ છે અને એ સત્તા તમે તોડી નાખી છે."

" વ્હાલા ભાઇ ! હું જો એટલું પણ કરી શકી હોઉં તો મારા જીવનનું સાર્થક થયું. પણ હજુ ઘણું કરવાનું બાકી છે, અમૂલ્ય ! તેનું જાદુ નષ્ટ થયું છે એટલુંજ પૂરતું નથી. તેનો પ્રત્યેક ડાઘ ધોઇ નાખવો જોઇએ. જા. જરા પણ વિલંબ ન કર. આ પૈસા જ્યાંથી લાવ્યો હોય ત્યાં મૂકી આવ. આટલું કામ કરીશ, વ્હાલા ?"

" તમારા આશિષથી હું ગમે તે કામ કરી શકીશ, બહેન !"

" યાદ રાખ અમૂલ્ય ! એ તારૂં એકલાનુંજ પ્રાયશ્ચિત નથી પણ મારૂં પણ છે. હું સ્ત્રી છું; બહારની દુનિયા મારે માટે બંધ છે; નહિ તો હું જાતે ગઇ હોત. મારા પાપનો ભાર તારાપર મૂકતાં મને અસહ્ય દુઃખ થાય છે."

" એમ ના બોલો બહેન ! હું જે રસ્તે જતો હતો તે રસ્તો તમારો ન્હોતો. હું એ માર્ગપર તેની મુશ્કેલીઓ અને વિટંબણાઓથીજ મોહ્યો હતો. હવે તમે મને તમારે રસ્તે મોકલો છો. ભલે એ રસ્તો હજારો

આફતોથી ભરપુર હોય, તોપણ તમારા ચરણની રજ મને સલામત પાર ઉતારશે. આ પૈસા પાછા મૂકી આવવાની તમારી આજ્ઞા છે, બહેન?"

"મારા વ્હાલા ભાઇ! એ આજ્ઞા મારી નથી–એ ઉપરની–પ્રભુની આજ્ઞા છે."

"હું તે વિષે કંઇ જાણતો નથી. પ્રભુની એ આજ્ઞા તમારે મ્હોડે હું સાંભળું છું એટલુંજ મારે માટે પુરતું છે. બહેન! મને યાદ છે કે તમે મને ભોજનનું નિમંત્રણ કર્યું હતું. હું તે ચૂકવા માગતો નથી. હું અહિંથી જાઉં તે પહેલાં હું તમારો પ્રસાદ લેવા આવીશ અને પછી જો બની શકશે તો આજે સાંજે હું મારૂં કામ ખતમ કરી નાખીશ."

મેં હસવાનો પ્રયત્ન કર્યો પણ મારી આંખમાં પાણી ભરાઇ આવ્યાં. મેં સ્નેહાળ સ્વરે કહ્યું.

"જેવી તારી મરજી, ભાઇ!"

# પ્રકરણ ૧૧ મું.
## વિમલાની આત્મકથા.
### ૨૦

અમૂલ્ય નજરથી દૂર થતાંજ મારું દીલ ભરાઇ આવ્યું. અરે ! મેં અભાગણીએ એક માતાના એકના એક પુત્રને કેવા ભયંકર કામે મોકલ્યો હતો ? ઓ પ્રભુ ! મારું પ્રાયશ્ચિત આટલું બધું ભયાનક શા માટે ? તારે મને સજાજ કરવી હોય તો મને એકલીને સજા કર. હું તારી સજા માથે ચઢાવવા–તું કહે તેવું પ્રાયશ્ચિત કરવા તૈયાર છું. પણ મારા પાપ માટે બીજાના શા માટે બલિદાન લે છે ? આ નિર્દોષ તરૂણ પર તારો ક્રોધ ન રેડતો પ્રભુ !

મેં અમૂલ્યને પાછો બોલાવ્યો: ' અમૂલ્ય ! '

મારા સ્વરનો ધીમો પ્રતિધ્વનિ આવ્યો. અમૂલ્ય મારી બૂમ સાંભળી શકયો નહિ..

હું દ્વાર પાસે ગઇ અને મોટેથી બૂમ પાડી:

" અમૂલ્ય ! "

હું નિરાશ થઇ.

" કોઇ છે કે ? "

" જી રાણીમાતા ! " એક નોકર બોલ્યો.

" જા. અમૂલ્ય બાબુને બોલાવી લાવ. "

તે ગયો. ત્યારપછી શું બન્યું તે હું કહી શકતી નથી. કદાચ નોકર અમૂલ્ય બાબુને બરાબર ઓળખતો નહિ હોય. તે થોડીવારમાં સંદીપ સાથે પાછો આવ્યો.

" જે પલે તમે મને બહાર કાઢી મૂકયો..." સંદીપે આવતાં વાર બોલવા માંડયું: " તેજ પલથી મને પ્રેરણા થતી હતી કે તમે મને પાછો બોલાવશો. એકજ ચંદ્રના આકર્ષણથી ભરતી પણ આવે છે ને ઓટ પણ. તમે મને બોલાવશોજ એ વિષે મને એટલો બધો વિશ્વાસ હતો કે હું મારા દ્વાર પાસેજ તમારા નિમંત્રણની રાહ જોતો ઉભો હતો. તમારા ઓરડામાંથી નોકરને આવતો જોઇને તરતજ મેં કહ્યું: ' હા–હા. હું આવું છું. ' તે એક બોલ બોલે તે પહેલાં હું તેની સાથે અત્રે આવી પહોંચ્યો. એ તો બિચારો અજબજ થઇ ગયો ! જાણે હું જાદુગર હોઉં તેમ તે મારા તરફ ડાચું વકાસીને જોઇ રહ્યો હતો !

" મધુરાણી ! હું સાચુંજ કહું છું કે જગતની બધી લડાઇ જાદુઇ શકિતઓ વચ્ચેનીજ લડાઇઓ છે. જાદુની સામે જાદુ ફેંકતાં એ નિરવ શાસ્ત્ર અદૃશ્ય નિશાન પણ ભેદી શકે છે. પણ તમે મારા માથાનાં મળ્યાં. કલાનીપુણ રણપંડિતા ! તમારા ભાથામાં અસંખ્ય શસ્ત્રો ભર્યાં છે તે હું

જાણું છું. સંદીપને મરજી પડે ત્યારે હાંકી કાઢવાની ને પાછો બોલાવવાની શક્તિ ફક્ત તમારામાંજ છે. લો, તમારો શિકાર તમારી સેવામાં હાજર છે. હવે તેનું શું કરશો? તેને તમારી કૃપાનો અમીરસ પાશો કે તેને પિંજરામાં પૂરી ગુલામ બનાવશો? તમારે જોઇએ તેમ કરો. પણ રાણી! હું તમને ચેતાવી દઉં છું કે એ શિકારનો વધ કરવો કે તેને ગુલામીમાં જકડી લેવો તે કાંઇ નાનીસૂની વાત નથી. બસ મારે એટલુંજ કહેવાનું છે. હવે તમારાં જાદુભર્યાં શસ્ત્રો ચલાવવામાં શામાટે વિલંબ કરો છો ?"

નજીક આવતા પરાજયની છાયા સંદીપને જણાઇ હશે અને તેથી તેણે પ્રત્યુત્તરની રાહ જોયા વિના આ લવારી કરી સમય મેળવી લેવાનું યોગ્ય ધાર્યું હશે. હું માનું છું કે નોકરે અમૂલ્યનું નામ દીધું હશે અને મેં તેને અમૂલ્યને બોલાવવા મોકલ્યો હતો એ પણ સંદીપ જાણતો હતો. આમ હોવા છતાં તે ચાલાકીથી પ્રપંચના પાસા ફેંકી રહ્યો હતો. હું તેને બોલાવતી ન્હોતી પણ અમૂલ્યને બોલાવતી હતી એ વાત હું સ્પષ્ટ રીતે કહી ન શકું તે માટે તે વલખાં મારી રહ્યો હતો. પણ તેનો પ્રયાસ મિથ્યા હતો. તેની નિર્બલતા હું જોઇ શકતી હતી. હું જે સ્થળે પહોંચી છું ત્યાંથી મારે હવે એક તસુ પણ નીચે ઉતરવું ન જોઇએ. તેને શરણે થવામાં મારો સર્વનાશ શમાયલો છે.

"સંદીપ બાબુ!" મેં કહ્યું: "જરા પણ અટકયા વિના તમને આમ અસ્ખલિત ભાષણ કરતા જોઇને હું અજબ થાઉં છું. તમે અગાઉથી એ ભાષણો ગોખી રાખો છો ?"

સંદીપનું મ્હોડું તરતજ ઉતરી ગયું.

"મેં સાંભળ્યું છે કે આપણા વક્તાઓ દરેક વિષયના ભાષણોની એક ચોપડી પોતાની પાસે રાખે છે અને તેમાં દરેક વિષયને અનુકૂલ ભાષણો તૈયારજ હોય છે. તમારી પાસે એવું પુસ્તક છે કે ?"

સંદીપે ઓડ કરડયા.

"કુદરતે સ્ત્રીઓને નાજનખરાં કરવા માટે ખૂબ સાધનો આપેલાં છે ને તે ઉપરાંત દરજી ને ઝવેરી તમારી સેવામાં નિરંતર હાજર રહે છે. પણ અમે પુરૂષો છેકજ લાચાર છીએ એમ ન ધારતાં..."

"ભૂલ્યા સંદીપ બાબુ! મહેરબાની કરી પાછા જાવ અને તમારી ચોપડીમાં જોઇ આવો. હવે ખોટાજ શબ્દો તમારા મ્હોમાંથી બહાર પડે છે. ભાષણો મ્હોડે કરવાની આ મ્હોકાણ છે, સમજ્યા!"

"તમે...તમે મારૂં આવું અપમાન કરો છો ?" સંદીપ સઘળો સંયમ ગુમાવી દઇ બરાડયો: "તમારામાં હવે એવું શું રહ્યું છે કે જે હું નથી જાણતો ? શું..." તે મૌન થઇ ગયો. એક પણ શબ્દ બોલી શકયો નહિ.

સંદીપનું જાદુ જ્યારે કામ કરતું નથી ત્યારે તેની સઘળી શક્તિ ગૂમ થઇ જાય છે ને તે લાચાર બની જાય છે. રાજાની પદવી પરથી તે આજે એક મુફલેસ ગામડિયાની સ્થિતિપર ગબડી પડયો હતો ! તેની નિર્બલતા–તેની લાચારી જોતાં મારા આનંદનો પાર રહ્યો નહિ. તે જેમ જેમ ધૃષ્ટ અને ઉદ્ધત થતો ગયો તેમ તેમ મારા જીગરનો આનંદ વધતો ગયો. તેની જાદુઇ લાકડી હવે તૂટી ગઇ હતી, તેની આંખોમાં મને ઘેનમાં નાખવાની શક્તિ રહી નથી, તેના શબ્દોનું આકર્ષણ હવે લુપ્ત થઇ ગયું છે અને હું પુનઃ સ્વતંત્ર થઇ છું. સંદીપ ! ઓ જડવાદી જાદુગર ! ભલે ધૃષ્ટતા બતાવ, મારૂં અપમાન કર, તેની ચિંતા નથી. તેથી તું તારા ખરા સ્વરૂપમાં વ્યક્ત થાય છે. પણ હવે મારી પ્રશંસાના જાદુઇ ગીત ન ગાતો કેમકે તે ખોટાં હતાં.

આ પલે મારા પતિ ત્યાં આવી પહોંચ્યા. પ્રથમની પેઠે આ સમયે સંદીપ તરત સાવધ થઇ શકયો નહિ. મારા પતિ એક પલ તેના તરફ આશ્ચર્ય ભરી નજરે જોઇ રહ્યા. થોડા દિવસ પહેલાં જો આવું બન્યું હોત તો હું લાજની મારી મરી જાત. પણ આજે મારા પતિના મનમાં ગમે તેવા વિચારો આવે છતાં મને ભારી આનંદ થયો. મારે મારા નબળા પડતા પ્રતિસ્પર્ધી સાથે આજે છેલ્લી લડાઇ લડી લેવી હતી.

અમને ઉભયને મૌન તથા ક્ષુબ્ધ થયલાં જોઇ મારા પતિ જરા અચકયા અને એક ખુરશી પર બેસી ગયા.

" સંદીપ ! હું તમને મળવા માગતો હતો અને મને ખબર મળી કે તમે દિવાનખાનામાં છો. " મારા પતિએ કહ્યું.

" બોલો, તમારે જે કહેવું હોય તે કહો." સંદીપ જરા ભાર મુકીને બોલ્યો: " મધુરાણીએ આજે સ્હવારના પહોરમાં મને બોલાવ્યો અને તેમના મધપૂડાના એક રંક સેવક તરિકે તેમની સેવામાં હાજર થયા વિના મારો છૂટકો ન્હોતો. "

" હું કાલે કલકત્તા જાઉં છું અને તમારે મારી સાથે આવવાનું છે."

" શા માટે ? તમે મને તમારા રસાલા સાથે નોકર તરિકે લઇ જવા માગો છો ? "

" તમારે ગમે તેમ માનો. જોઇએ તો એમ માની લો કે તમે કલકત્તાના પ્રવાસે જાઓ છો ને હું તમારો અનુયાયી છું. "

" મારે ત્યાં કંઇ કામ નથી. "

" ત્યારે તો તમારે જવુંજ જોઇએ. તમને અહિંયા બહુજ કામ છે."

" હું અહિંથી જવા માગતો નથી.

" ને હું તમને મોકલવા માગું છું. "

" બલાત્કારથી ?

"હા. બલાત્કારથી."

"ઠીક ત્યારે હું જઇશ. પણ દુનિયા કલકત્તા અને તમારી જાગીરમાંજ પૂરી થતી નથી. નકશામાં બીજી ઘણી જગ્યાઓ છે."

"તમે અહિં જે રીતે વર્તી રહ્યા હતા તેપરથી દુનિયામાં મારી જાગીર શિવાય બીજી કોઇ જગ્યાનું તમને ભાન હોય એમ લાગતું નહોતું"

સંદીપ ઉભો થઇ બોલ્યો: "ઘણીવાર એમ બને છે કે માણસની આખી દુનિયા એકજ સ્થલમાં શમાઇ જાય છે. તમારા આ દિવાનખાનામાં મને મારૂં વિશ્વ મળી ગયું છે અને તેથીજ હું અહિં સ્થિર થઇ ગયો છું."

તે મારા તરફ ફરીને બોલવા લાગ્યો: "તમારા શિવાય મારા શબ્દોનો મર્મ કોઇ સમજવાનું નથી, મધુરાણી! કદાચ તમે પણ નહિ સમજી શકો. હું તમને વંદન કરૂં છું. પૂજ્યભાવ સહિત હું તમને છોડી જાઉં છું. તમે મારી નજરે પડયાં ત્યારથી મારો જીવન મંત્ર બદલાઇ ગયો છે. હવે 'વંદે માતરમ' મારો જીવનમંત્ર નથી પણ 'પ્રિયતમાને વંદન—જાદુગરી પ્રિયાને નમન" એ કાવ્યમય મંત્રો હું જપી રહ્યો છું. માતા રક્ષણ કરે છે, પ્રિયતમા વિનાશ તરફ ઘસડી જાય છે પણ એ વિનાશ મધુર હોય છે. તમે મને મૃત્યુના સુંદર નૃત્યના રમણિય ઝણકાર સુણાવ્યા છે.

સુજલામ્ સુફલામ્ મલયજ શિતલામ્
શસ્ય શ્યામલામ્—

બંગાલનું-માતૃભૂમિનું આ ચિત્ર તમે મારે માટે-તમારા ભક્ત માટે બદલી નાખ્યું છે. મારી પ્રિયતમા! તારામાં દયા નથી. તું તારા હાથમાં વિષનો પ્યાલો લઇ મારી સમીપ આવી છું અને હું હવે કાંતો ઝેરની અસહ્ય યાતનાથી મરી જઇશ અથવા મૃત્યુપર વિજય મેળવી જીવતો રહીશ.

"હા. માતાનો દિવસ વહી ગયો છે. ઓ વ્હાલી! પ્રિયતમા! તેં મારે માટે સત્ય, સ્વર્ગ અને હક્કને શૂન્ય બનાવી દીધાં છે. સર્વ કર્તવ્યો છાયા સમ બની ગયાં છે. સઘળા કાયદા અને રિવાજોના બંધનો તુટી ગયાં છે. વ્હાલી! પ્રિયતમા! તારા કુંકુમ પગલાં આ ભૂમિપર પડ્યાં છે તે શિવાયના આખા વિશ્વને આગ લગાવી હું તેની ખાખપર તાંડવ નૃત્ય કરવા માગું છું...દુનિયાના લોકો ભલા છે. નમ્ર છે. તેઓ બધાનું ભલું કરવા માગે છે; જાણે સઘળાનું કલ્યાણ કરવું શક્ય હોયની! નહિ. નહિ. મારા સાચા પ્રેમ સિવાય જગતમાં કંઇજ સત્ય નથી. હું તને પૂજું છું. તારાપરની મારી ભક્તિએ મને ક્રૂર બનાવ્યો છે.

તારાપરની મારી શક્તિએ મારામાં પ્રલયની જ્યોતિ ઝગાવી છે. હું સત્યવાદી નથી, શ્રદ્ધાળુ નથી. આ દુનિયામાં હું તનેજ ઓળખી શક્યો છું અને તેથી મને ફક્ત તારામાંજ શ્રદ્ધા છે.”

અજાયબી! જાદુઇ અજાયબી! એક મિનિટ પહેલાં હું આ માણસને અંતઃકરણપુર્વક ધિક્કારતી હતી; પણ જે વાસનાને હું બળીને ખાખ થઇ ગયલી માનતી હતી તે પુનઃ ધીખતા અગ્નિ પેઠે ભભૂકી ઉઠી. સંદીપમાં જ્વલંત અગ્નિ ધીખી રહ્યો છે તે વિષે તો કંઇ શંકાજ નહિ. આહ! પ્રભુએ પુરૂષને આવો શા માટે બનાવ્યો હશે? શું પોતાની અસામાન્ય કારીગરી શકિત બતાવવા માટે તેણે પુરૂષો બનાવ્યા હશે? જે સંદીપને હું પ્રથમ વીર માનતી હતી તે નાટકનો સ્વાંગધારી વીર હતો એવો મને થોડીક પલ પહેલાં વિચાર આવ્યો હતો. પણ નહિ. તેમ નથી—તેમ નથી. નાટકના પરદાની પાછળ પણ કોઇ કોઇવાર સાચો વીર ડોકિયાં કરતો હોય છે.

સંદીપમાં એવું ઘણુંય છે કે જે જડ છે, વાસનામય છે, અસત્ય છે. તેને ઘડતી વખતે એકપછી એક જડ માટીના ગઠ્ઠા તેનામાંભરી દેવામાં આવ્યા હશે! છતાં મારે કબૂલી દેવું જોઇએ કે તેના અંતરંગમાં ઘણું એવું છે કે જે અગમ્ય છે. આ અગમ્ય તત્વો આપણામાં પણ હોય છે અને તે આપણે પણ સમજી શકતાં નથી. ખરેખર, માણસ પ્રભુની કોઇક અજબ કૃતિ છે. તે કયા અગમ્ય ધ્યેયની પાછળ લાગ્યો છે તે ફકત શમ્ભુજ જાણે છે. તે દરમિયાન આપણે તેની માયાવી ઝપાઝપીમાં અફળાયા કરવાના. શિવ પ્રલયના દેવ છે. તે આનંદમૂર્તિ છે. તેજ અમારા બંધનો છેદી નાખશે.

મને વારંવાર એમ લાગવા લાગ્યું કે મારામાં બે વ્યકિત છે. એક સંદીપના ભયંકર પ્રલય સ્વરૂપથી ડરી તેને ધિક્કારે છે—બીજી એજ સ્વરૂપને અત્યંત તેજસ્વી અને મધુર માને છે. ડૂબતું વહાણુ તેની નજીક તરનારા સર્વને સમુદ્રને તળિયે લઇ જાય છે. સંદીપમાં પણ એવીજ વિનાશક શક્તિ છે. ભય ઉપજે તે પહેલાં તેનું અનહદ આકર્ષણ મનુષ્યને જાદુઇ શક્તિથી વશ કરી લે છે અને પછી આંખના પલકારામાં તે સર્વ પ્રકાશ દૂર ઘસડાઇ જાય છે. સર્વ સત્યો, ગગનની સ્વતંત્રતા, પ્રાણવાયુ, જીવનના સર્વ સંબંધો અને પ્રિયજનોથી તે પરવારી બેસે છે ને સીધો અંધકારને તળિયે ચાલ્યો જાય છે.

કોઇ પ્રલય ભૂમના પયગમ્બર તરિકે સંદીપ અહિં આવ્યો છે અને તે અપવિત્ર પ્રલયમંત્રો ભણતો દેશમાં ઘૂમે છે ત્યારે સઘળા તરૂણો તેની પાછળ ગાંડા થઇ જાય છે. દેશના હૃદય કમલમાં બેઠેલી માતાનું હૃદય કળકળી ઉઠે છે, તે રડારોળ કરી મેલે છે કારણ કે ક્રાંતિકારો તેના ભંડાર લૂંટીને મહોત્સવ કરવા માંડે છે. અમરોનો સોમરસ એ ક્રાંતિકારો ધૂળમાં

રેડી દે છે ને માતૃભૂમિનાં યુગયુગ જૂનાં વહાણોના ટૂકડે ટૂકડા કરી નાખે છે. ખરેખર, મને આ માટે લાગી આવે છે; છતાં ક્રાંતિકારોના આવેશના દારૂની કેફ મને ચઢ્યા વિના રહેતી નથી.

અમે સત્યને વળગી રહેવાના કેટલા રસિયા છીએ તેની કસોટી કરવાને પ્રભુ આવાં પ્રલોભનો મોકલે છે. સ્વર્ગનો ધાર્મિક બુરખો ઓઢી પ્રલયનો આ દૂત શરાબની મસ્તીમાં દેશ સમક્ષ તાંડવ નૃત્ય કરી કહે છે: 'ત્યાગના અફૂલ રસ્તે પ્રયાસ કરતા મુસાફરો ! તમે મૂર્ખા છો. એ માર્ગ લાંબો છે અને ત્યાંના સમયની ગતિ મંદ છે. તેથી વજ્ર પતિએ મને તમારી પાસે મોકલ્યો છે. જુઓ. હું સૌન્દર્યનો, વાસનાનો દૂત તમારો સત્કાર કરીશ ને મારાં આલિંગનથી તમને મુક્તિ મળશે.'

થોડીકવાર પછી પુનઃ મને સંબોધી સંદીપ બોલ્યો:

"દેવી ! તમારાથી વિખૂટા પડવાનો સમય આવ્યો છે. ઠીક. તમારી સમીપનું કાર્ય તો પૂરૂં થઇ ગયું છે. હવે વધુવાર તમારી નજીક ભમ્યા કરવાથી એ કાર્ય ક્રમશઃ ભૂંસાઇ જાત. જગતમાં જે અત્યંત મહદ્ વસ્તુ છે તેને જો આપણે આપણા તાનમાં સસ્તી બનાવી દઇએ તો બધાં ક્રમપર પાણી ફરી વળશે. જે એક પલમાં અમર હોય છે તેને દીર્ઘકાલમાં પ્રસારી દેવાથી તે છીછરૂં થઇ જાય છે. આપણે એ અનંત પલ બગાડી નાખવાની અણીપર હતાં એવામાં તમારો વજ્ર દંડ આપણી વ્હારે દોડી આવ્યો. તમે તમારી ભક્તિની શુદ્ધતા જાળવવા તત્પર થયાં અને તેમ કરી તમે તમારા ભક્તને પણ બચાવી લીધો. આજે તમારી વિદાય લેતાં મારી પાસે તમારી મહા મૂલ્યવાન ભક્તિ રહી ગઇ છે. દેવી ! આજે હું તમને પણ સ્વતંત્ર કરી જાઉં છું. હવે મારૂં પાર્થીવ મંદિર તમને વધુ વાર કેદ કરવાનું નથી. દરેક પલે તે તૂટું તૂટું થયા કરતું હતું. આજે તમારી વ્યાપક મૂર્તિની વિશાલ મંદિરમાં પૂજા કરવા માટે હું તમારી વિદાય લઉં છું. દૂર–દૂરથીજ હું તમારી પ્રાપ્તિ કરી શકીશ. અહિંયા મારાપર તમારી કૃપાજ હતી–ત્યાં તમે મને વરપ્રદાન કરશો."

મારાં રત્નોની પેટી ત્યાંજ હતી. તે હાથમાં લઇ મે કહ્યું:

"જે દેવીને આ રત્નો મેં સમર્પણ કર્યાં હતાં તે દેવીને ધરાવવા માટે હું તમને આ રત્નો આપું છું."

મારા પતિ મૌનજ રહ્યા. સંદીપ દિવાનખાનું છોડી ગયો.

## ૨૧

અમુલ્ય માટે હું ઘુઘરા બનાવવા બેઠી એટલામાં મોટી રાણી ત્યાં આવીને બોલી:

"આ શું કરો છો બહેન ? તમારી જન્મગાંઠને દિને તમે ઘુઘરા બનાવો છો ?"

" એમાં શું થયું ? હું કોઇને માટે ઘુઘરા ન બનાવી શકું ? "

" પણ આજે બીજાને ખવડાવવાની તમારે જરૂર નથી. આજે તો અમે તમને મીજબાની આપીશું. હું હમણાંજ કંઇ બનાવવાનો વિચાર કરતી હતી એવામાં ધાડની ખબર આવી ને મારૂં મન બેચેન થઈ ગયું. કહે છે કે પાંચસો છસો માણસોની ટોળી આપણા ખજાનાપર હલ્લો કરી છ હજાર રૂપિયા લૂંટી ગઇ. હવે આપણા ઘરપર ધાડ આવશે એવી બીક લાગે છે."

મારા હૃદયનો ઘણો બોજો હલકો થઇ ગયો. અમૂલ્યે અમારાજ પૈસા લૂંટયા હતા. તરતજ અમૂલ્યને બોલાવી મારા પતિને છ હજારની નોટો સ્વાધીન કરી, બધો ખુલાસો કરવાનું મારા પર છોડી દેવાનું કહેવાનો મને વિચાર આવ્યો.

" તમે પણ અજબ પ્રાણી છો, બહેન ! " મારા ભાવપરિવર્તનથી અજબ થઇ મારી જેઠાણીએ કહ્યું:

" તમારામાં ભય જેવી લાગણીજ નથી ? "

" હું એ વાત માનતી નથી. તેઓ આપણું ઘર શા માટે લૂંટવા આવે ? " મેં કહ્યું:

" માનતાં નથી ? એમ કોણ માનતું હતું કે તેઓ આપણો ખજાનો લૂંટી જશે ? "

જવાબ આપ્યા વિના હું ઘુઘરામાં માવો ભરવા લાગી.

" ઠીક ત્યારે. હું જાઉં છું. " મારા તરફ થોડીકવાર ચકિત નજરે જોઇ મોટી રાણી બોલી: " દિયરજીને હું કહી આવું કે મારા પૈસા જલદી જલદી કલકત્તા રવાના કરે... "

તે ગઇ કે તરત ઘુઘરા ઘુઘરાની જગાએ રહેવા દઇ હું મારા ડ્રેસીંગ રૂમમાં ગઇ અને તેનાં દ્વાર બંધ કરી દીધાં. મારા પતિનું જાકીટ ત્યાંજ હતું. તેમાં ચાવીનો ઝુમખો હતી. તે બહુજ ભૂલકણા હતા. મેં ઝુમખામાંથી તિજોરીની ચાવી કાઢી લઇ મારી ચોળીમાં સંતાડી દીધી.

એવામાં કોઇએ દ્વાર ઠોકયું.

" હું કપડાં બદલું છું. " મેં કહ્યું.

મોટી રાણીનો અવાજ આવ્યો:

" હમણાં તો ઘુઘરા બનાવતી'તી ને હમણાં કપડાં બદલવા આવી એનાય તમાસા અજબ છે બાપ ! કોણે જાણે કેવાકેવા રંગ બતાવશે વંદેમાતરમની સભામાં જવાની હશે ! અરે લૂંટારાઓનાં રાણીજી ! તું તમારી લૂંટની નોંધ લખો છો કે ? "

તેઓ ચાલી ગયા પછી કોણ જાણે કેમ મેં તિજોરી ઉઘાડી. મેં સ્વપ્ન જોયું હોયની એમજ મને લાગ્યું ! તિજોરીનું ખાનું ખોલતાં પુનઃ કોઇએ ગીનીઓ મૂકી દીધેલી જણાય તો કેવું સારૂં ! પણ અફસોસ ! મેં વિશ્વાસઘાત કર્યો હતો અને તિજોરીનું ખાનું ખાલી હતું.

વારંવાર વસ્ત્રો બદલવાનો ફારસ મારે આજે ભજવવો પડયો. વિના કારણે હું વારંવાર વાળ સમારવા ડ્રેસીંગ રૂમમાં આવવા લાગી. હું બહાર ગઇ ત્યારે મારી જેઠાણીએ મશ્કરી કરીઃ

" આજે કેટલીવાર કપડાં બદલવાં છે ? "

" મારી જન્મગાંઠ છે ને ! "

" આહ ! તમેય બહાનાં કાઢવામાં કુશલ છો. મેં મારા વખતમાં ભલભલી નખરાં બાજ સ્ત્રીઓ જોઇ છે પણ તમે બધીને ટપી જાઓ છો. "

અમૂલ્યને બોલાવવાને નોકર મોકલવાનો હું વિચાર કરતી હતી એવામાં એક નોકર ચીઠ્ઠી લઇ આવ્યો તે અમૂલ્યની ચીઠ્ઠી હતીઃ

" બ્હેન,

તમે આજે સાંજે મને બોલાવ્યો હતો પણ મને વિલંબ કરવો યોગ્ય લાગતો નથી. તમારી આજ્ઞાનું પાલન કર્યા પછીજ હું તમારો પ્રસાદ લેવા આવીશ. તેથી જરા મોડો આવું તો ચિંતા ન કરશો. "

તે કોને પૈસા આપવા જવાનો હશે ? વળી એ બિચારો કઇ નવી આફતમાં ફસવા જતો હશે ? આહ ! કંગાળ સ્ત્રી ! તું તીરની પેઠે તેને ગમે ત્યાં મોકલી શકીશ પણ નીશાન ચૂકવા છતાં છૂટેલાં તીરો પાછાં ફરતાં નથી.

આ ચોરીનું મૂલ હું છું એમ મેં એકદમ જાહેર કરી દીધું હોત. પણ મારાથી તેમ થયું નહિ; કારણ કે સ્ત્રીઓ નિકટના સ્નેહીઓના વિશ્વાસપર જીવે છે. એમાંજ તેમની આખી દુનિયા રહેલી છે. જો એકવાર એમ જણાઇ જાય કે એ વિશ્વાસનો ઘાત થયો છે તો વિશ્વમાં તેમનું સ્થાનજ ન રહે. ત્યારપછી તેમણે ચુરેચૂરા કરી નાખેલી વસ્તુના ભાગેલા ટૂકડાપર તેમને ઉભવું પડે છે અને તે ટૂકડાઓની અણીઓ તેમને વારંવાર જખમ કર્યા કરે છે. પાપ કરવું સહેલું છે પણ તેનો હિસાબ આપવો સ્ત્રીઓને બહુ ભારી લાગે છે.

કેટલાક વખતથી મારા પતિ પાસે જરા જરા વારમાં જવાનું બંધ થઇ ગયું છે. હવે આ ભયંકર સમાચાર આપવા હું શી રીતે જઇ શકું ? આજે જમવાને પણ તે બહુ મોડા-બપોરે બે વાગે આવ્યા. તેમનું દીલ બેચેન હતું. બે કોળિયા પણ તેમણે ન ભર્યા. તેમને આગ્રહપુર્વક જમાડવાનો લ્હાવો પણ હું ખોઇ બેઠી હતી. મારી આંખમાં પાણી ભરાઇ આવ્યાં. આંસુ લુછવાને મેં મ્હો ફેરવી લીધું.

' જરા શયનગૃહમાં આવી આરામ લો. તમે બહુ થાકી ગયા છો. ' એમ કહેવાને મારૂં દીલ વલખાં મારી રહ્યું. સહેજ ખાંસીને હું કંઇક બોલવા જતી હતી એવામાં એક નોકરે આવીને ખબર આપી કે પંચુને લઇ પોલિસ ઇન્સપેકટર મહેલમાં આવ્યો છે. મારા પતિની ગંભીરતા વધી. ભોજનનો થાળ પડતો મૂકી તે બહાર ગયા.

થોડીવારમાં મોટી રાણી આવી: " દિયરજી આવ્યા ત્યારે મને કેમ ન બોલાવી ? વખત થઇ ગયો હતો એટલે હું સમજી કે એટલામાં હું નાહી લઇશ. આટલી વારમાં તે જમી ગયા ? "

" તમારે એમને કંઇ કહેવું હતું ? "

" હા. તમે બન્ને કાલે કલકત્તા જવાનાં છો એ વાત સાચી છે ? જો એ વાત સાચી હોય તો હું અહિં એકલી રહેવાની નથી. બહાર ધાડ પડી રહી છે એવા વખતમાં હું તો જરા ઘોંઘાટ થતાંજ છળી મરૂં ! તમે કાલેજ જવાનાં છો ?

" હા. " મેં જવાબ આપ્યો. કલકત્તા જવાની વાત મેં પહેલ વહેલી મારી જેઠાણીને મ્હોડે હમણાંજ સાંભળી છતાં મેં હા પાડી દીધી. આવતી કાલ સુધીમાં અમારા ઇતિહાસમાં એવું ભારી વર્ત્તન થઇ જાય કે જેથી જવું યા ન જવું સરખુંજ થઇ રહે એવી મને બીલકુલ ખાત્રી ન્હોતી. તે પછી અમારૂં ઘર—અમારૂં જીવન કેવું થશે તેની મને કલ્પના ન્હોતી. મારે મન કાલની કલ્પના અગમ્ય તથા અસહ્ય હતી.

હવે અલ્પ સમયમાં મારૂં અદૃશ્ય ભાવી સ્પષ્ટ થઇ જવાનું હતું. આહ ! બધું મારી શકિત પ્રમાણે હું વ્યવસ્થિત કરી દઉં ત્યાં સુધી કાલના અવિશ્રાંત પ્રવાહને થંભાવી દેવાની કોઇનામાં શકિત નથી ? જમીનમાં બીજ પોષાતા વાર લાગે છે. તે વખતે તેને ફણગાં ફૂટશે અને તેમાંથી મોટું વૃક્ષ થશે એમ કોઇ ધારતું નથી. પણ એક વાર ફણગાં ફૂટયાં પછી તે જલદી જલદી વધતાંજ જાય છે, તેમાંથી મોટાં વૃક્ષ થાય છે અને તેના વિકાસને કોઇ રોકી શકતું નથી.

હવે હું આ વિષે વિચાર કર્યા વિના શાંત અને નિર્લેપ મને ગુપચુપ બેસી રહેવાની છું. જ્યારે ગર્જના થવાની હોય ત્યારે ભલે થાય. આવતી કાલ સુધીમાં બધું ખતમ થઇ જશે. ચોરની જાહેરાત, પૂછપરછ, મશ્કરી, પ્રશ્ન પરંપરા, ખુલાસા—બધું કાલે ખતમ થઇ જશે.

પણ હું અમૂલ્યનો તેજસ્વી, સુંદર, ભક્તિપૂર્ણ ચહેરો ભૂલી શકતી નથી. તે નિરાશા કે ભયથી આફતમાં કૂદકો મારતાં અચકયો નહિ. પણ સીધો અંધકારમાં ભૂસકો મારવા ધસી ગયો. મારી કંગાલ્યતમાં પણ હું તેને નમન કરૂં છું. તે મારો બાલ—પ્રભુ છે. રમતના બ્હાના નીચે તે મારા

દીલનો સઘળો ભાર ઉપાડી ગયો. મારી સજા પોતાને માથે વ્હોરી લઇ તે મને બચાવશે. પણ મારા પ્રભુની આ ભયંકર દયા હું કેમ ખમી લઇશ ?

આહ ! મારા બાલક, મારા પુત્ર, હું તને વંદું છું મારા નાના ભાઇ ! મારા લાડકા ભાઇ ! હું તને વંદન કરૂં છું. તું પવિત્ર છે, સુંદર છે. હું તને લળીલળીને નમન કરૂં છું. ઓ પ્રભુ ! હું તારી પાસે ખોળો પાથરી માગી લઉં છું કે આવતે જન્મે એ મારો પુત્ર થાય !

## ૨૨

ચારે કોર ગપગોળા ફેલાઇ રહ્યા છે. વારંવાર પોલિસની આવજા થયા કરે છે. ઘરના નોકરોમાં ભારી ગડબથલ થઇ રહી છે.

મારી દાસી ખેમા મારી પાસે આવી બોલીઃ

“ રાણીમાતા ! મારી આ બંગડીઓ ને સોનાનો હાર તમારી તીજોરીમાં રાખો. ”

અરે ! રામ ! રાણી પોતેજ ચોર છે અને તેજ આ બધી મ્હોકાણનું મૂલ છે એ મારે કોને કહેવું ? મારે ખેમાના અલંકાર અને થકુના પૈસા સાચવવા રાખવા પડ્યા. ગોવાલણ પોતાની બનારસી સાડી અને બીજી કેટલીક ચીજોની પેટી લઇ આવી બોલીઃ ‘ તમારા લગ્ન પ્રસંગે મને આ ભેટ મળ્યાં હતાં. રાણીમાતા ! હમણાં આ પેટી તમે સાચવો. ”

આવતી કાલે ખેમા, થકુ અને ગોવાલણની હાજરીમાં મારી તિજોરી ખોલવામાં આવશે ત્યારે ?......એ વિચારજ જવા દો. એ વિચારને બદલે આવતે વર્ષે માઘ મહિનાની ત્રીજ પાછી આવશે ત્યારે તે દિવસ કેવો લાગશે તેનો મને વિચાર કરવા દો. શું તે વખતે પણ મારા જીવનના જખમો આજના જેવાજ તાજા હશે ?

અમૂલ્ય લખે છે કે તે સાંજે મોડો આવશે. કંઇપણ કામ વિના વિચારમાં ને વિચારમાં મારાથી સમય ગાળી શકાયો નહિ તેથી હું તેને માટે પાછી ઘુઘરા બનાવવા બેઠી. મેં ઘણા ઘુઘરા બનાવ્યા હતા છતાં મેં બનાવ્યાજ કર્યા. એ બધા કોણ ખાશે ? નોકરોને હું તે વહેંચી દઇશ. આજે રાતેજ હું તેમ કરીશ. આજનીજ રાત મારી છે. આવતી કાલ મારા હાથમાં નથી.

હું એક પછી એક ઘુઘરા તળતીજ રહી. જરા જરા વારે માળપર મારા ઓરડા આગળ કોઇનાં પગલાંનો અવાજ સાંભળવાનો મને ભાસ થયા કર્યો. મારા પતિ ચાવી શોધતા હશે અને ચાવી ન મળવાથી મોટી રાણીએ દાસદાસીઓને બોલાવી ધાંધલ મચાવી હશે એમ મને લાગ્યું. જે હોય તે. મને તેની પરવા નથી. હું દ્વાર બંધ કરી મારૂં કામજ કર્યા કરવાની.

હું દ્વાર બંધ કરવા ઉઠી એવામાં થકુ દોડતી દોડતી આવીને બોલી:

" રાણીમાતા ! રાણીમાતા ! "

" ચાલી જા અહિંથી ! માથું ન ખા. " મેં તેને ધમકી ભર્યા અવાજે કહ્યું :

" મોટાં રાણી તમને બોલાવે છે..." તે બોલી: " તેમના ભત્રીજા કલકત્તાથી એક અજબ યંત્ર લાવ્યા છે. તે માણસની પેઠે ગાય છે. રાણીમાતા ! આવો, સાંભળો તો ખરાં ! "

આ સાંભળી હસવું કે રડવું તેમને સમજાયું નહિ. આવા વખતમાં એક ગ્રામોફોન આવ્યું ! હવે તે નાટકનાં ગાયનો તીક્ષ્ણ રાગે લલકારશે ને વાતાવરણ ક્ષુબ્ધ કરશે ! જ્યારે યંત્ર મનુષ્યની નકલ કરે છે ત્યારે તે કેવું ભયંકર પરિણામ લાવે છે ?

સંધ્યા ધીમે ડગલે આવવા લાગી. અમૂલ્ય આવતાંવાર મારી પાસે આવશે એવી મારી ખાત્રી હોવા છતાં હું ધીરજ રાખી શકી નહિ. મેં એક નોકરને બોલાવી કહ્યું: ' જા, અમૂલ્ય બાબુને કહે કે તરત મારી પાસે આવે ' થોડીવારમાં નોકરે આવી કહ્યું કે અમૂલ્ય તેના ઓરડામાં નથી. તે બહાર ગયો ત્યાર પછી પાછો ફર્યોજ નથી.

' પાછો ફર્યોજ નથી ' આ છેલ્લા શબ્દો મને રાત્રીના અંધકારમાં કરૂણ વિલાપ સમા લાગ્યા. અમૂલ્ય ગયો ! અસ્ત થતા સૂર્યના છેલ્લા કિરણની પેઠે તે હમ્મેશને માટે લુપ્ત થઇ જવાનેજ મારી નજરે પડયો હતો ! મારા મનમાં અનેક અમંગલ તર્ક વિતર્ક થઇ રહ્યા. મેંજ તેને મોતને આંગણે મોકલ્યો હતો. તે નિર્ભય હતો પણ તેથી શું ? તે ગયો તે તેના જીગરની મહત્તા બતાવે છે. હવે હું કેવી રીતે જીવી શકીશ ?

અમૂલ્યની ભેટ—પેલી પીસ્તોલ શિવાય મારી પાસે તેનું કોઇ સંસ્મરણ ન્હોતું. મને લાગ્યું કે પ્રભુએજ મને એ પીસ્તોલ આપી છે. જે પાપથી મારા જીવનની રગેરગ કલંકિત થઇ હતી તે ધોઇ નાખી, મૃત્યુને ભેટવા માટે મારો બાલપ્રભુ મને તે પીસ્તોલ આપી તજી ગયો હતો. આહ ! કેવી પ્રેમાલ ભેટ ! તેમાં મારા સંરક્ષણની ચાવી રહેલી છે.

મારી પેટી ઉઘાડી મેં તે પીસ્તોલ બહાર કાઢી અને પૂજ્ય ભાવે મસ્તકે લગાવી. તેજ પલે અમારા મહેલની નજીકના મંદિરમાં ઘંટ વાગી રહ્યો. હું ઘુંટણીએ પડી પ્રાર્થના કરવા લાગી.

સાંજે મેં બધાને ઘુઘરાની મીજબાની આપી. ' તમે તમારી જન્મગાંઠને દિને અમને બહુ સુંદર મીજબાની આપી ને તે પણ એકલે હાથે ! હવે જરા અમે તમને રીઝવીએ..." એમ કહી તેણે મોટી રાણીએ ગ્રામોફોન ચલાવ્યું. કલકત્તાની નટીઓનાં ગાયનો ગ્રામોફોનમાં ગવાવા લાગ્યાં. જાણે તબેલામાં ઘોડીઓ હણહણતી હોયની !

મીજબાની પૂરી થતાં બહુ મોડું થઇ ગયું. મારી જન્મગાંઠનો ઉત્સવ મારા પતિની ચરણરજ મસ્તકે ચઢાવીને સફલ કરવાને મારૂં હૃદય અચાનક આતુર થઇ ગયું. હું શયન ગૃહમાં ગઇ. તે ભર નીદ્રામાં પડયા હતા. આખો દિવસ તેમને અનેક ઉપાધિ નડી હતી. ધીમેથી મચ્છરદાની ઉંચકી મેં તેમના ચરણ પર મસ્તક ધર્યું. મારા વાળ તેમના ચરણને અડયા. તેમણે ઉંઘમાંજ પગ વડે મારૂં માથું દૂર ખસેડી નાખ્યું.

પછી હું બહાર જઇ વરંડામાં બેઠી. દૂર એક પત્રહીન વૃક્ષ હાડપિંજર જેવું ઉભું હતું. તેની પાછળથી બીજનો ચંદ્ર અસ્ત થતો હતો. અચાનક મને વિચાર આવ્યો કે ગગનના તારા પણ મારાથી બ્હી રહ્યા છે—આખું જગત મારા તરફ શંકિત નજરે જોઇ રહ્યું છે. શા માટે? કારણ કે હું એકલી હતી.

સૃષ્ટિમાં એકલાનો તે કાંઇ અવતાર છે! જેમનાં પ્રિયજનો એક પછી એક મરણ પામ્યાં હોય તેમને પણ મૃત્યુના પરદા પાછળ કોઇનો સાથ મળી રહે છે. પણ જેના સ્નેહીઓ નજીક હોવા છતાં નજીક નથી, જેણે પ્રેમાલ ગૃહજીવન સાથેના સઘળાય તાર તોડી નાખ્યા છે તેને વિશ્વમાં સર્વત્ર અંધકારજ જણાય છે.

હું જયાં છું ત્યાંજ હું નથી. મારા પ્રિય જનોથી હું ઘણે ઘણે દૂર છું. કમલપત્ર પરના અસ્થિર ઝાકળ બિંદુ પેઠે હું વિજોગની વિશ્વવ્યાપી સપાટીપર અથડાઉં છું.

જ્યારે મનુષ્યમાં પરિવર્ત્તન થાય છે ત્યારે સમ્પૂર્ણ પરિવર્ત્તન થઇ તે તદ્દન નવોજ મનુષ્ય કેમ થઇ જતો નથી? જ્યારે હું મારા જીગરમાં જોઉં છું ત્યારે જે હતું તે હજુ પણ ત્યાંજ છે એમ મને જણાય છે. ફરક એટલોજ કે બધું અસ્તવ્યસ્ત થઇ ગયું છે. જે વસ્તુઓ સુવ્યવસ્થિત હતી તે આમ તેમ પડી છે. જે રત્નો હારમાં ગૂંથેલાં હતાં તે હવે ધૂળમાં રગડે છે. અને તેથી મારૂં હૃદય ભાગી જાય છે.

ઓ પ્રભુ! આટલીવાર—એકવાર મને માફ કર! તેં મને જીવનમાં જે જે લ્હાવા ચખાડયા તે બધાને મેં બોજારૂપ બનાવી દીધા છે. હવે હું તેનો ભાર સહી શકતી નથી તેમ તે ફેંકી પણ દઇ શકતી નથી. ઓ પ્રભુ! મારા તારૂણ્યના આરંભમાં ઉષઃકાલે તું પ્રથમ જે બંસરી બજાવતો હતો તે એકવાર પુનઃ બજાવ અને મને સાદી, ભોળી વિમલા બનાવી દે! મારા ભાગેલા જીવનને તારી બંસી વિના કોઇ આખું કરવાનું નથી. મારા કલંકિત જીવનને તારા શિવાય કોઇ શુદ્ધ કરી શકે એમ નથી. માફ કર, પ્રભુ! એક વાર માફ કર. તારા સંગીતથી મારા ઘરમાં નુતનતા લાવ. એ શિવાય મારે માટે કોઇપણ બીજો માર્ગ નથી.

હું જમીન પર પડી રડવા લાગી. હું પ્રભુની પ્રાર્થના કરી ગમે તે ખૂણામાંથી કિંચિત પણ દયા યાચવા લાગી. જરા દયા, માફી, આશા કે કોઇની શીળી છાંયની હું ભીખ માગવા લાગી. "પ્રભુ!" મેં સોગન લીધાઃ "જ્યાંસૂધી તારા આશિષ મારાપર ન ઉતરે ત્યાં સૂધી હું ભૂખી ને તરસી અહિંજ પડી રહીશ."

તરત કોઇનાં પગલાંનો અવાજ મારે કાને સંભળાયો. કોણ કહે છે કે પ્રભુ મનુષ્યોને દર્શન દેતો નથી? મેં કદાચ એ દિવ્ય દર્શનનું જાદુ તૂટી જાય તેથી મ્હોં પણ ઉંચું ન કર્યું. આવ, મારા પ્રભુ! આવ. મારી ધડકતી છાતી પર તારો પગ મૂક અને તેજ પલે મને મરી જવા દે.

તે–મારો પ્રભુ આવ્યો અને મારા માથા પાસે બેઠો. કોણ? મારો વ્હાલો–મારો પતિ! તેના પ્રથમ સ્પર્શેજ મને લાગ્યું કે હું બેભાન થઇ જઇશ. તરતજ મારી છાતીમાં ભેગું થયલું દુઃખ બહાર ઉછળી પડયું ને હું બાલક પેઠે છૂટે મ્હોડે રોઇ પડી. મેં તેમના પગ લઇ મારી છાતી પર ચાંપ્યા. ઓ પ્રભુ! મારી છાતી પર તેમના ચરણની છાપ ચીરકાલ સૂધી શા માટે રહેવા દેતો નથી?

તેમણે વ્હાલથી મારા માથાપર હાથ ફેરવ્યો. મારાપર તેમની આશિષ વરસી. હવે આવતી કાલે જાહેર અપમાનની સજા ખમવાની મારામાં શક્તિ આવશે. એ અપમાન હું ખુલ્લા દિલથી મારા પ્રભુને ચરણે સમર્પી દઇશ.

હવે જે વિચાર મારા જીગરને ભેદી રહ્યો છે તે એ કે નવ વર્ષો પૂર્વે મારા લગ્ન પ્રસંગે નવી વહુ તરિકે મારો સત્કાર કરવા માટે જે વાજાં વાગ્યાં હતાં તે પુનઃ કદિ પણ વાગશે નહિ. પુનઃ નવવધુ થઇ મારા પતિને આંગણે આવવા માટે મારે કઇ તપશ્ચર્યા કરવી? આજથી નવ વર્ષ પહેલાનો તે મંગલ દિન પુનઃ આવતાં કેટલાં વર્ષો, કેટલા યુગો, અરે! કેટલા કલ્પો વહી જશે?

પ્રભુ નુતન વસ્તુઓ સર્જી શકે છે; પણ જે નષ્ટ થયું છે તે પુનઃ સર્જવાની તેનામાં પણ શક્તિ નથી.

# પ્રકરણ ૧૨ મું.

## નિખિલની આત્મકથા.

### ૧૫

આજે અમે કલકત્તા જવાનાં છીએ. જો સુખદુઃખને આપણે ભેગાંજ કર્યાં કરીએ તો તેમનો ભાર અસહ્ય થઇ પડે. સુખ અથવા દુઃખ નિરન્તર મનમાં રાખવાં–તેમનો બોજો નિરંતર છાતીપર રાખી મૂકવો–એ નિર્બલતા છે, માયા છે, ભ્રમણા છે. મારા ઘરના માલીકની મારી પદવી કૃત્રિમ છે. મારી ખરી પદવી તો જીવન માર્ગે રખડતા મુસાફરની છે. હું વિશ્વનો પ્રવાસી છું તેથીજ દરેક પગલે આ વિશ્વમંદિરનો ખરો માલીક દુઃખી થાય છે અને છેવટે મૃત્યુનું મહાન દુઃખ આવે છે.

મારી વ્હાલી ! તારી સાથેનો મારો સંબંધ પણ પંખીના મેળા સમોજ હતો. આપણે પ્રવાસીઓ સમા માર્ગમાં મળી ગયાં હતાં. જ્યાં સુધી આપણે એકજ માર્ગે જવાનું હતું ત્યાં સુધી આપણે પતિપત્ની હતાં–પ્રેમીઓ હતાં. હવે જો આપણે એ પ્રેમને–એ બંધનને જાળવી રાખવાનો પ્રયાસ કરીશું તો આપણે આપણો માર્ગ ભૂલી જઇશું. હવે આપણે એ બંધનોને પાછળ મૂકી જઇએ છીએ. આપણે આગળ મુસાફરી કરવા માંડી છે અને રસ્તે જતાં આપણે એક બીજા તરફ નજર ફેંકીએ, કોઇવાર એક બીજાના હાથનો સ્પર્શ અનુભવીએ એટલું બસ છે. પછી ? પછી વિશ્વના વિશાલ રાજમાર્ગપર આપણે જવાનું છે–વિશ્વ વ્યાપી જીવનના અનંત પ્રવાહમાં ભળી જવાનું છે.

પણ મારી વ્હાલી ! અંતે તું મારૂં શું લઇ ગઇ ? જ્યારે જ્યારે હું કાન માંડું છું ત્યારે મને પ્રેમ બંસરીનો મધુર અવાજ સંભળાય છે અને એ બંસીના સૂર કંઇક અજબ મસ્તી ઝમાવે છે. દેવીનો અમરકૂપ કદિપણુ ખાલી થતો નથી. કેટલીકવાર આપણને હતાશ થયલા જોઇ હસવા માટે તે આપણા હાથમાંની પ્યાલી ભાગી નાખે છે. હું એ ભાગેલી પ્યાલી માટે થોભવાનો નથી. બેચેન જીગરે પણ હું મારી કુચ ચાલુ રાખીશ.

મોટી રાણીએ આવીને મને પૂછ્યું:

" આ બધાં પુસ્તકો બાંધીને કયાં લઇ જવાના છો , દિયરજી ? આ બધી ધાંધલનો અર્થ શો ? "

" એનો અર્થ એ કે હજુ પુસ્તકો પરનો મારો પ્રેમ ઓછો થયો નથી. "

" હું ઇચ્છું છું કે પુસ્તકો શિવાય તમે બીજી કેટલીક ચીજોપર પણ પ્રેમ રાખો તો સારૂં. તમે પાછા ઘેર આવવા માગતા નથી ? "

"હું આવતો જતો રહીશ. પણ હવે અહિં સ્થાયી રહેવાનો નથી."

"એમ! ત્યારે ચાલો. મારા ઓરડામાં આવીને જુઓ તો ખરા! મેં પણ મારા પ્રેમની કેટલી બધી વસ્તુઓ બાંધવા માંડી છે!" એમ કહી મારો હાથ પકડી તે મને પોતાના ઓરડામાં લઇ ગઇ.

મારી ભાભીના ઓરડામાં અસંખ્ય પેટીઓ ને પોટલાંઓ બાંધીને તૈયાર રાખેલાં નજરે પડ્યાં. એક પેટી ઉઘાડી તે બોલી:

"દિયરજી! મારી પાનની સામગ્રીઓ જુઓ! આ ડબ્બીમાં સુગંધીદાર કાથો છે. આ નાની ડબ્બીઓમાં વળીઆળી, એલચી ને કસ્તુરી છે. મેં પાનાં પણ લઇ લીધાં છે હો! જો તમે બહુ કામમાં પડી જશો તો હું ત્યાં નવા મિત્રો ખોળી કાઢી તેમની સાથે પાનાં રમીશ. આ કાંસકી જોઇ દિયરજી! એ સ્વદેશી કાંસકી છે. તમે મારે માટે લઇ આવ્યા હતા..."

"પણ ભાભી! આ બધી ધાંધલ શા માટે? તમે શા માટે ગાંસડા પોટલાં બાંધો છો?"

"તમે એમ માનો છો કે હું કલકત્તા નહિ આવું!"

"પણ..."

"ગભરાઓ ના. હું ત્યાં તમારી સાથે પ્રેમ કરવા કે નાની રાણી સાથે કજીઓ કરવા આવતી નથી. માણસને વ્હેલું મોડું મરવાનું તો છેજ તેથી જો પવિત્ર ગંગા માતાના કિનારાપર મારૂં મોત થાય તો સારૂં એવી મારી ઇચ્છા છે. અહિંના સ્મશાનમાં પેલા ભયંકર વડના ઝાડ નીચે મને બાળી નાખવામાં આવે એ વિચાર મને અસહ્ય થઇ પડયો છે. એટલા માટેજ હું આટલો વખત મરવાની ના પાડતી હતી અને તમને અનેક રીતે પજવી રહી હતી."

આખરે મને ઘરનું સાચું સંગીત સંભળાયું. હું જ્યારે ફક્ત છ વર્ષનો હતો ત્યારે મારી ભાભી અમારા ઘરમાં 'વહુ'ની પદવી પર આવી હતી. દરરોજ બપોરે અમે બન્ને સંતાકૂકડી રમતાં અને મહેલના ખૂણેખૂણામાં ફરી વળતાં. હું આંબાના ઝાડ પર ચઢી તેને કાચી કેરીઓ તોડી આપતો અને અમે બન્ને તેની મસાલાદાર ચટણી બનાવી ખાતાં. તેની ઢીંગલીના લગ્ન માટે જોઇતી બધી ચીજો વખારમાંથી કાઢી લાવવાનું કામ, વડીલોની મના છતાં પણ હું બજાવતો; કેમકે મારી દાદીમાની કાયદા પોથીમાં મારે માટે કોઇ સજા લખવામાં આવી ન્હોતી. વળી મારી ભાભીને મારા ભાઇ પાસેથી કંઇ ખાસ ચીજ જોઇતી હોય ત્યારે તે હમ્મેશાં મારી મારફતેજ મગાવતી કેમકે મારા ભાઇ મારી કોઇપણ માગણીનો ઇનકાર કરતા નહિ. મને હજુ યે યાદ છે કે મને તાવ આવતો ત્યારે તે વખતના વૈદ્યો ફક્ત ગરમ પાણી

અને દુધની કાંજી પાઇ મને ભૂખે મારી નાખવાની સજા કરતા ત્યારે મારી ભાભી મને ગુપચુપ મીઠાઇ ખવાડી જતી. એક દિવસ તે પકડાઇ ગઇ ત્યારે મારી દાદીએ એ બિચારીની ધૂળ ખંખેરી નાખી હતી.

જેમ જેમ અમે મોટાં થતાં ગયાં તેમ તેમ અમારા હર્ષશોક વધ્યા–અમારી મૈત્રી પણ ગાઢ થતી ગઇ. અમે વારંવાર લડી પણ પડતાં. કેટલીકવાર સંસારી ખટપટમાંથી ઇર્ષ્યા અને શંકાના વાદળાં ઘેરાતાં ને અમારા પ્રેમમા ફાટ પડતી. નાની રાણી ઘરમાં આવી ત્યારે આ ફાટ કદિપણ પૂરાશે નહિ એમ મને લાગ્યું હતું પણ ત્યારપછી મને નિરંતર એવો અનુભવ થયો છે કે ઉપરના જખમ કરતાં જીગરના ભાવની શક્તિ વધુ પ્રબલ હોય છે.

બચપણથી આજ સૂધીમાં અમારો પ્રેમ વધતોજ ગયો હતો. અને એ પ્રેમબીજમાંથી હવે તો મોટું વૃક્ષ થયું હતું. એ વૃક્ષની ડાળો અમારા મ્હેલમાં–વરંડામાં—અગાસીમાં—સર્વત્ર પ્રસરી ગઇ હતી. જ્યારે મેં મોટી રાણીને કલકત્તા જવાની તૈયારી કરતી જોઇ ત્યારે એ બધા કોમલ ભાવો અચાનક મારાં હૃદયમાં જાગ્રત થયા.

મારી ભાભી નવ વર્ષની નાની વયથી જે ઘરમાં ઉછરી હતી તે ઘર, સગાં વ્હાલાં, દાસદાસી તથા તેના પ્રિય વિનોદો તજી દઇ મારી સાથે કલકત્તાના અપરિચિત વાતાવરણમાં આવવા શા માટે તૈયાર થઇ હતી તે હું હવે સમજ્યો. મારાપર તેનો અપાર પ્રેમ હતો. તેથીજ તે મારી વિદાયની ખબરથી ચમકી એકદમ તૈયાર થઇ ગઇ હતી. પણ આ વિષે તેણે એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. તે ભળતાંજ કારણો બતાવવા લાગી.

મારાપરના તેના પ્રેમમાંજ તેનું જીવન હતું. ગરિબ મારી ભાભીને મારા શિવાય જગતમાં કયાંય ઠરવાનું ઠામ ન્હોતું. મારા વિજોગની વાતથી તેને કેટલું બધું દુઃખ થયું હશે તેની કલ્પના મને મેં તેના ગાસડાં પોટલાં જોયાં ત્યારેજ આવી.

પૈસા માટે તે વિમલા સાથે લડતી તેમાં તેનો દુનિયાદારી સ્વાર્થ ન્હોતો પણ તે એમ માનતી હતી કે તેના પ્રેમના દાવાપર કાપ પડે છે અને કોણ જાણે કયાંથી ફૂટી નીકળેલી આ સ્ત્રી–વિમલા તેના પવિત્ર પ્રેમમાં ભાગીદાર બની છે ! ડગલે ને પગલે વિમલા તેનું હૃદય દુઃખવતી છતાં તે બિચારીને ફરિયાદ કરવાનો પણ હક રહ્યો ન્હોતો.

અને વિમલા ? તે પણ એમ માનતી હતી કે મોટી રાણી મારી પાસે પૈસાની માગણી ફક્ત સામાજિક સંબંધના દાવાથીજ કરતી ન્હોતી પણ અમારો સંબંધ તેથીય કંઇક વધુ પ્રબલ હતો. બચપણથી બંધાયલી અમારી પ્રેમસાંકલની મજબૂત કડીઓ જોઇ વિમલા અદેખી બની હતી.

આજે મારા જીગરમાં લાગણીનું પૂર આવ્યું. એક પેટીપર બે
હું બોલ્યો.

"ભાભી ! ફરી એકવાર પ્રભુ આપણને બચપણ આપે ;
કેવું સારૂં !"

"નહિ દિયરજી ! મારે ફરીથી સ્ત્રી જીવન નથી જીવવું.
તે નિઃસાસો નાખી બોલી: "મારાપર જે પડશે તે આ જન્મે વેઠી લઇ
હવે પછી હું એવું વેઠવા માગતી નથી."

મેં તેને કહ્યું: "દુઃખોમાંથી પસાર થઇને આપણે જે મુક્તિ મે
વીએ છીએ તે દુઃખ કરતાં મહાન હોય છે."

"તેમ પુરૂષો માટે હશે. સ્વતંત્રતા તમારે માટે છે. અમે સ્ત્રી
બીજાને પણ બંધનમાં રાખીએ છીએ. અમને બંધનમાંજ આનંદ જણ
છે. દિયરજી ! તમે અમારા પંઝામાંથી છૂટવાના નથી હો ! જો તમારે ઉં
ઉડવું હોય તો અમને સાથે લઇ ઉડવું પડશે. અમે પાછળ પડી રહેવા
નથી. એથીજ મેં આ બધો સામાન બાંધી લીધો છે. તમને હું સહેલા
થી ભાગી જવા દઉં એવી નથી હો !"

"તમારા શબ્દોનો મર્મ હું સમજું છું. ભાભી !—" મે કહ્
"અમે તમારો બોજો ઉપાડી જવા માટે ફરિયાદ કરતા નથી એ
કારણ એ છે કે તમે તે માટે અમને બહુ સારો બદલો આપો છો."

"નહિ. તમે અમારો બોજો ઉપાડો છો કેમકે તે નાની ના
વસ્તુઓનો છે. જે વસ્તુ છોડી જવાનો તમને વિચાર આવે કે તર
અમ કહીએ છીએ: 'અરે ! જુઓ તો ખરા ! કેટલું હલકું છે !' બ
ખલાસ. એવી અનેક હલકી ચીજોનો ભારી બોજો તમે ઉપાડવા
ટેવાઇ ગયલા છો...બોલો હવે, કઇ ગાડીમાં જવું છે ?"

"રાતે સાડા અગીઆરે ગાડી ઉપડે છે. હજુ બહુ વખત છે."

"ઠીક ત્યારે. મહેરબાની કરી આજે જરા ડાહ્યા થઇ જાઓ
બપોરે જરા આરામ લઇ લો. તમને ગાડીમાં ઉંઘ આવતી નથી. ત
કેટલા બધા નખાઇ ગયા છો. ચાલો, પહેલા નાહી લો..."

અમે ન્હાવાના ઓરડા તરફ ગયાં એવામાં દાસી ખેમા આવી. મ
જોઇ તેણે શરમથી ઘુંઘટો તાણ્યો અને ધીમે સ્વરે મારી ભાભીને કહ્યું:

"પોલિસ ઇન્સપેકટર એક કેદીને લઇ આવ્યો છે ને તે મહારાજા
મળવા માગે છે."

"તે મહારાજા કંઇ ચોર કે લૂંટારા છે કે એમ પોલિસ વારંવ
તેમને બોલાવવા આવે છે ?" મારી ભાભીનો મિજાજ ગયો: "
પોલિસ ઇન્સપેકટરને કહે કે મહારાજા સ્નાન કરે છે."

"ભાભી ! શું છે તે જોઇ આવું. કદાચ અગત્યનું કામ હશે."

"નહિ. નહિ." મારી ભાભી બોલી:

"નાની રાણીએ ગઇ રાતે ઢગલાબંધ ઘુઘરા બનાવેલા છે. હું તેમાંના થોડાક ઇન્સપેક્ટરને માટે મોકલું છું એટલામાં તમે સ્નાન કરી લો ..." એમ કહી તેણે મને ઓરડામાં ધકેલી દીધો ને દ્વાર બંધ કરી લીધાં.

આ જુલમની સામે થવાની મારામાં શક્તિ નથી. આવા જુલમો ખમવાનો લ્હાવો પણ કોઇને જવલ્લેજ મળે છે! ઇન્સપેક્ટર ઘુઘરા ખાતો ભલે બેસી રહે! કામ તો રોજનુંજ છે; પણ આવો પ્રેમાળ જુલમ કંઇ રોજ થાય છે?

થોડાક દિવસથી પોલિસ ભારી ધાંધલ મચાવી રહી છે. દરરોજ મારી ઓફિસમાં એકાદ નિર્દોષ માણસને તે પકડી લાવે છે. આજે પણ કોઇ હતભાગી માણસ તેના પંઝામાં સપડાયો હશે. ઇન્સપેક્ટર એકલોજ ઘુઘરા ખાય એ કયાંનો ન્યાય! નહિ. એવો અન્યાય ન થવો જોઇએ. તેના સાથીને પણ ઘુઘરા ખાવાનો હક્ક છે. મેં જોસથી બારણાં ખખડાવ્યાં.

"તમે ગાંડા થઇ ગયા હો તો જરા મગજપર ઠંડું પાણી નાખો." મારી ભાભી બહારથી બોલી.

"ભાભી! હું ગાંડો થયો નથી. હું એમ કહેવા માગું છું કે એ માણસ માટે ઘુઘરા મોકલજો. ઇન્સપેક્ટર કરતાં તેનો સાથી ઘુઘરા ખાવાને વધુ લાયક હશે. તેને માટે થોડા વધુ ઘુઘરા મોકલજો..."

મેં ઉતાવળમાં સ્નાન પૂરું કર્યું. બહાર આવ્યો ત્યારે વિમલાને મેં આંગણામાં*જમીનપર બેઠેલી જોઇ. મારી અભિમાની, આવેશભરી, દેશાભિમાની વિમલા તે આજ?

મારે આંગણે આમ બેસી તે શાની યાચના કરે છે? હું તેની નજીક ઉભો રહ્યો ત્યારે તે ઉભી થઇ, નેત્ર નીચાં ઢાળી બોલી:

"હું તમારી સાથે બે બોલ બોલવા માગું છું."

"ત્યારે અંદર ચાલ..."

"પણ તમે કોઇ ખાસ કામે જાઓ છો?"

"હા. પણ જવા દે તે. આપણે વાત કરીએ..."

"નહિ. પહેલાં તમારૂં કામ પૂરૂં કરી આવો. તમે જમ્યા પછી આપણે વાત કરીશું"

હું બેઠકખાનામાં ગયો ત્યારે ઘુઘરાની રકાબી ખાલી કરી ઇન્સપેક્ટર બેઠો હતો. તેનો સાથી હજુ ઘુઘરા ઉડાવવામાંજ મશગુલ હતો.

"આહ! અમુલ્ય! તમે!—" મેં અજાયબીથી બુમ પાડી.

* ખુલ્લી જમીનપર બેસવું એ શોકની—નમ્રતાની નિશાની ગણાય છે.

"હા. મહારાજા ! હું..." ધ્રુસકાથી ભરેલા મ્હોડે તે બોલ્યો: "મને આજે અહિં બીજબાની મળી...જો તમે રજા આપો તો બાકીના ઘુઘરા હું બાંધી લઉં..." એમ કહી તે પોતાના રૂમાલમાં ઘુઘરા બાંધવા લાગ્યો.

"શું છે ?" મેં પોલિસ ઇન્સપેકટરને પૂછ્યું. તે હસીને બોલ્યો: "આ ચોરીનું કોકડું ઉકેલાતું નથી મહારાજ ! ઉલટું એ કોકડું વધુ ને વધુ ગુંચવાતું જાય છે." એમ કહી તેણે એક બંડલ ખોલ્યું. તેમાં નોટો હતી.

"મહારાજા ! આ તમારા છ હજાર રૂપિયા..."

"એ કયાંથી મળ્યા ?"

"અમૂલ્ય બાબુ પાસેથી. ગઇ સાંજે ચકુ ખાતેની આપની ઓફિસના કારભારી કને જઇ એમણે કહ્યું કે પૈસા મળી ગયા છે. પૈસા લૂંટાયા તેના કરતાં પણ તે પાછા મળેલા સાંભળીને કારભારી વધુ આભો બની ગયો. તેને પોતાનાપર શક આવવાનો ભય લાગ્યો તેથી તેણે અમૂલ્ય બાબુને કંઇક ભોજન આપવાને બ્હાને રોકી રાખ્યા અને પોતે સીધો પોલિસ ઓફિસમાં ખબર આપવા આવ્યો. હું એકદમ તેની સાથે ગયો, અમૂલ્ય બાબુને પરહેજ કર્યા અને આજે સ્હવારથી હું એમની સાથે માથું ફોડી રહ્યો છું પણ એ પૈસા કયાંથી મળ્યા તે એ કહેતા નથી. મેં એમને ચેતાવી દીધા કે જ્યાં સુધી ખુલાસો નહિ મળે ત્યાં સુધી તેમને કેદમાં રાખવામાં આવશે. ત્યારે એમણે કહ્યું કે 'જો એમ બનશે તો મારે જૂઠું બોલવું પડશે.' મેં કહ્યું: 'ભલે, જૂઠું બોલો' ત્યારે એમણે કહ્યું કે ઝાડ નીચેથી પૈસા મળી આવ્યા. હું હસ્યો. એ કાંઇ જવાબ નથી. ને ઝાડ કયાં છે? ત્યાં પૈસા કેવી રીતે આવ્યા ? કોણે સંતાડયા ? એમને એ વાતની કેમ ખબર પડી ? આ બધા સવાલોના જવાબમાં એમણે કહ્યું કે 'તમે ચિંતા ન કરો. એ બધું શોધી કાઢવા માટે બહુ વખત છે.'"

"પણ ઇન્સપેકટર ! અમૂલ્ય બાબુ જેવા માનવંત ગૃહસ્થને તમે શા માટે હેરાન કરો છો ?"

"એમને હેરાન કરવાની મારી ઇચ્છા નથી." ઇન્સપેકટર બોલ્યો: 'એ ભલા ગૃહસ્થ છે એટલુંજ નહિ પણ મારા મિત્ર નિવારણ બાબુના પુત્ર છે. મહારાજા ! જુઓ, હવે ખરેખર શું બન્યું હશે તે હું આપને કહું. અમૂલ્ય બાબુ ચોરને ઓળખે છે પણ પોતાનાપર બધું વ્હોરી લઇ તે ચોરને બચાવવા માગે છે. એવા પરાક્રમ કરવાનો એમને શોખ છે..." અમૂલ્ય તરફ ફરી ઇન્સપેકટર બોલ્યો: "જુઓ ભાઇ ! હું પણ એકવાર અઢાર વર્ષનો હતો અને રિપન કોલેજનો વિદ્યાર્થી હતો. એક પોલિસ કોન્સ્ટેબલના હાથમાંથી એક ગાડીવાળાને બચાવવા માટે એકવાર હું પણ

જેલમાં ગયો હતો......મહારાજા! સાચો ચોર કદાચ છટકી જશે પણ આ બધાના મૂલમાં કોણ છે તે હું આપને જણાવું?"

"કોણ છે?"

"કારભારી અને ચોકીદાર કાસમ."

ઇન્સપેકટરે પોતાને મનભાવતી દલીલોથી કાસમ ને કારભારીને ગુનેહગાર ઠરાવવાનો પ્રયત્ન કર્યો. તે ગયા પછી મેં અમૂલ્યને કહ્યું:

"તમે જો મને ચોરનું નામ જણાવશો તો હું તમને વચન આપું છું કે તેનો કોઇ વાંકો વાળ કરી શકશે નહિ."

"હુંજ ચોર છું."

"એ કેમ બને? તો પછી હથિયારબંધ ટોળીનું શું?"

"હું એકલોજ હતો. બીજું કોઇ નહિ."

અમૂલ્યે મને જે વાત કરી તે ખરેખર અજાયબ જેવી હતી. કારભારી વાળુ કરીને વરંડામાં મ્હો ધોતો હતો. તે સ્થલે થોડુંક અંધારૂં હતું. અમૂલ્યના બન્ને ગજવામાં રીવોલ્વરો હતી. એકમાં ખાલી કારટ્રીજો ભરી હતી અને બીજીમાં ગોળીઓ હતી. તેણે મ્હોપર બુરખો બાંધ્યો હતો. વીજળીની બત્તી વડે કારભારીના ગ્હોપર પ્રકાશ ફેંકી તેણે એક ખાલી બાર કર્યો. તે બેભાન થઇ ગયો. કેટલાક ચોકીદારો અવાજ સાંભળી દોડી આવ્યા. અમૂલ્યે બીજો ખાલી બાર કર્યો અને તેઓ નાસી ગયા. પછી કાસમ હાથમાં ડાંગ ફેરવતો આવ્યો. આ વખતે અમૂલ્યે ગોળી છોડીને કાસમને પગમાં જખમી કર્યો. આ વખતે ભયથી બેભાન થયલો કારભારી ભાનમાં આવ્યો. અમૂલ્યે તેને તિજોરી ખોલી ૭ હજાર રૂપિયા આપવાનો હુકમ કર્યો. પૈસા લઇ તબેલામાંના એક ઘોડાપર સવાર થઇ તે પલાયન થઇ ગયો. બે ત્રણ માઇલપર ઘોડાને છોડી દઇ તે સીધો અહિં આવ્યો.

"આમ કરવાનું કારણ અમૂલ્ય?"

"બહુ ગંભીર કારણ હતું. મહારાજા!"

"તે મને કહી શકશો?"

"જેની આજ્ઞાથી મેં આ કામ કર્યું હતું તેને અહિં આવવા દો. તેની હાજરીમાં હું મારી છાતી ખુલ્લી કરીશ."

"તે કોણ?"

"મારી બહેન—નાની રાણી."

મેં વિમલાને બોલાવી. તે ઉઘાડે પગે, માથાપર સફેદ શાલ ઓઢી ધ્રુજતી ધ્રુજતી આવી. મેં વિમલાને કદિપણ આવી ન્હોતી જોઇ. જાણે તે પ્રભાતના પ્રકાશમાં વીંટાઇ ગઇ હોયની એવી લાગી!

અમૂલ્યે તેને વંદન કરી તેની ચરણરજ લીધી. પછી ઉભો થઇ તે બોલ્યો:

" બહેન ! તારી આજ્ઞા પાળીને આવ્યો છું. મેં છ હજાર રૂપિયા પાછા આપી દીધા છે. "

" તેં મને મોતમાંથી બચાવી, મારા નાના ભાઇ ! " વિમલા બોલી. " તારી પવિત્ર મૂર્તિના સ્મરણને પ્રતાપે હું એક પણ અસત્ય શબ્દ બોલ્યો નથી. તારે ચરણે મેં વંદેમાતરમનો મંત્ર ફેંકી દીધો છે. બહેન ! હું મહેલમાં આવ્યો કે તરત મને તારો પ્રસાદ પણ મળી ગયો. "

વિમલા છેલ્લા શબ્દોનો અર્થ નહિ સમજવાથી શૂન્ય નજરે જોઇ રહી. અમૂલ્યે રૂમાલમાં બાંધેલા ઘુઘરા બહાર કાઢી કહ્યું:

" હું બધા ઘુઘરા ખાઇ ગયો નથી. તું આવે પછી ખાવા માટે મેં થોડાક ઘુઘરા રાખી મૂકયા છે. "

મને લાગ્યું કે અહિ મારૂં કામ નથી. તેથી હું ઓરડામાંથી બહાર ગયો. હું શુષ્ક ઉપદેશકજ છું. ઉપદેશમાંજ મારી મઝા છે તેથી મારી કાઠડી બાળી નાખવામાં આવી હતી ને તે સાથે મારાં દુઃખો પણ બળીને ભસ્મ થઇ ગયાં હતાં. મૃત્યુને માર્ગેથી એક પણ આત્માને પાછો વાળવાને હું વિજયી થયો ન્હોતો. જેમનામાં એ શક્તિ છે તેઓ ફક્ત એકજ ઇસારાથી તેમાં વિજય મેળવે છે. મારા શબ્દોમાં તે અકથનીય ભાવ નથી. હું જીવંત અગ્નિ નથી—બુઝાઇ ગયેલો કાળો કોલસો છું. મારી જીવન કથા સિદ્ધ કરે છે કે હું જ્યોતિ ઝગાવી શકતો નથી.

## ૧૬

ધીમે પગલે હું ઝનાનામાં ગયો. મોટી રાણીનો ઓરડો મને આકર્ષી રહ્યો હતો. આજે મને એવી લાગણી થતી હતી કે હું સત્ય જીવનનો કંઇક અનુભવ લઇ રહ્યો છું. જીવનની કોઇક નિરાળી વીણાના તાર મારા હૃદયને ઝણઝણાવી રહ્યા હતા. પોતાનાજ જીવનમાં આખી દુનિયા સમાવી દેવાથી મનુષ્ય પોતાની જાતને ઓળખી શકતો નથી—તેને તે ઓળખવાને બહાર જવું પડે છે.

મારી ભાભીના ઓરડાની સામેથી પસાર થતાં તે મારી પાસે આવી બોલી: " મને લાગતું તું કે તમે મોડા આવશો. ચાલો, તમને આવતા જોઇને મેં ભોજન પીરસાવી રાખ્યું છે. જમી લો. "

" પહેલાં આપણે તમારા પૈસા કાઢી સાથે લઇ જવા માટે પેટીમાં મૂકી દઇએ. "

મારા ઓરડા તરફ જતાં માર્ગમાં મારી ભાભીએ પૂછ્યું કે પોલિસ ઇન્સપેકટરે ચોરીનો કાંઇ પત્તો મેળવ્યો છે કે નહિ. છ હજાર રૂપિયા કેવી રીતે પાછા આવ્યા તેનો વિગતવાર અહેવાલ તેને કહેવાની મને ઇચ્છા થઇ નહિ તેથી મેં ઉડાવનારો જવાબ આપ્યો:

" અરે ! એ લોકો નકામી ધાંધલ કરી રહ્યા છે ! "

મારા ડ્રેસીંગ રૂમમાં જઇ મેં ચાવીનો ઝુમખો કાઢયો તો તેમાં તિજોરીની ચાવી જણાઇ નહિ. હું પણ કેવો ભાનભૂલ્યો માણુસ છું ! સ્હવારે મેં અનેક પેટીઓ ને કબાટો ખોલી હતી પણ તિજોરીની ચાવી ઝુમખામાં ન્હોતી તેનો મને ખ્યાલ શુદ્ધાં ન્હોતો આવ્યો.

" તિજોરીની ચાવી કયાં ગઇ ? "

મેં એક પછી એક ખીસા ખોળવા માંડયા પણ કાંઇ વળ્યું નહિ. દરેક જગ્યા મેં ફરી ફરીને તપાસી જોઇ પણ ચાવી મળી નહિ. અમને બન્નેને વિચાર આવ્યો કે ચાવી ગેરવલ્લે ગઇ નથી પણ કોઇએ ઝુમખા માંથી કાઢી લીધી છે. કોણે લીધી હશે ? મારા ઓરડામાં બીજું કોણ આવ્યું હશે ?

" ચિંતા ન કરો, દિયરજી !–" મારી ભાભી બોલી: " તમે પહેલા જમી લો. તમે ભૂલકણા હોવાને લીધે નાનાં રાણીએ ચાવી કાઢી લીધી હશે. "

હું બહુજ મુઝાયો. મને કહ્યા વિના વિમલા કદિપણુ તિજોરીની ચાવી લેતી ન્હોતી. આજે રસોડામાં વિમલા હાજર ન્હોતી. તે અમૂલ્યને ઘુઘરા ખવડાવવામાં ગુલતાન થઇ ગઇ હતી. મારી ભાભી વિમલાને બોલાવવા તૈયાર થઇ પણ મેં તેને તેમ કરતી અટકાવી.

હું જમી રહ્યો એટલામાં વિમલા ત્યાં આવી. મારી ભાભીની હાજરીમાં ચાવીની વાત કાઢવાની મારી ઇચ્છા ન્હોતી પણ તે તો વિમલાને જોતાંજ બોલી ઉઠી:

" તિજોરીની ચાવીની તમને ખબર છે, બહેન ? "

" હા. મારી પાસે છે. "

" મેં ન્હોતું કહ્યું દિયરજી !..." વિજયી સ્વરે મારી ભાભી બોલી: " નાનાં રાણી લૂંટારાઓની જાણે પરવાજ ન કરતાં હોયની એવો ઢોંગ કરે છે પણ બડાં પકકાં છે હો ! પાણી પહેલાં પાળ બાંધી રાખે છે..."

વિમલાના વદનપરના ભાવથી મારી નિરાશા વધવા લાગી.

" હમણાં તારી પાસેજ ચાવી રહેવા દે. હું સાંજે પૈસા કાઢી લઇશ.. " મેં કહ્યું.

" વળી તમે તમારા સ્વભાવપર ગયા દિયરજી ! હમણાંજ કાઢી લો ને ? "

" મેં કયારના કાઢી લીધા છે. " વિમલાએ કહ્યું.

હું ચકિત થઇ ગયો.

" તમે એ પૈસા કયાં મૂકયા છે ? " મારી ભાભીએ પૂછયું.

" મેં ખરચી નાખ્યા... "

"બાપરે ! આટલા બધા પૈસા શામાં ખરચી નાખ્યા ?"

વિમલાએ કંઇ જવાબ ન આપ્યો. મેં તેને વધુ કંઇ પૂછ્યું નહિ. મોટી રાણી કંઇ કટાક્ષ કરવા માગતી હોય એમ મને લાગ્યું પણ તેણે પણ વાત ઉડાવી દઇ કહ્યું:

"ચાલો, કંઇ ફીકર નહિ. હું પણ મારા પતિના પૈસા એમજ ખરચી નાખતી'તી. મને લાગતું કે તેમની પાસે પૈસા રાખવા ન જોઇએ. તે હજાર રસ્તે વાપરી નાખશે એમ ધારી હું પણ ગમે તેમ પૈસા વેરી નાખતી. તમે પણ મારાં જેવાંજ નીકળ્યાં બહેન ! દિયરજી ! તમે પુરૂષો પૈસા ઉડાવવાના અસંખ્ય રસ્તા જાણો છો પણ અમે સ્ત્રીઓ તમારા પૈસા ચોરી લઇને બચાવીએ છીએ. ચાલો હવે. તમે જરા આરામ લેવા જાઓ..."

મોટી રાણી મને મારા ઓરડામાં લઇ ગઇ પણ હું કયાં જાઉં છું તેનું મને ભાન ન્હોતું. હું બિછાનામાં પડયો. તે મારા પલંગપર બેસી વિમલા તરફ જોઇ બોલી:

"બહેન ! એક પાન આપોને...પાન નથી ? તમે તો પૂરેપૂરા મેમસાબ થઇ ગયાં હો ! જરા મારા રૂમમાંથી મગાવી લો ને ?"

"પણ હજુ તમે જમ્યાં નથી ?" મેં ચિંતા ભર્યા સ્વરે કહ્યું.

"અરે ! હું તો કયારની જમી છું." આ વાત સાવ જૂઠી હતી.

તે મારી સાથે અનેક બાબતનાં ગપ્પાં મારવા લાગી. એવામાં વિમલાને જમવા બોલાવવાને દાસી આવી.

"રાણીજી ! રસોઇ ઠંડી થઇ જશે."

"શું હજુ તમે જમ્યાં નથી ? તમે ય કેવાં છો બહેન ? ચાલો..." કહી મારી ભાભી વિમલાને રસોડામાં ખેંચી ગઇ.

છ હજાર રૂપિયાની ચોરી અને તીજોરીમાંના છ હજાર રૂપિયા વચ્ચે કંઇ સંબંધ હોવો જોઇએ એમ મને લાગ્યું પણ તેનું રહસ્ય જાણવાનું મને મન ન્હોતું. હું વિમલાને તે વિષે કંઇ પણ પૂછવાનો નથી.

પ્રભુ જીવન ઘડવાનું આપણાજ હાથમાં સોંપી દે છે કે જેથી આપણે આપણી રૂચી પ્રમાણે તેનો સુંદર ઘાટ ઘડી લઇએ. સૃષ્ટાના વિધાન પ્રમાણે મારા જીવનને ઉચ્ચતમ ધ્યેય પર લઇ જવા માટે તેને સુંદર સ્વરૂપ આપવાને મારૂં હૃદય વલખાં મારી રહ્યું છે. મારૂં આખું જીવન મેં એ પ્રયાસમાંજ ગાળ્યું છે. મેં મારી વાસનાઓ કેવી સખ્તાઇથી મારી નાખી હતી, દરેક ડગલે મેં કેવો તાપસી સંયમ જાળવ્યો હતો તે મારો અંતરાત્માજ જાણે છે.

મુશ્કેલી એ છે કે મનુષ્યનું આખુંય જીવન તેનું પોતાનું નથી. તેણે પોતાના પ્રિયજનોની સહાયથી તે ઘડવું જોઇએ; નહિ તો તે

તેમાં નિષ્ફળ થાય છે. આથી હું મારૂં જીવન ઘડવામાં વિમલાને સાથે લેવાનો નિરંતર પ્રયાસ કરી રહ્યો હતો. મેં તેના પર આત્માનો પ્રેમ ઢોળી દીધો હતો. અને તેને બસે હું તેને છેવટે જીતીજ લઇશ એવી મારી દઢ માન્યતા હતી.

જેઓ પોતાનું જીવન ઘડવામાં પોતાના પ્રિયકરોને સરલ અને સ્વાભાવિક રીતે ખેંચી લે છે તેઓનો વર્ગ જૂદોજ છે. હું બીજાજ પ્રકારનો છું. મારામાં ચેતનનો તણખો છે પણ હું બીજામાં ચેતન રેડી શકતો નથી. જેમને મેં મારૂ સર્વસ્વ અર્પણ કરી દીધું છે તેમણે મારૂં સર્વસ્વ લઇ લીધું છે પણ મને–મારા અંતરાત્માને કોઇ લઇ શકયું નથી.

મારી કસોટી કારમી છે. જ્યારે મને સાથીની અત્યંત જરૂર છે ત્યારે હું એકલો પડી ગયો છું. છતાં હું પ્રતિજ્ઞા લઉં છું કે આ વિકટ કસોટીમાં પણ હું વિજયી થઇશ. જીવન પ્રવાસના અંત સુધી કાંટાળા માર્ગે હું એકલો આગળ વધીશ ...

મને શંકા ઉપજે છે કે મારામાં પણ કંઇક જુલમનો અંશ છે. મારી ઇચ્છા વિમલને મારી દેવીનું પૂર્ણ સ્વરૂપ આપવાની હતી અને એ ઇચ્છામાં સુક્ષ્મ જૂલમ હતો. મનુષ્યનું જીવન કુંભારની માટીની પેઠે ઘાટ ઘડવા માટે સરજાયું નથી. જીંદગીને ફક્ત સ્થુલ પદાર્થ માની લઇ તેના મનગમતા ઘાટ ઘડવા જતાં વિકૃતિજ જન્મે છે.

અજાણતાં હું જે સુક્ષ્મ જૂલમ ગુજારી રહ્યો હતો તેથી અમારાં જીગર જૂદાં પડતાં જાય છે તેનું મને ભાન થયું ન્હોતું. ઉપરના મારા દબાણથી પોતાની સપાટી ન મળવાથી વિમલાની જીંદગીને નીચલી તળેટીનો આશરો લેવાની ફરજ પડી હતી. તેને છ હજાર રૂપિયા ચોરવા પડયા કેમકે તે સ્પષ્ટ રીતે મારી પાસે છ હજાર રૂપિયા માગી શકી નહિ. તે જાણતી હતી કે કેટલીક બાબતમાં હું મેરૂ જેવો અચલ અને એકતંત્રી શાસક જેવો આપખુદ હતો.

મારા જેવા એકજ વિચાર–એકજ આદર્શવાળા માણસોને એવા સ્વભાવના માણસો સાથેજ બને છે. જેઓ અમારી સાથે સંમત થતા નથી તેઓ અમને છેતરીને અમારી સાથે રહી શકે છે. અમારા અંતરમાં રહેલી હઠીલાઇ સાદામાં સાદા જીવનને જૂલમી બનાવી દે છે અને એક સાથી ઘડવાના તાનમાં અમે પત્નીને ગમાડીએ છીએ.

પુનઃ હું જીવનના આરંભમાં ન જઇ શકું ? જો તેમ થાય તો હું હવે સરલ માર્ગેજ પ્રવાસ કરીશ. હું મારી જીવન સખીની જીંદગી મારા વિચારોથી જકડી લઇશ નહિ પણ મારા પ્રેમની મધુર બંસરી બજાવતો

કહીશ: ' વ્હાલી ! તું મને ચાહે છે ? તો તારા પ્રેમમાં તું તારો વિકાસ કર. મારા વિચારો મારી પાસે રહ્યા. પ્રભુની ભાવના ફલિત કર અને પ્રભુ શું વાંછે છે તે તો તું જાણે છે. "

પણ અમારાં અનેક મતભેદોથી જે ઘા છતો થઇ ગયો છે તે કુદરતના મરહમથી પણ રૂઝાશે ખરો ? જે પડની નીચેથીજ કુદરતની મૌન શક્તિ કાર્ય કરી શકે છે તે પડ તો અમે તોડી નાખ્યું છે. એ જખમપર પાટો બાંધવો જોઇએ. શું અમે અમારા જખમપર પ્રેમનો પાટો બાંધી ન શકીએ કે જેથી એવો ય દિન આવે કે જ્યારે જખમનું નામ નિશાન પણ ન દેખાય ? જાગ્યા ત્યાંથી સ્હવાર ગણવાનીજ જરૂર નથી ? આટલો બધો વખત અમે ભ્રમણામા ગોથાં ખાધાં. હવે સમાધાનીપર આવવાનો— એકમેકને ઓળખી લેવાનો વખત આવી લાગ્યો છે. અમારાં હૃદયની સાચી પીછાન થતાં કેટલો સમય લાગશે ?...પણ અમારા જીગરના જખમ વખત જતાં રૂઝાઈ જાય તોપણ શું ? તેથી જેનો નાશ થયો છે તે કાંઇ પાછું આવવાનું છે ?

બારણા પાસેથી સહેજ અવાજ મને સંભળાયો. મેં પાછું ફરી જોયું તો વિમલા પાછી જતી જણાઇ. અંદર આવવું કે નહિ તેના વિચારમાં તે દ્વાર સમીપ થોડીકવાર ઉભી રહી હતી અને છેવટે પાછા જવાના નિશ્ચયપર આવી હતી. હું એકદમ દ્વાર આગળ જઇ બોલ્યો:

" વિમલ ! "

તે ઉભી રહી. મારા તરફ તેની પીઠ હતી. હું તેની પાસે જઇ તેનો હાથ ઝાલી ઓરડામાં આવ્યો. તરતજ એક ઉશીકાપર મ્હો મૂકી તે છાતીફાટ રડવા લાગી. હું કંઇજ બોલ્યો નહિ. તેનો હાથ પકડી તેના માથા પાસે ગુપચુપ બેસી રહ્યો.

રૂદનનો ઉભરો ખાલી કર્યા પછી તે ઉભી થઇ. મેં તેને છાતી સરસી ચાંપવાનો પ્રયાસ કર્યો પણ તે એકદમ મારે ચરણે પડી મને વારંવાર નમન કરવા લાગી. મેં તરત મારા પગ ખેંચી લીધા. તેણે જોસથી મારા પગ પકડી રાખી ગદ્દગદ કંઠે કહ્યું: " નહિ. નહિ. કૃપા કરી એમ ન કરો. મને પુજા કરવા દો—"

હું સ્થિર ઉભો રહ્યો. તેને અટકાવનાર હું કોણ ?

## વિમલાની આત્મકથા.

### ૨૩

પ્રેમ સરિતા અને ભક્તિ સાગરના સંગમપર જવાનો સુખદ કાલ આવી પહોંચ્યો છે. એ પવિત્ર સંગમ સ્થાને સર્વ અપવિત્રતાનો નાશ થાય છે.

હું હવે મારાથી કે કોઇથી પણ બ્હીતી નથી. હું અગ્નિમાંથી શુદ્ધ થઇ બહાર આવી છું. બળવાનું હતું તે બળીને ખાખ થઇ ગયું છે.

જે બાકી રહ્યું છે તે અમર–અનંત તત્વ છે. મેં મારૂં જીવન તેમને ચરણે સમર્પી દીધું છે અને તેમણે પોતાનાં અનંત દુઃખમાં મારાં પાપ ભેળી નાખ્યાં છે.

આજે રાતે અમે કલકત્તા જઇએ છીએ. મારી આંતર વેદનાથી હું મારો સરસામાન બાંધી શકી ન્હોતી. હવે હું બધી તૈયારી કરવા માંડું.

થોડીવારમાં મારા પતિ આવ્યા અને મને સામાન બાંધવામાં મદદ કરવા લાગ્યા.

" જાઓ. તમે મને ઉંઘી જવાનું વચન આપ્યું છે તે ભૂલી ગયા ! "

" મેં વચન આપ્યું હશે પણ મારી ઉંઘે વચન આપ્યું ન્હોતું. મને ઉંઘ આવતીજ નથી. "

" નહિ. નહિ. એ બધાં બ્હાનાં ! થોડીવાર પણ સૂઇ જાઓ..."

" પણ આ બધું તું એકલી શી રીતે કરી શકીશ ? "

" હું એકલીજ કરી લઇશ. "

" ભલે. તું મારા વિના ચલાવી શકતી હોય તો ભલે. પણ મને તારા વિના ચાલતું નથી. તારા વિના પેલા ઓરડામાં ઉંઘ પણ મારી પાસે આવવાની ના પાડે છે. " તે સ્મિત કરીને બોલ્યા.

એવામાં એક નોકરે આવીને સંદીપ બાબુના આગમનની ખબર આપી. સંદીપ કોને મળવા માગે છે તે જાણવાની મને પરવા ન્હોતી. લજામણીના પુષ્પની પેઠે સંદીપને જોઇને જાણે આકાશપરની જ્યોતિ પણ ઝાંખી પડી ગઇ હોયની એવો મને ભાસ થયો.

" ચાલ, વિમલ !—" મારા પતિ બોલ્યા: " સંદીપ શું કહેવા આવ્યો છે તે તો જાણી લઇએ. વિદાય થયા પછી તે પાછો આવ્યો છે એટલે કંઇ ખાસ કારણ હોવું જોઇએ. "

હું ગઇ. મારા પતિની સાથે ગઇ. હવે એકલાં રહેવાની મને હોંસ રહી નથી. તેમનો થોડીવારનો વિજોગ પણ મને અસહ્ય થઇ પડત તેથી હું તેમની સાથે ગઇ. સંદીપ દિવાલપરનું એક ચિત્ર જોઇ રહ્યો હતો. અમે દિવાનખાનામાં જતાંજ તે બોલ્યો:

" હું પાછો આવ્યો તેથી તમે અજબ થયાં હશો પણ તમને ખબર તો હશે કે બધી ક્રિયાઓ પૂરી થયા વિના ભૂત જતો નથી. " આટલું કહી તેણે ગજવામાંથી રૂમાલમાં બાંધેલું એક પોટલું કાઢી ટેબલ પર મૂકયું. તે છોડતાંજ તેમાં પેલી ગીનીઓ જણાઇ.

" નિખિલ ! તમે ભળતોજ અર્થ ન કરતા. તમારી મૈત્રીથી હું અચાનક પ્રમાણિક થઇ ગયો છું એમ માની ન લેતા. અધર્મી માર્ગે મેળવેલા પૈસા પશ્ચાતાપથી ડંખતા હૃદયે પાછો આપવા આવું એવો માણસ હું નથી. પણ..."

તેણે વાક્ય અધૂરૂંજ રાખ્યું. થોડીવાર પછી મારા પતિ તરફ જોઇને તેણે મને કહ્યું:

" મધુરાણી ! આખરે મારા આજસુધીના અલિપ્ત જીગરમાં પશ્ચાતાપનો ભૂત દાખલ થયો છે. દરરોજ રાતે પહેલી ઉંઘ પછી એ ભૂત મને પીડવા લાગવાથી એ ખાલી ભ્રમણાજ છે એમ હું માની શકતો નથી. પોતાનું લ્હેણું લીધા વિના તે મને પણ છોડે એમ નથી. તેથી હું હવે મારી મૂલ સ્થિતિ પ્રાપ્ત કરવા આવ્યો છું. દેવી ! આખા જગતમાં ફક્ત તમેજ એકલાં મને જીતવાની શક્તિ ધરાવો છો. હું તમારી કોઇપણ વસ્તુ લઇ શકતો નથી. જ્યાંસુધી હું ત્યાગી ન થાઉં ત્યાંસુધી હું તમને છોડી શકવાનો નથી; માટે લો–આ રત્નો પાછાં લો..."

તેજ સમયે તેણે પોતાના ખીસામાંથી રત્નોની પેટી કાઢી નીચે મૂકી અને પછી તરતજ ત્યાંથી ચાલી ગયો.

" સંદીપ !..." મારા પતિએ બૂમ પાડી.

" મને હવે ફુરસદ નથી નિખિલ !–" સંદીપ દ્વાર પાસે જરાવાર ઉભો રહી બોલ્યો " મુસલમાનો મને અણમોલ રત્ન સમજીને કબ્રસ્તાનમાં દાટવા માગે છે. પણ મને લાગે છે કે હજુ મારે જીવવું છે. ટ્રેનને ફક્ત પચીસ મિનિટની વાર છે. તેથી હમણાં તો મારે જવુંજ જોઇએ. પ્રસંગ મળશે તો કોઇ વાર આપણે મળીશું. જો મારી સલાહ માનો તો તમે પણ ગમે ત્યાં ચાલ્યા જાઓ. બસ. પ્રણામ ! મધુરાણી ! મરૂભૂમિના મહારાણી ! પ્રણામ !..."

સંદીપ દોડતો દોડતો ચાલી ગયો. હું તો અચેત જેવી ઉભી રહી. આ ગીની, આ રત્નો કેટલાં નમાલાં છે તેનું આવું ભાન મને પૂર્વે કદિપણ થયું ન્હોતું ! થોડીવાર પહેલાં શું લેવું ને શું ન લેવું તેના વિચારથી હું મુઝાઇ રહી હતી. હવે મને લાગ્યું કે કંઇજ લેવાની જરૂર નથી. કલકત્તા જવું એજ બીના મને જરૂરની જણાઇ.

મારા પતિ ખુરશીપરથી ઉઠી મારી પાસે આવી મારો હાથ પકડી બોલ્યા: " ચાલ, વ્હાલી ! હવે મોડું થાય છે. આપણે હજુ મુસાફરીની તૈયારી કરવાની છે. "

આ વખતે ચંદ્રનાથ બાબુ અચાનક અંદર આવ્યા. અમને બન્નેને જોઇ તે જરા અચકયા. તેમણે કહ્યું:

" માફ કરજો મૈયા !....નિખિલ ! મુસલમાનો વિફર્યા છે. તેઓ હરિષ કુંદુનો ખજાનો લૂંટી રહ્યા છે. તેની મને વધુ પરવા નથી પણ અફસોસની વાત એ છે કે તેઓ તેના કુટુંબની સ્ત્રીઓની લાજ લૂંટી રહ્યા છે..."

" ચાલો–હું આવું છું ... " મારા પતિ બોલ્યા.

"તમે શું કરશો ?" મેં તેમનો હાથ પકડી કરૂણ સ્વરે કહ્યું: "ઓ મહારાજ! ..." મેં તેમના ગુરૂજીને વિનંતી કરી: "તમે એમને નહિ અટકાવો ?"

"બહેન! એવો વિચાર કરવાનો આ વખત નથી."

"ગભરાતી ના, વિમલ! ..." આટલું કહી તે મને છોડી ગયા.

હું બારી પાસે જઇ ઉભી. મારા પતિ અશ્વપર સવાર થઇ એક પણ શસ્ત્ર લીધા વિના પોતાનું કર્ત્તવ્ય બજાવવા ઉપડી ગયા.

બીજી પલે મોટી રાણી આવીને બોલી:

"અરે! બહેન! તમે આ શું કર્યું ? તમે એમને કેમ જવા દીધા ? ... દિવાનને બોલાવ ..." તેણે નોકરને આજ્ઞા કરી.

રાણીઓ દિવાનને કદિપણ મ્હો બતાવતી નહિ પણ મોટી રાણીને આજે કોઇ પણ વિચાર કરવાનું ભાન ન્હોતું.

"મહારાજાને પાછા લઇ આવવા માટે એકદમ એક ઘોડેસ્વાર દોડાવો ..." દિવાન આવતાંવાર મોટી રાણી બોલી.

"રાણીમાતા! મહારાજાને અમે બહુ વિનવ્યા પણ તેમણે પાછા ફરવાની સાફ ના પાડી..."દિવાને જવાબ આપ્યો.

"એમને કહેવડાવો કે મોટી રાણી મોતની અણીપર છે. છેલ્લી ઘડીએ તમને મળવા ચાહે છે...જાઓ ઉતાવળ કરો..."

દિવાન ગયા પછી મોટી રાણી મારા તરફ ફરી. તેના ક્રોધની સીમા ન્હોતી. તે બોલી:

"અરે અભાગણી! તું મરતી નથી પણ એમને મારી નાખવા માગે છે!..."

દિવસનો પ્રકાશ ઉડવા લાગ્યો. સૂર્ય અસ્ત પામ્યો. આજે પણ સૂર્યાસ્તના વિધવિધ રંગો મારી નજરે પડયા. અસ્તાચલમાં ડૂબવાની અણીપર આવેલા સૂર્યના લાલ ગોળાની આસપાસ આવેલી બે વાદળીઓથી તે બે મોટી પાંખવાળા પક્ષી જેવો લાગતો હતો. આ ભયંકર દિવસ રાત્રીનો મહાસાગર તરી જવા માટે નાસી જતો હતો એમ મને લાગ્યું.

ધીમે ધીમે અંધારૂં થવા લાગ્યું. દૂર લાગેલી આગના ભડકાની પેઠે અંધકારમાં વારંવાર દૂરથી આવતી બૂમાબૂમનો પ્રતિધ્વનિ સંભળાવા લાગ્યો.

દેવળમાં સંધ્યાની આરતીનો ઘંટ વાગવા લાગ્યો. મોટી રાણી હાથ જોડીને મૌન પ્રાર્થના કરતી હતી. હું પણ બારી પાસેથી ખસી શકી નહિ. રસ્તાઓ પર તથા દૂર વૃક્ષોની ઘટાઓમાં ગંભીરતા છવાઇ હતી. અમારા સરોવરનું જલ આંધળાની આંખની પેઠે આકાશ તરફ ભાવહીન નજર ફેંકી રહ્યું હતું. ડાબી

બાજુએ આવેલો મિનારો દૂર શું થતું હતું તે જોવા માટે જાણે આંખ તાણી રહ્યો હોયની એવો મને ભાસ થયો.

રાતના સહેજ અવાજ થતાં ગમે તેવા ભયંકર ભાવ મનમાં ખડા થાય છે. સહેજ બારણું ખખડતાં જાણે ચકિત વિશ્વનું હૃદયજ ધડક્યું હોયની એમ લાગે છે.

ઝાડની ડાળીઓમાંથી આમતેમ દોડતી મશાલોનો પ્રકાશ વારંવાર દેખાવા લાગ્યો. અશ્વોના હણહણાટ અને તેમનાં પગલાંના અવાજ સંભળાઇ રહ્યા. અમારા મહેલમાંથીજ આ સવારો જતા હતા.

જો હું મરી જાઉં તો આ બધી વેદનાનો અંત આવી જાય એમ મને લાગ્યું, જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી મારાં પાપો આમ તેમ રખડતા ફરશે અને જ્યાં ત્યાં પ્રલયની હોળી સળગાવશે. અચાનક મારી પીસ્તોલનું મને સ્મરણ થયું પણ મારા ચરણોએ બારી આગળથી ખસવાની ના પાડી.

ઘડીઆળમાં દશના ટકોરા થયા. થોડીવારમાં દૂર મશાલોનો પ્રકાશ જણાયો અને લોકોનું મોટું ટોળું મહેલ તરફ આવતું નજરે પડયું.

આ અવાજ સાંભળી દિવાન દરવાજા પાસે જઇ પહોંચ્યો. તરત એક સવાર મારતે ઘોડે ત્યાં આવ્યો.

"શું થયું જાટ ?"

"માઠું થયું સાહેબ !..."

બારીમાંથી આ શબ્દો મને સ્પષ્ટ સંભળાયા. પછી કંઇક વાત ગઇ તે હું સાંભળી શકી નહિ.

થોડીવારમાં એક પાલખી આવી. પાલખીની બાજુમાં ડૉકટર ચાલતો હતો.

"તમને શું લાગે છે, ડૉકટર ?" દિવાને પૂછ્યું.

"હજુ કંઇ કહેવાય નહિ." ડૉકટરે જવાબ આપ્યો: "માથાપરનો જખમ ગંભીર છે."

"અને અમૂલ્ય બાબુ ?"

"તે ગોળીથી વીંધાઇ મરણ પામ્યા."

સમાપ્ત.

